# નિવેદન

## (પહેલી આવૃત્તિનું)

'નળાખ્યાન' મધ્યકાલીન કવિશિરોમણિ પ્રેમાનંદની આખ્યાનકલા અને કાવ્યસિદ્ધિનું એક ઊંચું શિખર છે. પ્રેમાનંદની બધી વિશિષ્ટતાઓ અને મર્યાદાઓનું એમાં એકત્ર દર્શન થાય છે. પ્રેમાનંદની પ્રતિભાની પિછાણ માટે સાહિત્યના ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને તેમજ સાહિત્યભોગી સામાન્ય વાચકોને જેના અભ્યાસની ભલામણ કરી શકાય એવું આસ્વાદ્ય અને અભ્યાસક્ષમ એ આખ્યાન છે. સરકારી તેમજ 'ગુજરાતી' પ્રેસનાં કાવ્યદોહને એ છાપી પ્રજાને માટે સુલભ બનાવ્યું ત્યારપછી અલગ પુસ્તક રૂપે પણ તે અવારનવાર છપાયાં કર્યું છે. એનાં કેટલાંક કડવાં વિદ્યાર્થીભોગ્ય ટીકાટિપ્પણો સાથે પણ પ્રગટ થયાં છે. પણ સમગ્ર આખ્યાનનું સાહિત્યદૃષ્ટિએ લખાયેલાં ઉપોદ્‌ઘાત અને વિવરણ સાથે કોઈ સંપાદન પ્રાપ્ય નહિ હોવાથી અત્ર તેવો પ્રયાસ કરવામાં આવ્યો છે.*

એમાં આખ્યાનનો પાઠ મોટે ભાગે ગુજરાતી પ્રેસના 'બૃહત્‌કાવ્યદોહન' વાળો રાખ્યો છે જ્યાં બીજી સુલભ પ્રતિઓના પાઠમાંથી રસદૃષ્ટિએ પસંદગી પણ કરી છે. કેટલાંક વિચારવા જેવાં પાઠાન્તરો પાછળ વિવરણમાં જરૂર જણાઈ ત્યાં અર્થ અને ચર્ચા સાથે આપવામાં આવ્યાં છે. વિવરણમાં દૃષ્ટિ કૃતિનું હાર્દ અને કવિની પ્રતિભા સમજવા મથતા રસલક્ષી વિવેચનની રાખી છે. મહાભારતના 'નલોપાખ્યાન' તથા પુરોગામી નળાખ્યાનો સાથેનાં સામ્યભેદ અને તેમની અસરનું પ્રમાણ વિચારવા મહાભારતકથા અને ભાલણ અને નાકરનાં નળાખ્યા-

---

* આ સંપાદન પ્રગટ થયા પછી ત્રણેક મહિનામાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી એવું એક સંપાદન પ્રગટ થયું હતું. (સંપા૰, ૧૯૫૩)

નોમાંથી જરૂર પ્રમાણે ઉતારા પણ તેમાં આપવામાં આવ્યા છે. ઉપોદ્ઘાતમાં કૃતિના અભ્યાસ માટે જરૂરી એવો આખ્યાનના મધ્યકાલીન કાવ્યપ્રકારનો તથા આખ્યાનકાર પ્રેમાનંદનો પરિચય આપી 'નળાખ્યાન'ને અંગે વિવરણની પૂર્તિરૂપ બને એટલી ચર્ચા કરવામાં આવી છે એમાં પ્રેમાનંદનાં જીવન, સમય અને કૃતિઓ વિશે લખવાની રૂઢ પ્રથાને, એ માહિતી અન્યત્ર સુલભ હોય છે જ તેથી, તેમ કૃતિના અભ્યાસમાં એની અનિવાર્ય અગત્ય ન હોવાથી, હું અનુસર્યો નથી. અભ્યાસીઓની જરૂરત બધી લક્ષમાં રાખી છે જ. [પ્રથમ ઉપોદ્ઘાત વાંચી, પછી વિવરણ સાથે આખ્યાન ઝીણવટથી વાંચી, અંતે ઉપોદ્ઘાતના અંતમાં સૂચવેલા મુદ્દા વિવરણની મદદથી તેમ સ્વતંત્ર રીતે વિચારી જવાથી અભ્યાસીઓ 'નળાખ્યાન'નો પૂરો આસ્વાદ કરી એનું યથાર્થ મૂલ્યાંકન કરી શકશે એવી આશા છે.]

પુસ્તકના મુદ્રણ અને પ્રકાશન માટે શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયનો હું ઘણો આભારી છું.

જુલાઈ, ૧૯૫૧ — અનંતરાય મ. રાવળ

## (બીજી આવૃત્તિનું)

પહેલી આવૃત્તિ વેળા ઉતાવળને કારણે જે થઈ શક્યું ન હતું, પ્રાપ્ય હસ્તપ્રતો જોઈ જઈ 'નળાખ્યાન'ની શક્ય તેટલી જૂની સાધાર વાચના આપવાનું, તે આ આવૃત્તિ વેળા કરી લીધું છે. નવી વાચનાને અનુસરતાં, વિવરણમાં અહીં તહીં થોડા ફેરફાર કર્યા છે. ઉપોદ્ઘાતમાં બીજા ખંડમાં પ્રેમાનંદના જીવન અને કવન વિશે જરૂરી નોંધ ઉમેરી ત્રીજા ખંડમાં પણ થોડો વધારો અંતે કર્યો છે. પાઠાંતરો દરેક પૃષ્ઠ નીચે નહિ મૂકતાં આખ્યાનને અંતે એક સાથે આપ્યાં છે. પુસ્તક એ કારણે કદમાં થોડું વધ્યું છે. અભ્યાસીઓને એ ઉપયોગી બનશે તો મને સંતોષ થશે.

૨૦-૯-૧૯૫૭ — અનંતરાય મ. રાવળ

# પ્રતો અને સંજ્ઞાઓ

'નળાખ્યાન'ની આ આવૃત્તિની વાચના અને પાછળ છાપેલાં પાઠાન્તરો માટે કામ લાગેલ પ્રતોની માહિતી અને તેમને આપેલી સંજ્ઞાઓ નીચે મુજબ છે:—

હસ્તપ્રતો

ગુ. ૧—ગુજરાત વિદ્યાસભા, અમદાવાદની હસ્તલિખિત પોથી નં. ૬૫૫. ઉધઈ વડે અસંત ખવાઈ ગયેલા આ ચોપડામાં 'રૂક્મિણી હરણ' (દેવીદાસ), 'મેતા નરસિંહસુતનો વેહેવા', 'સુરેખાહરણ', 'ઉખાહરણ' (નરસિંહ નવલ), 'વિરાટપર્વ', 'અભિમન્યુ આખ્યાન' અને 'શુકદેવજીનું આખ્યાન' એટલી કૃતિઓ સાથે 'રાજા નલનું આખ્યાન' લખાયેલું છે. 'નળાખ્યાન'ની લહિયાએ આપેલી લખ્યા-સાલ સં. ૧૭૫૬ હોવાથી (બીજી કૃતિઓમાં કોઈની સં. ૧૭૫૪ ને કોઈની ૧૭૫૫ છે) પ્રેમાનંદના જ જીવનકાળમાં લખાયેલી અને પ્રાપ્ય પ્રતોમાં સૌથી જૂની પ્રત આ છે. એમાં 'નળાખ્યાન'ના કડવાં ૬૫ છે, ને આખ્યાનનું રચનાવર્ષ સં. ૧૭૪૨ આપ્યું છે. આ પ્રતની વિશિષ્ટતા એ છે કે એમાં સંસ્કૃત શબ્દો બરાબર લખાયા છે (ઉદા૦ 'વિનય', 'નૈવેદ્ય', જે બીજી પ્રતોમાં 'વીને'ને 'નિવેદન' તરીકે લખાયા દેખાય છે). 'નાપી' માટે 'લાપી' એવી સુરતી ઉચ્ચારની જોડણી બતાવતી આ પ્રત રેફ આગળ લખે છે, (ઉદા૦ 'ર્યું' માટે 'ર્યું' એમ) એ આજના લિપિસુધારકોએ જાણવા જેવું છે.

ગુ. ૨—ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ,ની હસ્તપોથી નં. ૧૯૪. દવે પ્રાણનાથના આ ચોપડામાં 'નળાખ્યાન' ઉપરાંત 'સુરેખાહરણ', 'અભિમન્યુ આખ્યાન', 'વિરાટપર્વ' (નાકર), 'હંસાવતીની કથા' (મધુસદન વ્યાસ), 'રસગીતા' અને 'સુદામાચરિત્ર' મોટા સુવાચ્ય

અક્ષરમાં ઉતારાયેલાં છે. ૬૪ કડવાંના એમાંના 'નળાખ્યાન'ની રચના સાલ સં. ૧૭૬૨ આપવામાં આવી છે, અને લખ્યા-સાલ સં. ૧૭૮૬ છે.

ગુ. ૩—ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, હસ્તપોથી નં. ૧૫૩૧. અક્ષર મરોડદાર ને સુંદર. બીજી સામગ્રી—'સ્વર્ગારોહણ', 'વિરાટપર્વ' (નાકર), 'એકાદશી-ઉત્પત્તિ', 'શિવરાત્રિની કથા' (મૃગલી સંવાદ), 'હરપાર્વતી સંવાદ', 'સુખદેવનું આખ્યાન', 'રૂક્ષ્મણીહરણ', 'સ્વરોદય'. 'નળાખ્યાન' ઉતાર્યાની સાલ સં. ૧૮૨૭ છે. 'નળાખ્યાન' ૬૪ કડવાંનું છે અને તેનું રચનાવર્ષ સં. ૧૭૬૨ છે.

ગુ. ૪—ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, પોથી નં. ૧૯૯૫. આમાં એકલું 'નળાખ્યાન' જ છે. પ્રત સં. ૧૮૪૫ માં લખાયેલ છે. 'નળાખ્યાન'નાં લખાયાં છે ૬૪ કડવાં, પણ ૬૨ નો આંકડો બે વાર આવે છે તેથી કડવાં-સંખ્યા વસ્તુતઃ ૬૫ ની છે. આખ્યાનનું રચના વર્ષ સં. ૧૭૪૨ આપ્યું છે.

ગુ. ૫—ઉપરની જ સંસ્થાના સંગ્રહની પોથી નં. ૮૮૧. આખ્યાન ઉતાર્યું દર્શાવ્યું છે સં. ૧૮૭૩ માં.

ગુ. ૬—ઉપરની જ સંસ્થાના સંગ્રહની પોથી નં. ૧૨૮૪. ઉતાર્યા-સાલ દેખાતી નથી.

ફા. ૧—ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈની હસ્તપોથી. લખ્યા-સાલ સં. ૧૭૬૮. પ્રાપ્ય પ્રતોમાં જૂનાપણાની દૃષ્ટિએ ગુ. ૧ પછી આનો નંબર આવે.

ફા. ૨—ઉપરની સંસ્થાના સંગ્રહની પોથી. લખ્યા-સાલ સં. ૧૭૭૯. જૂનાપણામાં આ ત્રીજી.

**મુદ્રિત પ્રતો**

ન૦—કવિ નર્મદાશંકરે હસ્તપ્રતોને આધારે તૈયાર કરેલી, ગુજરાતી પ્રેસવાળી.

કા૦—ગુજરાતી પ્રેસના 'બૃહત્કાવ્યદોહન', ભા. ૧માં છપાયેલ.

મ૦—દામુભાઈ મહેતા અને છગનલાલ મોદીનું ૧-૨૫ કડવાંનું સટીક સંપાદન.

ન૦ તથા મ૦ ની પ્રસ્તાવનામાં બતાવેલી જુદી જુદી સાલની (સં. ૧૭૫૫, ૧૮૦૬, ૧૮૨૧, ૧૮૩૯, ૧૮૫૬, ૧૮૮૧, ૧૮૯૨, ૧૯૦૭ ની) હસ્તપ્રતો, નર્મદની હાથની લખેલી પ્રત, સરકારી કાવ્ય-દોહન, નર્મદની છાપેલી સરકારી પ્રત, શ્રી. મંજુલાલ મજમુદારનું કેટલાંક કડવાંનું સટીક સંપાદન, એ બધાંનો પણ પાઠવિચાર માટે ઉપયોગ કરવામાં આવ્યો છે: (કૌંસમાંની સાલો વાળી પ્રતોનો અલબત્ત તેમાંના જે પાઠ ન૦ ને મ૦ માં પાદટીપોમાં નિર્દેશાયા છે તે દ્વારા જ).

'નળાખ્યાન'ની વાચના તૈયાર કરવામાં હસ્તપ્રતોને મુદ્રિત પ્રતો કરતાં પ્રમાણભૂત ગણી છે. જોડાક્ષર તથા અનુસ્વારની બાબતમાં થોડી અતંત્રતા, પાઠોની વિવિધતા, અક્ષરો શબ્દો તથા પંક્તિઓનો લહિયા-શાઈ વિસ્મૃતિ-લોપ, અને ક્યારેક અક્ષરોની કષ્ટવાચ્યતા બધી હસ્ત-પ્રતોનાં દૂષણ છે. એમાં સૌથી જૂની ગુ. ૧ને વિશેષ પ્રમાણભૂત માની અનુકાલીન પ્રતોની બહુમતિ સામે એના પાઠની પસંદગી કરી છે. આખ્યાનનાં કડવાં ૬૫ થયાં છે તે ગુ. ૧ ને અનુસરવાથી. પાઠાંતરો પર નજર નાખવાથી કઈ કઈ હસ્તપ્રતો એક કુટુંબ કે થડની છે એ તરત જણાઈ આવશે જૂજ ઠેકાણે અર્થ ને ઔચિત્યની દૃષ્ટિએ ગુ. ૧ ના પાઠને છોડી પછીની પ્રતોના કોઈ પાઠને પણ પસંદ કરેલ છે. કોઈ હસ્તપ્રતનો ટેકો ન હોય એવો એક શબ્દ પણ 'નળાખ્યાન'ની આ બીજી આવૃત્તિની વાચનામાં જોવાશે નહિ. જોડણી શક્ય તેટલા પ્રમાણમાં જૂની જાળવવા યત્ન કર્યો છે, એ હેતુથી કે તે સમયનાં ઉચ્ચારણ અને લેખનનો આજના વાચકોને કંઈક પરિચય મળે.

# અનુક્રમ

# ઉપોદ્‌ઘાત

## ૧

## મધ્યકાલીન ગુજરાતી આખ્યાન

આખ્યાન મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો એક ઘણો લોકપ્રિય કાવ્યપ્રકાર છે. સંસ્કૃતના અનભિજ્ઞ લોકસમાજને તેની જ ભાષામાં ગાઈ શકાય કે ગવાતી સાંભળી શકાય એવી રાગરાગણીની કવિતામાં પુરાણકથાઓ તથા ભક્તચરિત્રોની ભેટ ધરનાર આ કાવ્યપ્રકાર તેને વાર્તાનો, સંગીતનો અને ક્વચિત્ આખ્યાનકારના નાટ્યાભિનયનોય આનંદ આપી તે સાથે ધર્મલાભ પણ કરાવતો, કંઈક ભક્તિપોષક ધર્મકથા સાંભળ્યાનો સંતોષ અનુભવાવતો.

આપણા ધર્મગ્રંથોમાં પ્રજાહૃદય સુધી પહોંચવામાં ફાવનાર છે 'મહાભારત', 'રામાયણ' અને પુરાણો. એમની લોકપ્રિયતા દોઢેક હજાર વર્ષ જેટલી જૂની છે. સંસ્કૃત બોલાતી ભાષા તરીકે બંધ થતાં સંસ્કૃતનો એ વારસો લોકભાષામાં ઊતરે એ સ્વાભાવિક હતું. પોતાની ધાર્મિક કથાઓ લોકભાષામાં રાસા-પ્રબંધોમાં પદ્યમાં ઉતારતા જૈન સાધુઓની સફળતાએ બ્રાહ્મણવર્ગને તેનું અનુસરણ કરવા પ્રેર્યો. પંદરમા અને સોળમા શતકમાં લોકહૃદયની ભૂમિને પરિપ્લાવિત કરતાં દેશભરમાં ફરી વળેલાં વૈષ્ણવ ભક્તિધર્મનાં મોજાંએ એને માટે અનુકૂળ હવા ઊભી કરી. 'રામાયણ,' 'મહાભારત,' 'શ્રીમદ્ ભાગવત' આદિના કથાશ્રવણની માગ વધતી ચાલતાં એ પુરાણોને લોકભાષામાં

ઉતારવાની પ્રવૃત્તિ આરંભાઈ. આપણી ભાષા અપભ્રંશોત્તર કાળની ગર્ભદશા પૂરી કરી જન્મી ચૂકી હતી અને ભાંખોડિયાંભેર ચાલતી થઈ હતી, તે કાળે તેના ખેડાણમાં સહાયક નીવડે એવો આ સંજોગ હતો. પ્રથમ પુરાણો સંસ્કૃતમાંથી અનુવાદરૂપે ગુજરાતી ભાષામાં ઊતરવા લાગ્યાં, પણ ઓછું સંસ્કૃત જાણનાર પરંતુ બીજી રીતે કથનકલાપ્રવીણ બ્રાહ્મણોએ પુરાણાંતર્ગત ઉપાખ્યાનો અને કથાઓની તેમાં પોતાની કલ્પના ઉમેરીને તથા પોતાનો કવિતાકસબ વાપરીને બનાવેલી સ્વતંત્ર ગુજરાતી રચનાઓ વિશેષ લોકપ્રિય બનતાં તેનું સર્જન વિશેષ થવા લાગ્યું. આ રચનાઓ તે મધ્યકાલીન ગુજરાતી આખ્યાનો.

આ આખ્યાનોએ તેમના ઉદયકાળે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ધરીને ઊભી થતી આપણી ભાષાને સારા પ્રમાણમાં ખેડી અને વિકસાવી છે. પણ ભાષા–સાહિત્ય-સેવા કરતાં ગુજરાતની સંસ્કારસેવા તેમને હાથે વિશેષ થઈ છે. આપણાં ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના ઉત્તમ અંશોને અને તેનાં સારતત્ત્વોને મિત્ર માફક ઉપદેશ કરતી કથા–આખ્યાયિકાઓ દ્વારા જનતા સુધી પહોંચાડી જે કાર્ય જૂના સમયમાં પુરાણોએ બજાવ્યું હતું તેવું જ કાર્ય બજાવી મધ્યકાલનાં ગુજરાતી આખ્યાનોએ આપણી પ્રજાના ધર્મસંસ્કાર તથા ભક્તિભાવના જાગતાં રાખ્યાં અને પોષ્યાં છે. શાસન મુસલમાનોનું હતું ત્યાં લોકોની ધર્મભાવના, આચાર-વિચાર, જીવનપ્રણાલી, એમનાં વ્રતો, ઉત્સવો, કથાઓ એનાં એ જ રહ્યાં એનો ઘણો જશ આખ્યાનકારોનેય જાય. શ્રી. કનૈયાલાલ મુનશીએ પ્રેમાનંદને ગુજરાતની નાનકડી રંગભૂમિ પરનો વ્યાસ કહી, એ જે વર્ગનો પ્રતિનિધિ હતો તે વર્ગની ધર્મસંરક્ષણ અને સંસ્કારસાતત્યની સેવાને જ સલામી આપી છે.

કાવ્યપ્રકાર તરીકે આખ્યાન કડવાબદ્ધ અપભ્રંશ–અપભ્રંશોત્તર કાવ્ય-પ્રબંધોનું સાતત્ય સાચવે છે. જૈન સાધુઓ પોતાની પુરાણકથાઓ અને ધાર્મિક પુરુષોનાં ચરિત્રોના રાસા–પ્રબંધો એ કાવ્યોમાં લખતા, તો બ્રાહ્મણવર્ગે પુરાણોમાંથી ભગવાનની લીલા અને ભક્તોનાં ચરિત્ર

ઉપાડી પોતાની આખ્યાનરચનાઓ કરી. રાસા અને પ્રબંધોમાં માત્ર મેળ છંદો અને દેશીઓ વપરાતાં, તો કથાગાનની અપેક્ષાએ આખ્યાનોએ ગેય દેશીઓનો વિશેષ વિનિયોગ કર્યો પણ તેનું કડવાનું સ્વરૂપ સ્વીકારી લીધું. જૈનેતર કવિઓના આખ્યાનના કડવાના મુખબંધ અને વલણ અપભ્રંશ કડવાના પ્રારંભક ધ્રુવક અને ઉપસંહારાત્મક ઘત્તાની જ સુધારેલી આવૃત્તિ બન્યાં *

આખ્યાન સર્વાનુભવરંગસિક કથાત્મક કવિતાનો, પ્રાચીન પુરાણો અને મહાકાવ્યો અને અત્યારના ખંડકાવ્યોની વચમાં બેસે એવો, નિરાળો કાવ્યપ્રકાર છે. પુરાણોનો કથાપટ અતિવિસ્તૃત અને તેમાં ભગવાનના અવતાર, વંશોની કથાઓ અને અનેક આખ્યાયિકાઓનું જાળું મોટું હોય છે. આખ્યાન પુરાણાન્તર્ગત એક જ ઉપાખ્યાનને કે કથા-પ્રસંગને અથવા એક જ વ્યક્તિના ચરિત્રને આલેખતું હોવાને કારણે તેની ચોકસ હદ બંધાય છે+

* 'કડવું' શબ્દ જ અપભ્રંશ પરથી આવ્યો છે. હેમચંદ્ર અને સંસ્કૃત આલંકારિકો कडवक શબ્દ વાપરે છે, પણ તે કોઈ દેશ્ય શબ્દનું બનાવેલું સંસ્કૃત હોય कलाप અને कडप्प (न कडप्र) અને कदम्ब પરથી 'કડવું' (=કડીઓનો સમૂહ) શબ્દ વ્યુત્પન્ન કરવાના પ્રયાસ પણ થયા છે

+ એ રીતે સંસ્કૃત મહાકાવ્યને તે જરાક મળતું આવે પણ મહાકાવ્યમાં કાવ્યાત્મક વર્ણનછટા પર વધુ ભાર હોય છે, ત્યારે ગુજરાતી આખ્યાનમાં ભાર વાર્તાકથન પર જ વિશેષ હોય છે. વળી, આલંકારિકો મહાકાવ્યનાં જે લક્ષણો ગણાવે છે તેને કંઈ આખ્યાને પોતાનાં લક્ષણો બનાવ્યાં નથી. અનાયાસે એમાંના કોઈ એમાં આવી જાય તો ભલે, પણ તે તો એની વર્ણનાત્મકતાને લીધે આવે. સંસ્કૃત 'કથા' અને 'આખ્યાયિકા'માં આખ્યાનનાં લક્ષણ હોય એમ કોઈ કહે છે, ત્યાં 'આખ્યાન'નો અર્થ પૂર્વવૃત્તોક્તિથી વિશેષ નથી. બાકી, સંસ્કૃત 'કથા' તથા 'આખ્યાયિકા' ગદ્યમાં હોય છે, ત્યારે ગુજરાતી આખ્યાન પદ્યરચના છે. વળી સમયદૃષ્ટિએ, આલંકારિકોએ ગણાવેલાં કથા-આખ્યાયિકાનાં લક્ષણોનો આખ્યાન સાથે બહુ મેળ ખાતો નથી. આપણું આખ્યાન સ્વતંત્ર ગુજરાતી રચના જ છે

આ+ખ્યા-(ख्या) પરથી થતી 'આખ્યાન' શબ્દની નિષ્પત્તિ અને રામાયણ–મહાભારતાદિમાંના ઉપાખ્યાનની ગાઈ બજાવીને થતી સાભિનય કથા એટલે આખ્યાન એવી હેમચંદ્રની સમજ[1] આખ્યાનને ગાનાર અને શ્રોતાઓની અપેક્ષા રાખતો કથાગાન અને કથાશ્રવણનો પ્રયોગ જ દર્શાવે છે પછી, જેમ 'રાસ' એટલે મૂળ તો વર્તુળાકારી ભ્રમણનો સસંગીત સામૂહિક નૃત્યપ્રયોગ, પણ પછી એની સાથે ગવાતા ગીત માટે એ શબ્દ વપરાતો થયો છે તેમ આવા આખ્યાન વેળા જેનું કથાશ્રવણ થાય તે કાવ્યરચના આખ્યાન નામથી ઓળખાતી થઈ હશે

આખ્યાન લાંબી કાવ્યરચના હોવાથી તેમાં એક જ રાગ આખ્યાનકાર તથા શ્રોતાઓને થકવે. વળી લાંબાં હોઈ તેનું 'આખ્યાન' (=કથાગાન) એકથી વધુ બેઠકો પણ માગે આ કારણથી તેમાં વિરામ સ્થાનો તથા નવા ઢાળ ને રાગની જોગવાઈ કરી આપતા કથાના વિષયાનુસારી વિભાગો પાડવામાં આવે છે એને કહેવામાં આવે છે 'કડવાં' પુરાણોમાં જેમ સર્ગ ને અધ્યાય અને આજની નવલકથાઓમાં જેમ પ્રકરણ તેમ આખ્યાનમાં કડવાં પણ આખ્યાનોનાં કડવાં હોય છે તેનાથી ટૂંકાં આરંભકાળનાં આખ્યાનોનાં કડવાં નરસિંહ મહેતાનાં પદ જેવાં ટૂંકાં હતાં[2] ભાલણનો 'દશમસ્કંધ' પદોમાં લખાયો છે અને જનાર્દનકૃત 'ઉષાહરણ'નાં કડવાં પદો જ છે કડવાએ વિસ્તાર સાધ્યો પાછળથી, પણ ત્યારેય લાગણીવનતા આલેખનાં કડવાં પદ બની રહેતાં (ઉદા 'નળાખ્યાન' ક૦ ૩૬ અને 'દશમસ્કંધ' ક૦ ૫૬)

---

૧ आख्यानकसंज्ञा तल्लभते यदभिनयन् पठन् गायन् ('काव्यानुशासन)

૨ હેમચંદ્રે કડવાને અનેક છંદોના રાગ કે ઢાળનું મિશ્રણ કહેલ છે તે તથા આખ્યાનની એમણે આપેલી સમજૂતી એટલું તો સિદ્ધ કરે છે કે કડવા મૂળ ગેય આપણા પ્રારંભકાળના આખ્યાનો કડવા માટે ગેય પદનો ઉપયોગ કરે એ આથી સમજી શકાય એવી વાત છે કડવા બહુધા દેશીઓમાં—દેશીઓ એટલે જુદા જુદા રાગ કે ઢાળની ગેય પદરચનાઓ—જ લખાયાનું રહસ્ય પણ આમાં છે

કડવાબદ્ધ આખ્યાનોમાં વચમાં પદો મૂકવાની પ્રથા આમ તો પ્રેમાનંદથીય જૂની છે,—'હંસાઉલી' જેવી વાર્તાઓ તથા 'કાન્હડદે પ્રબંધ,' અને ભાલણની 'કાદંબરી' જેવી કૃતિઓ પણ અવારનવાર પદ પ્રયોજે છે—પણ એ એનો ઠીક ઉપયોગ કરે છે. લાંબી દેશીઓ જેવાં આવાં કડવાની પૂર્વે (અને ક્યારેક અભાન્તરે ને પછી) પદની માફક ચોપાઈ—પૂર્વછાયા (દોહરા)નો બંધ પણ આખ્યાનો માટે વપરાયો માલૂમ પડે છે—પદ્યવાર્તાઓ તો એમાં જ લખાતી—પણ આખ્યાનને કડવાબંધ પાછળથી વિશેષ ફાવી ગયો છે.

કડવાના સામાન્ય રીતે આ ત્રણ ભાગ પડી જતા: (૧) એક કે વધુ લીટીનો પ્રસ્તાવનાસૂચક મુખબંધ કે 'ઢોઉિયુ' (કે હ્રુવનો શબ્દ), (૨) કડવાનો સૌથી વધુ ભાગ રોકનો અને કડવામાં વર્ણનવાના પ્રસંગનું આલેખન કરતો ઢાળ, જેમાં કડવાની વ્યાપક કે મુખ્ય દેશી વપરાઈ હોય છે, અને (૩) કડવાનો ઉપસંહાર કરી પછી આવતા કડવાના વસ્તુનું સૂચન કરી બંનેને સાંધતી કડી બનતું બે લીટીનું વલણ અથવા ઊથલો. શેક્સપિયરના નાટકોમાં જેમ પ્રાસબદ્ધ કડી પ્રવેશ પૂરો થયાનું સૂચન કરે છે, તેમ આખ્યાનોમાં વલણ કડવાની સમાપ્તિ દર્શાવે છે. પદરચનાની દૃષ્ટિએ એને વિશે નોંધપાત્ર એ છે કે એનો રાગ મુખ્ય દેશી કરતાં જુદો હોય છે અને મુખ્ય દેશીના છેલ્લા શબ્દોને પકડી લઈને એ આગળ ચાલે છે. કડવાની આ વ્યવસ્થા ભાલણથી શરૂ થઈ, નાકરને હાથે પ્રચલિત બની અને પ્રેમાનંદને હાથે દૃઢ બની. પણ મુખબન્ધ અને વલણ બધાં જ કડવામાં આવતાં એવું નથી. પ્રેમાનંદના 'નળાખ્યાન'માં ઘણાં કડવામાં મુખબંધ નથી. ભાલણનાં ઘણાં કડવાં મુખબંધ અને વલણ દેખાડતાં નથી. આખ્યાનની કડવા-સંખ્યા માટે કોઈ નિશ્ચિત નિયમો ન હતા. કડવાંની સંખ્યા કથાવિષય અને આખ્યાનકાર પર અવલંબતી. પ્રેમાનંદની વાત કરીએ તો એનું 'સુદામાચરિત્ર' તેર, 'મામેરું' સોળ, 'રણયજ્ઞ' છત્રીસ અને 'નળાખ્યાન' પાંસઠ કડવાનું છે. નાકરનું 'નળાખ્યાન' બાર અને ભાલણનું તેત્રીસ

કડવાનુ છે, જ્યારે પ્રેમાનદનુ પાસઠ કડવા સુધી પહોચ્યુ છે !

પહેલા કડવામા સસ્કૃત નાટકની નાન્દી જેવુ ગણપતિ અને સરસ્વતીની સપ્રણામ પ્રાર્થના અને વસ્તુનિર્દેશ કરતુ મગળાચરણ કરી, આખ્યાનના કથાપ્રસગને સમજવા પૂરતી પ્રસ્તાવના કે પીઠિકા લેખે જરૂરી પૂર્વકથા આપી, આખ્યાનકાર કથા શરૂ કરતા આખ્યાનનુ વસ્તુ મોટે ભાગે 'રામાયણ,' 'મહાભારત,' 'હરિવશ' કે 'ભાગવત' માથી અને કેટલીક વાર ભક્તોના જીવનમાથી* લેવામા આવતુ આવા ખ્યાત અને લોકો માટે રસભાજન વસ્તુના નિરૂપણમા પણ આખ્યાનકાર પોતાની કળા અને શક્તિ બતાવતા ભાલણ ને વિષ્ણુદાસ જેવા પુરાણગ્રથનો વફાદાર સારાનુવાદ આપતા તો નાકર અને પ્રેમાનદ જેવા તેમા વધારા-ઘટાડા કરી વિસ્તારીને તેને સ્વતત્ર રચના બનાવતા આ ફેરફાર ક્યારેક સસ્કૃતના અજ્ઞાનને લીધે,[1] કોઈ વાર કથાને ઉત્કટ બનાવવા,[2] કોઈ વેળા લોકાચાર રજૂ કરી શ્રોતાઓનો રસ વધારવા,[3] ક્યારેક લોકોને અમુક ઘટનાનુ એમની ન્યાયભાવનાને ગળે ઊતરે એવુ કારણ આપવા,[4] ઘણીવાર લોકોને હસાવવા[5] અથવા તેમનો ભક્તિભાવ વધારવા,[6] એમ જુદા જુદા કારણે પ્રેરાયા હોવાનુ અનુમાન

---

* જુઓ નરસિહ મહેતાના જીવનપ્રસગોના આખ્યાનો, 'સગાળશા આખ્યાન' 'વલ્લભાખ્યાન' 'કબીરચરિત્ર' જેવી કૃતિઓ

૧ ઉદા૦ 'નળાખ્યાન'માનો પુષ્કર દ્યૂતમા બળદ પકડ્યાનો પ્રસગ

૨ ઉદા૦ 'નળાખ્યાન'માના મત્સ્યમજીવન અને હારચોરીના પ્રસગ

૩ ઉદા૦ 'ઓખાહરણ'માનો આગમનો વાણિયા બાણાસુરની આડે સાતસણો થતી ચાડાવણીનો પ્રસગ.

૪ ઉદા૦ પ્રેમાનદના 'અભિમન્યુઆખ્યાન'માની અભિમન્યુને અસુર ઠરાવતી પૂર્વકથા

૫ ઉદા૦ પ્રેમાનદના 'રણયજ્ઞ'માના કુભકર્ણને જગાડવાના ઉપાયનુ વર્ણન, 'સુદામાચરિત્ર' તથા 'નળાખ્યાન'મા સુદામા ને બાહુકના વર્તન.

૬ ઉદા૦ પ્રેમાનદના 'રણયજ્ઞ'માના રાવણ કુભકર્ણ ને મદોદરીના આલેખન

કરી શકીએ. વાર્તાપ્રવાહમાં શ્રોતાજનોને ખેંચી જાય અને પ્રસંગો જાણે નજર સમક્ષ બનતા લાગે એવી તાદશ સાક્ષાત્કારક નિરૂપણની ચિત્રો ઊભાં કરતી કથનકલા તો આખ્યાનકારમાં પહેલી જોઈએ. એવી કથનકલા જેટલી જ કુશળતા પાત્રાલેખન પરત્વે આખ્યાનકાર દાખવતા. પાત્રો આમ તો લોકોને પરિચિત જ હોય એટલે વિશેષતા એમના આલેખનમાં જ દાખવવાની રહેતી. પ્રેમાનંદનાં રાવણ, કુંભકર્ણ, કંસ, સુદામા, શ્રીકૃષ્ણ ('અભિમન્યુ આખ્યાન'ના) આદિ પાત્રો જોવાથી તેના આલેખનની વિશિષ્ટતા સમજાશે. આખ્યાનકાર વસ્તુનું હાડપિંજર જ પુરાણમાંથી લઈ તેમાં લોહીમાંસ અને પ્રાણ પોતાના જમાનાનાં પૂરી પૌરાણિક પાત્રોને લોકગમ્ય સજીવ ગુજરાતી પાત્રો બનાવી દેતા. પાત્રોનું પૌરાણિક ગૌરવ ઘટી કયારેક તે સામાન્યતામાં સરી પડે એમ પણ આથી થતું, પણ તે ગેરલાભ કરતાં કથાને રસિક અને સજીવ બનાવતો લાભ મોટો હતો. આખ્યાનનો પટ મોટો હોવાથી એકથી વધુ રસને એમાં અવકાશ મળતો અને આખ્યાનકાર પોતપોતાની શક્તિ અને આખ્યાનમાં મળતા અવકાશના પ્રમાણમાં શૃંગાર, વીર કરુણ, અદ્ભુત, હાસ્ય, આદિ રસની નિષ્પત્તિ સાધતા અને સમકાલીન ગુજરાતીઓને તે તે લાગણીઓમાં તરબોળ કરી કથાનાં પાત્રો સાથે એટલા વખત પૂરતું તાદાત્મ્ય અનુભવાવતા. પ્રેમાનંદ જેવો કવિ તો એમાં અજબ રસવૈવિધ્ય દાખવતો. આ બધા સાથે પાત્રોનાં રૂપ, આભૂષણો, વન, નગર, સ્વયંવર, યુદ્ધો, આદિનાં વર્ણનમાં, પાત્રોના હર્ષ, શોક, વિરહ, ક્રોધ, આદિ ભાવોના પ્રતીતિકર અને કલાત્મક નિરૂપણમાં, ભાવો અને રસને અનુકૂળ ઢાળો અને ભાષા પ્રયોજવામાં, શબ્દચિત્રોમાં, અલંકારોમાં, અને ભાષાના ઔચિત્ય અને માધુર્યમાં આખ્યાનકાર પોતાનું કવિત્વ પણ યથાશક્તિ ચમકાવતા, જેને પરિણામે આખ્યાન ગદ્યને વાંકે પદ્યમાં લખાયેલી વાર્તા જ ન બનતાં સહૃદયોને કાવ્યાનંદ અને સાહિત્યરસ આપતી કાવ્યકૃતિઓ પણ બનતાં. આ રીતે કથા-પ્રસંગ રજૂ કરી, તે પૂરો થયે તેને યોગ્ય રીતે સમેટી લઈ આખ્યાન-

કાર આખ્યાનના કથાશ્રવણના ફલ—પાપક્ષય, 'શ્રીહરિ કેરો સબંધ,' વૈકુંઠવાસ, પુણ્યસંચય, મનોરથસિદ્ધિ, ઐહિક લાભો, ઈ.—એટલે લાભનો નિર્દેશ કરતી ફલશ્રુતિ સંભળાવી—આ ફલશ્રુતિ કોઈ વાર આરંભમાં કે વચમાં પણ મૂકાતી—અંતે નામઠામ અને જ્ઞાતિ પૂરતો પોતાનો મિતાક્ષરી પરિચય આપી કૃતિની રચનાની પૂર્ણાહુતિની મિતિ દર્શાવતા. કૃતિની વિષયસૂચિ અને કડવાં અને રાગની* સંખ્યા પણ કેટલાક આખ્યાનકાર અંતે લખતા.

## ૨

## આખ્યાનકાર પ્રેમાનંદ

ઈસવી સત્તરમા સૈકાના સાતમા દાયકામાં 'વીરક્ષેત્ર' વડોદરાના જુવાન ચાતુર્વંશી બ્રાહ્મણ પ્રેમાનંદે પોતાની આખ્યાનલેખનપ્રવૃત્તિ આદરી ત્યારે આખ્યાનનો આવો કાવ્યપ્રકાર પ્રમાણમાં ઠીકઠીક ખેડાઈ ચૂકેલો હતો. નરસિંહ મહેતાને હાથે એનાં 'સુદામાચરિત્ર', 'શામળદાસનો વિવાહ' અને 'હાર સમેનાં પદો' જેવાં કાવ્યોમાં આખ્યાનનાં બીજારોપણ થઈ, વીરસિંહકૃત 'ઉષાહરણ', કર્મણકૃત 'સીતાહરણ', માંડણકૃત 'રુકમાંગદચરિત'જેવી રચનાઓમાં એનું સ્વરૂપ કંઈક બંધાતું જઈ, ભાલણને હાથે એનું નિશ્ચિત કડવાબદ્ધ સ્વરૂપ નિર્માઈ તેની તેમજ નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, આદિ પાસેથી તેના સંખ્યાબંધ નમૂના ગુજરાતને મળી ચૂકયા હતા. પ્રેમાનંદને માટે માર્ગ તૈયાર થઈ ચૂકયો હતો. આ પરિસ્થિતિમાં જન્મી—ઊછરી પુરોગામીઓ પાસેથી પ્રેરણા લઈ, તેમની કૃતિઓનો છૂટથી ઉપયોગ પણ કરી, તેમાં પોતાની પ્રતિભા અને કળાથી સ્વકીય વિશિષ્ટતાઓ ઉમેરી, વિસ્તારી અને દૃઢ બંધવાળાં આખ્યાનોનું જે વિપુલ સર્જન પ્રેમાનંદે સાડાચાર દાયકા સુધી કર્યું તેણે એને ગુજરાતનો સૌથી વધુ લોકપ્રિય આખ્યાનકાર બનાવી દીધો. એણે એના પુરોગામીઓને ઢાંકી દીધા

× ઉદા૦ નાકરકૃત 'નળાખ્યાન', પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ' ઈ૦માં

એટલું જ નહિ, એના શિષ્યો, સમકાલીનો અને દયારામ સુધીના અનુગામીઓએ જે કંઈ અર્પણ આખ્યાનસાહિત્યને તેની પછી કર્યું છે તે પણ એની કૃતિઓને ઝાંખી પાડી શક્યું નથી. એટલે એ ગુજરાતનો સૌથી વધુ લોકપ્રિય આખ્યાનકાર જ નહિ, સૌથી શ્રેષ્ઠ આખ્યાનકાર પણ સહેજે ઠર્યો છે.

આપણા ઘણા મધ્યકાલીન કવિઓની માફક પ્રેમાનંદના જીવન વિશે સાધાર હકીકત ઓછી સાંપડે છે. એનું કવન 'લક્ષ્મણાહરણ' (ઈ. સ. ૧૬૬૪), ઓખાહરણ (ઇ. સ ૧૬૬૭) કે 'અભિમન્યુ આખ્યાન' (ઈ. સ. ૧૬૭૧)થી આરંભાયું લાગે છે. ઈ. સ. ૧૭૧૪ પછીની કોઈ રચના–સાલ એની કોઈ કૃતિની મળતી નથી. કવન આરંભ્યું ત્યારે એની ઉંમર વીસની ગણીએ અને ઈ. સ. ૧૭૧૪ પછી એ ઝાઝું જીવ્યો ન હોય એમ માનીએ તો એનો જીવનકાળ એક છેડે ઈ. સ. ૧૬૪૪ થી ૧૬૫૦નો અને બીજે છેડે ઈ. સ. ૧૭૧૪થી ૧૭૨૦ સુધીનો અનુમાનાય. જ્ઞાન અને પિતા માટે 'મેવાડા ચોવીસા ન્યાત' અને 'કૃષ્ણસુત' અને વતન માટે 'વીરક્ષેત્ર વડોદરા' એટલી હકીકત સિવાય બીજી કંઈ માહિતી તેણે આપી હોય તો તે એ કે 'ઉદર નિમિત્તે' સુરત–નંદરબાર તેણે સેવેલાં. આ સિવાય તેને વિશે જે વાતો કહેવાય–મનાય છે તે રસિક દંતકથાની કોટિની છે.

એવી વાતોમાં એક એ કે કવિત્વશક્તિ એને કોઈ મહાત્માની કૃપાથી મળેલી. એ વિશે જે ત્રણ રીતે* વાત ચાલે છે તેમાં વિશેષ જાણીતી આ છે: 'વડોદરામાં કામનાથ મહાદેવમાં ઊતરેલા એક સિદ્ધ મહાત્માની પ્રેમાનંદે બહુ સારી સેવાચાકરી કરી. મહાત્માએ પોતાના જવાને આગલે દિવસે તેને બીજે દિવસે પોતાની વિદાય વેળા હાજર રહેવા કહ્યું. ગુજરાતી ભાષાને સારે નસીબે, પ્રેમાનંદ તે વેળા મોડો પડયો. જઈ ને જુએ તો મહાત્મા ચાલતા થયેલા. ઝડપથી

* જુઓ 'જૂનું નર્મગદ્ય'—પૃ. ૪૬૩.

કાર આખ્યાનના કથાશ્રવણના ફલ—પાપક્ષય, 'શ્રીહરિ કેરો સંબંધ,' વૈકુંઠવાસ, પુણ્યસંચય, મનોરથસિદ્ધિ, ઐહિક લાભો, ઈ.—એટલે લાભનો નિર્દેશ કરતી ફલશ્રુતિ સંભળાવી—આ ફલશ્રુતિ કોઈ વાર આરંભમાં કે વચમાં પણ મૂકાતી—અંતે નામઠામ અને જ્ઞાતિ પૂરતો પોતાનો મિતાક્ષરી પરિચય આપી કૃતિની રચનાની પૂર્ણાહુતિની મિતિ દર્શાવતા. કૃતિની વિષયસૂચિ અને કડવાં અને રાગની* સંખ્યા પણ કેટલાક આખ્યાનકાર અંતે લખતા.

## ૨

## આખ્યાનકાર પ્રેમાનંદ

ઈસવી સત્તરમા સૈકાના સાતમા દાયકામાં 'વીરક્ષેત્ર' વડોદરાના જુવાન ચાતુર્વેદી બ્રાહ્મણ પ્રેમાનંદે પોતાની આખ્યાનલેખનપ્રવૃત્તિ આદરી ત્યારે આખ્યાનનો આવો કાવ્યપ્રકાર પ્રમાણમાં ઠીકઠીક ખેડાઈ ચૂકેલો હતો. નરસિંહ મહેતાને હાથે એનાં 'સુદામાચરિત્ર', 'શામળદાસનો વિવાહ' અને 'હાર સમેનાં પદો' જેવાં કાવ્યોમાં આખ્યાનનાં બીજારોપણ થઈ, વીરસિંહકૃત 'ઉષાહરણ', કર્મણકૃત 'સીતાહરણ', માંડણકૃત 'રુક્માંગદચરિત'જેવી રચનાઓમાં એનું સ્વરૂપ કંઈક બંધાતું જઈ, ભાલણને હાથે એનું નિશ્ચિત કડવાબદ્ધ સ્વરૂપ નિર્માઈ તેની તેમજ નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, આદિ પાસેથી તેના સંખ્યાબંધ નમૂના ગુજરાતને મળી ચૂક્યા હતા. પ્રેમાનંદને માટે માર્ગ તૈયાર થઈ ચૂક્યો હતો. આ પરિસ્થિતિમાં જન્મી-ઊછરી પુરોગામીઓ પાસેથી પ્રેરણા લઈ, તેમની કૃતિઓનો છૂટથી ઉપયોગ પણ કરી, તેમાં પોતાની પ્રતિભા અને કળાથી સ્વકીય વિશિષ્ટતાઓ ઉમેરી, વિસ્તારી અને દઢ બંધવાળાં આખ્યાનોનું જે વિપુલ સર્જન પ્રેમાનંદે સાડાચાર દાયકા સુધી કર્યું તેણે એને ગુજરાતનો સૌથી વધુ લોકપ્રિય આખ્યાનકાર બનાવી દીધો. એણે એના પુરોગામીઓને ઢાંકી દીધા

---

* ઉદા૦ નાકરકૃત 'નળાખ્યાન', પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ' ઈ૦માં

એટનુ જ નહિ, એના શિષ્યો, સમકાનીનો અને દયારામ સુધીના અનુગામીઓએ જે કઈ અર્પણ આખ્યાનસાહિત્યને તેની પછી કર્યું છે તે પણ એની કૃતિઓને ઝાખી પાડી શકયુ નથી એટને એ ગુજરાતનો સૌથી વધુ લોકપ્રિય આખ્યાનકાર જ નહિ, સૌથી શ્રેષ્ઠ આખ્યાનકાર પણ સહેજે ઠર્યો છે

આપણા ઘણા મધ્યકાનીન કવિઓની માફક પ્રેમાનદના જીવન વિશે સાધારણ હકીકત ઓછી સાપડે છે એનુ કવન 'લક્ષ્મણાહરણ' (ઈ સ ૧૬૬૪), ઓખાહરણ (ઈ સ ૧૬૬૭) કે 'અભિમન્યુ આખ્યાન' (ઈ સ ૧૬૭૧)થી આરભાયુ લાગે છે ઈ સ ૧૭૧૪ પછીની કોઈ રચના-સાન એની કોઈ કૃતિની મળતી નથી કવન આરભ્યુ ત્યારે એની ઉમર વીસની ગણીએ અને ઈ સ ૧૭૧૪ પછી એ ઝાઝુ જીવ્યો ન હોય એમ માનીએ તો એનો જીવનકાળ એક છેડે ઈ સ ૧૬૪૪ થી ૧૬૫૦નો અને બીજે છેડે ઈ સ ૧૭૧૪થી ૧૭૨૦ સુધીનો અનુમાનાય જ્ઞાત અને પિતા માટે 'મેવાડા ચોવીસા બ્રાહ્મણ' અને 'કૃષ્ણસુત' અને વતન માટે 'વીરક્ષેત્ર વડોદરા' એટલી હકીકત સિવાય બીજી કઈ માહિતી તેણે આપી હોય તો તે એ કે 'ઉદર નિમિત્તે' સુરત-નદરબાર તેણે સેવેના આ સિવાય તેને વિશે જે વાતો કહેવાય-સનાય છે તે રસિક દતકથાની કોટિની છે

એની વાતોમા એક એ કે કવિત્વશક્તિ એને કોઈ મહાત્માની કૃપાથી મળેની એ વિશે જે નણ રીતે* વાત ચાલે છે તેમા વિશેષ જાણીતી આ છે 'વડોદરામા કામનાથ મહાદેવમા ઊતરેના એક સિદ્ધ મહાત્માની પ્રેમાનદે બહુ સારી સેવાચાકરી કરી મહાત્માએ પોતાના જવાને આગને દિવસે તેને બીજે દિવસે પોતાની વિદાય વેળા હાજર રહેના કહ્યુ ગુજરાતી ભાષાને સારે નસીબે, પ્રેમાનદ તે વેળા મોડો પડયો જઈ ને જુએ તો મહાત્મા ચાનના થયેના ઝડપથી

* જુઓ 'જૂનું નર્મગદ્ય'—પૃ. ૪૬૩

પાઠક હોડનો જઈ તે તેમને આપી ગયો ત્યારે મહાત્માએ તેની જીભ પર કંઈક લખી તેને કહ્યું, 'જો તું વહેલો આવ્યો હોત તો તું ગિરાણ ગિરાનો કવિ બનત, પણ હવે તારી ભાષાનો મોટો કવિ બનીશ' બીજી એક વાત પ્રેમાનંદ વિશે એ કહેવાઈ છે કે તે પંદરેકની વયે રામચરણ નામના વિદ્વાન સંન્યાસીના સંપર્કમાં આવી એમની સાથે ઉત્તર હિંદની તીર્થયાત્રા પણ કરી આવેલો સંન્યાસીના સહવાસ તથા તીર્થયાત્રાના ફળરૂપે પ્રેમાનંદની પહેલી કાવ્યરચના હિંદીમાં થઈ પણ પૂર્વાશ્રમના ગુજરાતી નાગર એવા રામચરણ સંન્યાસીએ તેને 'ઉંદર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ' એમ કહી હિંદીમાં લખવા માટે ઠપકો આપી ગુજરાતીમાં કવિતા રચવા આગ્રહ કર્યો 'રામચરણ-કૃપા-મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ' એ પ્રેમાનંદની પંક્તિમાંના પહેલા સમાસના 'રામચરણ' શબ્દને વિશેષનામ માનવાથી આ દંતકથા ઊભી થઈ લાગે છે સંસ્કૃતમાંથી કથા કરનાર પુરાણી તરીકે આરંભ કરનાર પ્રેમાનંદે પુરાણીઓની કર્યાં નડતા ગુજરાતીમાં આખ્યાનો ગાનાર કથાકાર બની પુરાણીઓને પાઠ પાડ્યાની વાત પણ કેટલોક વખત ગુજરાતમાં ખૂબ પ્રચલિત બનેલી સફળ લોકપ્રિય આખ્યાનકાર એ બન્યો હોવા વિશે શંકા નથી તેની આસપાસ સોએક જણનું શિષ્યમંડળ હતું, જેમાં નાગર તો સ્ત્રીઓ હતી, અને પોતાના શિષ્યોમાંથી કોઈને સંસ્કૃત, કોઈને ફારસી, કોઈને વ્રજ, કોઈને મરાઠી કવિતાની બરોબરી કરે એવી કવિતા રચવાનો તેણે આદેશ આપેલો, તેમજ જ્યાં સુધી ગુજરાતી ભાષાની કાવ્યરચના ઇતર ભાષાની કાવ્યરચનાથી ચડે એવી ન થાય ત્યાં સુધી પોતે પાઘડી ન પહેરવાની તેણે પ્રતિજ્ઞા લીધેલી, એવી કથાઓ પણ એના સંબંધમાં કહેવાયા-મનાયા કરી છે. સમર્થક હકીકત કે પુરાવાને અભાવે આ બધી વાતો પ્રેમાનંદ જેવા મધ્યકાલના મહાન અને ઉત્તમ આખ્યાનકવિનું અને તેની ભાષામૈયાનું ગૌરવ કરવા-વધારવા જોડી કઢાયેલી છે એમ માનવાનું વલણ અત્યારે વધતું જાય છે.

૪૫ થી વધુ વર્ષના તેના કવન-કાળમાં પ્રેમાનંદે કરેલ કવન-

સર્જન વિપુલ છે એની કૃતિઓની સંખ્યા પચાસ ઉપર ગણાવાઈ છે એમાંની 'સ્વર્ગની નીસરણી' ને 'મહાભારત' જેવી છએક કેશવલાલ ધ્રુવે, 'સંપૂર્ણ ભાગવત' 'રામાયણ' 'વલ્લભ ઝઘડો' જેવી સાતેક નવલરામ પંડ્યાએ, 'સત્યભામારોષદર્શિકા આખ્યાન' જેવા ત્રણ નાટકો નરસિંહરાવ દિવેટિયાએ, અને 'લક્ષ્મણાહરણ' 'દ્રૌપદીહરણ', 'માર્કંડેય પુરાણ', 'અષ્ટાવક્રાખ્યાન' અને 'સુભદ્રાહરણ' જેવી કૃતિઓ બીજાએએ અ-પ્રેમાનંદી હોવાનું લગભગ સિદ્ધ કર્યું છે આમ છતાં, પ્રેમાનંદની સંશયાતીત કૃતિઓની સંખ્યા પચીસની ઉપર તો પહોંચે છે જ એમાં 'દાણલીલા' અને 'ભ્રમરપચીશી' જેવું કૃષ્ણકીર્તન છે, 'દ્વાદશ માસ' જેવા વિરહના મહિના છે, 'દશમસ્કંધ' જેવો અનુવાદ છે, અને 'વિવેક વણજારો' જેવું રૂપકકાવ્ય છે, પણ એની મોટા ભાગની કૃતિઓ આખ્યાનો છે પૌરાણિક આખ્યાનોમાં એના ગણનાપાત્ર આખ્યાનો 'અભિમન્યુ આખ્યાન' 'ચંદ્રહાસાખ્યાન, 'ઓખાહરણ', 'સુદામાચરિત, 'સુધન્વાખ્યાન', 'રણયજ્ઞ, 'નળાખ્યાન' વગેરે છે નરસિંહ મહેતાના જીવનપ્રસંગો પર પણ 'મામેરું', 'હુંડી', 'શ્રાદ્ધ', 'હારમાળા' જેવાં આખ્યાનો તેણે રચ્યા છે કવિ તરીકેની તેની મોટી સિદ્ધિ આખ્યાનોના રચયિતા તરીકેની જ છે

આખ્યાનકાર પ્રેમાનંદ વિશે પહેલી જાણવા જેવી વાત એ છે કે એણે ભાલણ નાકર, વિષ્ણુદાસ, અને વિશ્વનાથ જેવા પુરોગામીઓની આખ્યાનકૃતિઓનો ઘણો ઉપયોગ કર્યો છે 'હારમાળા'માંની તેની

> 'પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યા ચરિત્ર ઉદાર જી
> તે સઘળાનો જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાન જી'

એ પંક્તિઓ માત્ર 'હારમાળા' પૂરતી જ નહિ, તેની ઘણી કૃતિઓ પૂરતી સાચી છે મૂળ સંસ્કૃત પુરાણકથાઓમાં નહિ એવા કેટલાક પ્રસંગોના પુરોગામીઓએ કરેલા ઉમેરાનો તેમજ કેટલીક વાર તો પુરોગામીઓની આખી કડીઓનો તેણે સારો એવો લાભ લીધો છે એ જમાનો પણ એવો હતો જ્યારે પોતાના સર્જનની માલિકી તથા

નકલ-હક સુવાંગ સ્વાધીન ગણવાની 'મમ'-તા કવિઓના મનમાં પેઠી ન હતી. શેક્સ્પિયરની જેમ વસ્તુ અને અર્ધો તૈયાર માલ માટે પુરોગામીઓનો ઋણી એવો આ આખ્યાનકાર કેવો શેક્સ્પિયરની માફક લીધેલ વસ્તુ પર પોતાની પ્રતિભાનુ સિંચન કરી મૂળ કૃતિથી અનેકગણી ચડિયાતી કૃતિઓ નિરમી ગયો છે, એ એના 'ઓખાહરણ', 'મામેરુ', 'હારમાળા', 'સુદામાચરિત' અને 'નળાખ્યાન' એના પુરોગામીઓની તે તે કૃતિઓ સાથે સરખાવી જોતા તરત પ્રતીત થાય તેમ છે પ્રેમાનદની તે તે કૃતિઓમાથી પુરોગામીઓની તે તે કૃતિઓ બાદ કરો, બાકી વધે તે બધુ પ્રેમાનદનુ અને એ ઘણુ છે

પ્રેમાનદની એ નિજી સપત્તિમા પહેલી નોધપાત્ર છે એની કથનકલા આખ્યાન આખરે તો એક કથા છે અને તેથી કથાને માંડીને રસજમાવટથી કહેતા આવડવુ એ આખ્યાનકારને માટે પ્રથમપહેલી આવશ્યકતા અને સફળતાની ચાવી છે પ્રેમાનદ વાર્તા સારી રીતે કહી જાણે છે કથનની સરસતા અને સચોટતા એની પાસે એટલી બધી છે કે એના આખ્યાન એના પુરોગામીઓ અને અનુગામીઓના ઘણા આખ્યાન જેવા મોળા કે શુ ક કયારેય લાગતા નથી વાચકોને એ અત લગી ખેચી રાખે છે રસસ્થાનોની એને એવી સારી પારખ છે કે પુરોગામીઓએ જવા દીધેલી અનેક પરિસ્થિતિઓને કુશળતાથી ખીલવી એ તેનો લાભ લે છે, અને ઘણી પરિસ્થિતિઓ આખ્યાનનો કથારસ વધારે એવી એ નવી પણ સરજે છે નરસિહ મહેતાના દીકરીના સીમત પ્રસગે ગયા એમ એક જ વાકયમા સામાન્ય આખ્યાનકાર જેને પતાવે તે પ્રસગને એણે નરસિહ મહેતાની વહેલ્ય, સાધુમડળી એનો પ્રવાસ, એને વેવાઈએ આપેલો ઉતારો, ત્યાં એની થતી મશ્કરી, એ બધાના તાદશ ચિત્રાત્મક વર્ણનથી કેવો રસિક અને સજીવ બનાવી દીધો છે! આવા દાખલા તો એના આખ્યાનોમાથી સખ્યાબધ બતાવી શકાય 'નળાખ્યાન'જ એવા અનેક બતાવે છે. એની પાસે પ્રમાણવિવેક પણ સારો છે કથાનો પૂર્વરગ કે પ્રાસ્તાવિક

પૂર્વકથા એ હમેશાં સંક્ષેપમાં જ પતાવે છે અને પછી તરત સીધો કથાપટ ઉખેળી તેનાં ચિત્રો બતાવતો, નાટ્યપૂર્ણ પરિસ્થિતિઓને ખીલવતો, વાર્તાપ્રવાહમાં વાચકોને ખેંચી જતો, તે આગળ વધે છે અને કથાપ્રસંગ પૂરા થાય કે તરત સંક્ષિપ્ત ઉપસંહારથી આખ્યાન સમેટી લઈ ફલશ્રુતિ સંભળાવી પૂર્ણાહુતિ કરે છે. એનાં આખ્યાનો આ કારણે સુરેખ સુશ્લિષ્ટ રચનાઓ બન્યાં છે.

પ્રેમાનંદનો શક્તિવિશેષ વાર્તાકથન કરતાં એના પાત્રાલેખનમાં રહેલો છે. એનાં આખ્યાનોનાં પાત્રો જુદી જુદી પરિસ્થિતિઓમાં જે બોલે–ચાલે–વિચારે છે તેમાં એ હસાવવા જ માગતો હોય એવાં સ્થળોના અપવાદ સિવાય બધે પૂરી વાસ્તવિકતા અને સ્વાભાવિકતા હોય છે. ખાલી હાથે પાછો ફરતો અને જાત પર સરોષ તિરસ્કાર અને કૃષ્ણ પ્રત્યે તથા પોતાને એવા મિત્રની પાસે ધકેલનાર પત્ની પ્રત્યે ચીડ વ્યક્ત કરતો સુદામો, રીઢી ગોળી ફોડતા કૃષ્ણ પ્રત્યે ચીડાતાં ને તેને ઉખળ સાથે બાંધતાં જશોદા, જેના વિના ઘડી ચાલતું નહોતું એવી દમયંતીને હાર જતાં મહેણાં મારવા મંડી જતી ઇંદુમતી, અને નિર્ધન નરસૈયાની મજાક ઉડાવતાં નાગર સ્ત્રીપુરુષો તે તે પરિસ્થિતિમાં જેમનુ એવું જ વર્તન સ્વાભાવિક એવાં સ્ત્રીપુરુષોના જ નમૂના છે. પુત્રવત્સલ જશોદા, ઘરરખુ ગૃહિણી સુદામાપત્ની, પ્રભુલીન ભક્તરાજ નરસિંહ મહેતો, 'સુદામાચરિત્ર'ના મિત્રવત્સલ ભક્તાધીન કૃષ્ણ, 'દશમસ્કંધ'ના મસ્તીખોર કિશોર કૃષ્ણ, 'અભિમન્યુઆખ્યાન'ના કપટી કૃષ્ણ, નમાઈ દીકરી અને ઓશિયાળી વહુ કુંવરબાઈ, યૌવનપ્રવિષ્ટ ઓખા, આ સૌ તેમનાં ભિન્ન ભિન્ન વ્યક્તિત્વ સાથે આખ્યાનોના વાંચનાર અને સાંભળનારની નજર આગળ ખડાં થઈ જાય એવું સાચું અને સજીવ એમનું આલેખન પ્રેમાનંદે કર્યું છે. પ્રેમાનંદનું ઊંડું સંસારનિરીક્ષણ અને એનુ જનસ્વભાવનું સાચું જ્ઞાન આવા પાત્રાલેખન પાછળ ઊભું છે.

પાત્રોને આવાં સ્પષ્ટરેખ અને જીવન્ત બનાવવા પ્રેમાનંદે એમનાં

વેશ, વાણી, વૃત્તિ અને વર્નનમા સમકાલીન ગુજરાતીપણુ પૂર્ણ રૂપથી મૂકયુ છે એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજી રે' કહેતી સુદામાપત્ની, લગ્નોત્સુક ઓખા અને દમયતી, કોઈને સાક્ષી તરીકે રાખી પુત્રને નદ-જશોદાને સોંપતા વસુદેવને સુસવની દેવકી, સુભદ્રાને પરણાવી એની પાસે નિષિદ્ધ પેટી ઉઘડાવતી એની ભાભીઓ—સૌ આ કારણે જ જીવન્ત અને આમોદ્બોધક બનેલા પૌરાણિક પાત્રો છે 'મામેરુ'ને 'હૂંડી'મા નરસિંહની ભીડ ભાગવા દામોદર દોશી અને શામળશા શેઠરૂપે આવતા ભગવાન અને 'મામેરુ'માં કમળા શેઠાણીરૂપે આવતા લક્ષ્મીજી આથી જ ગુજરાતીઓના મનમા તરત વસી જાય એવા ગુજરાતી પાત્રો બની જાય છે આથી પૌરાણિક પાત્રો દૂર વિદૂરની ગતકાલીન સૃષ્ટિના કાલ્પનિક અભિમાની પાત્રો મટી પ્રેમાનંદના શ્રોતાજનોને તેમના પોતાના જેવી જ માનવના કે ગુણદોષાદિવાળા અને તેથી સાચા લાગ્યાં હશે અને તેમણે એમની લીલા સહાનુભૂતિ અને રસથી માણી હશે સમકાલીન માનવતાના નિરૂપણ વગર ગતકાલીન પાત્રોના આલેખનમા એમને સજીવ બનાવે એવુ વ્યક્તિત્વ ન આવે એવા શ્રી કનૈયાલાલ મુનશીના મતને પ્રેમાનંદનુ પાત્રાલેખન ટેકો આપી રહે છે

એ જ રીતે પ્રેમાનંદ પોતાના પૌરાણિક વસ્તુવાળા આખ્યાનોમા પોતાના શ્રોતાજનોનો નિત્યપરિચિત સસાર જ તરત મળે ત્યા ખડો કરી દે છે એમ તો બધા ગુજરાતી આખ્યાનકારોની આ રીત છે, પણ પ્રેમાનંદની વિશેષ છે 'ઓખાહરણ'માં તો એણે લગ્નનો વિધિ અને ગુજરાતી લગ્નગીતો પણ ધરી દીધા છે 'મામેરુ'મા સીમંતવિધિ અને તે વખતની પહેરામણી આદિ રિવાજનુ સુદર ચિત્ર એણે આલેખ્યુ છે સુદામાનુ કુટુબજીવન ગરીબ ગુજરાતી બ્રાહ્મણના કુટુબજીવનનુ જ ચિત્ર છે 'નળાખ્યાન'મા પુનઃપુનઃ મોસાળ વગોવતા 'અનેજો મામીની ગાળ' કહેતી દમયતીના એ ઉદ્ગારમા સમકાલીન ગુજરાતણ મામીની મનોદશાનો ઈશારો દેખાય છે ઋતુપર્ણને દમયતીની ભનીજી પરણાવવામા પ્રેમાનંદે ગુજરાતનુ વહેવારુપણુ બતાવ્યુ છે.

આ તો થોડા જ દાખલા છે. એનું સમગ્ર સાહિત્ય વાચનારને પ્રેમાનંદ ગુજરાતના લોકાચાર અને લોકમાનસનો કેવો કુશળ આલેખક હતો એ જણાયા વિના નહિ રહે તેના આખ્યાનોમાં ઊભરેલા આ ગુજરાતે તેના અને તેનાં શ્રોતાઓના હૃદયને જોડનાર સેતુનું કામ કર્યું છે અને તેના આખ્યાનોને લોકગમ્ય અને જનપ્રિય બનાવ્યાં છે એના વસ્તુનુ ખોખું જ પૌરાણિક, બાકી તેણે શ્વાસ લેતુ કર્યું છે સમકાલીન ગુજરાતી જીવન એથી જ પ્રેરી છે કવિશ્રી ન્હાનાલાલની 'સૌથી વધુ ગુજરાતી કવિ' એ શબ્દોની પ્રેમાનંદપ્રશંસા

પ્રેમાનંદે લોકહૃદયને આકર્ષ્યું પોતાની કથનકલાથી, પાત્રાલેખનથી અને પુરાણકથાના આવા ગુજરાતીકરણથી, પણ તેને વશ તો કર્યું છે પોતાની રસપ્રભુતાથી. આ બાબતમાં આપણા આદ્ય વિવેચક નવલરામે કરેલી એની નીચેની પ્રશંસા એના કોઈ પણ અભ્યાસીની સંમતિ મેળવી શકે તેમ છે

'રસની બાબતમા કોઈ પણ ગુજરાતી કવિ એના પેગડામા પગ ઘાલે એવો નથી તામ્રચુ તીર મારનારો તો પ્રેમાનંદ જ એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમા આપણને લઈ જઈને બેસાડે છે એની વધારે મોટી ખૂબી એ છે કે એને એક રસમાંથી છૂટી જતા વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશમાત્ર પણ રસભંગ થતો નથી' ('નવલગ્રંથાવલિ' ભા ૨)

પ્રેમાનંદના 'ઓખાહરણ' અને 'દાણલીલા'નો શૃંગાર, 'ઓખાહરણ', 'રણયજ્ઞ' અને 'અભિમન્યુઆખ્યાન'નો વીર, 'મામેરુ', 'સુદામાચરિત' અને 'નળાખ્યાન'નો હાસ્ય, 'દશમસ્કંધ' અને 'નળાખ્યાન'નો કરુણ, અને દશમસ્કંધ' 'મામેરુ' અને સુદામાચરિતનો ભક્તિરસ જેમણે એક વાર આસ્વાદ્યા હશે તે એનો સ્વાદ સહેજમાં નહિ ભૂલે પ્રેમાનંદ સર્વ રસનો એક સરખો સફળ નિષ્પાદક છે એ આ કૃતિઓ બતાવે છે એના આખ્યાનોમા પ્રધાન રસની સાથે તેને બાધા પહોંચાડે નહિ પણ તેને પોષક બને એવા અમુખ્ય રસ પણ, સ્થાનસ્તુ આપે તે

અવકાશના પ્રમાણમાં, એકથી વધુ લાવી તે સારું રસવૈવિધ્ય દાખવે છે. 'રણયજ્ઞ'નો મુખ્ય રસ રામ–રાવણના યુદ્ધનો એટલે વીર છે, પણ તેમાં હાસ્ય, કરુણ, અદ્‌ભુત અને બીભત્સનું પણ નિરૂપણ પ્રેમાનંદે કર્યું છે. એ જ રીતે 'ઓખાહરણ'ના મુખ્ય રસ શૃંગાર સાથે યુદ્ધનો વીર રસ અને અદ્‌ભુત તથા હાસ્ય પણ આવ્યા છે. 'અભિમન્યુ-આખ્યાન'માં વીરની સાથે શૃંગાર, કરુણ ને બીભત્સનું દર્શન થાય છે. 'દશમસ્કંધ'માં વીર, અદ્‌ભુત, કરુણ આદિ રસોની સાથે વાત્સલ્ય-ભાવ એને રસ કહેવો પડે એ રીતે રજૂ થાય છે. 'નળાખ્યાન'માં શૃંગાર, કરુણ, હાસ્ય અને અદ્‌ભુતની લીલા અનુભવાય છે. આખ્યાનો-ની આ રસસંસૃષ્ટિની બાબતમાં પ્રેમાનંદની ખૂબી રસસંક્રાન્તિમાં રહેલી છે. એક રસના આલંબનને જ બીજાનો આલંબન વિભાવ બનાવી અને કેટલીક વાર એક જ પરિસ્થિતિમાંથી બીજો રસ ઉદ્‌ભ-વાવી વાંચનારને ખબર પડે તે પહેલાં તે એને બીજા રસમાં ખેંચી ગયો હોય છે. સંધ્યા કે ઉષાના આકાશના રંગો જોનારને ખબર ન પડે તેમ એકમાંથી બીજામાં સરી પડે છે, અને મેઘધનુષ્યના રંગો એકની હદ ક્યાં પૂરી થઈ અને બીજાની ક્યાંથી શરૂ થઈ એની જોનારને ખબર પડવા દીધા વિના એકમેકમાં ઢોળાઈ ભળી જાય છે, તેમ પ્રેમાનંદના વિવિધ રસનું એકબીજામાં સંક્રમણ થાય છે અને તે નવલરામકથિત 'અખંડ લહરિ'નો રસાનુભવ કરાવે છે. એનાં આખ્યાનોને મધ્ય-કાળમાં (અને આજ સુધી પણ, કારણ, એની આસ્વાદના અદ્યાપિ વિલાઈ નથી) નાટકના જેવું ભિન્ન રુચિના જનોનું એકસરખું સમા-રાધન બનાવવામાં જેનો ફાળો સૌથી મોટો ગણાય એવી પ્રેમાનંદની આ રસસિદ્ધિ વાજબી રીતે જ પ્રશંસા માગી લે એવી છે. એ જેટલું કથનકલાપટુ આખ્યાનકાર પ્રેમાનંદનું કાર્ય છે એટલું જ કવિ પ્રેમા-નંદનું પણ કાર્ય છે.

હા, પ્રેમાનંદ એકલો આખ્યાનકાર નથી, એ કલાકાર અને કવિ પણ છે. બધા મધ્યકાલીન આખ્યાનકારો કંઈ સારા કવિ' નથી.

મધ્યકાલીન આખ્યાનકમમા કવિના ઘણી વાર ગોથી જડતી નથી પ્રેમાનદના આખ્યાન એમા અપવાદરૂપ છે પ્રેમાનદનુ વર્ણનકૌશલ ઉત્તમ પ્રકારનુ છે એ વનવર્ણનો ભલે રૂઢ પ્રકારની વૃક્ષયાદી જેવા આપે, પણ થોડી જ પક્તિઓમા પ્રકૃતિચિત્ર કોઈ કુશળ કવિની અદાથી ક્યારેક દોરી આપે છે * એના પાત્રોના વેશ-રૂપ-અલકારાદિના વર્ણન યાદ રહી જાય તેવા હોય છે ભક્તની ભીડ ભાગવા દામોદર દોશી અને શામળશા શેઠ બની આવતા ભગવાન, દ્વારામતીમા આવતો અકિચન દુર્બળ સુદામો, બાહુકવેશી નળ, શુક્રાચાર્યવેશી કૃષ્ણ, મહાકાય કુભકર્ણ તથા મૃત પૂતના — આ સૌના પ્રેમાનદે દોરેલા શબ્દચિત્રો વાચકો ભૂલી શકે એમ નથી ઓખા, કમળા શેઠાણી, દમયતી, માયારૂપ ધરી આવતી પૂતના, કુવરબાઈના આસગિયાની નાગર સ્ત્રીઓ, કૃષ્ણે સુદર બનાવેલી કુબ્જા — આ સૌના રૂપવર્ણન ક્યાક ક્યાક સરખાં છતા પ્રેમાનદની રસિકતા અને કવિત્વશક્તિના સુદર ફળ છે નરસિહ મહેતાની વહેલ્ય ને એને અપાયેલ ઉતારો, સુદામે દીઠેલી દ્વારામતી, જેમા દમયતી વલવલતા ભટકી તે જગલ, આ સૌના વર્ણન ચિત્રાત્મક છે પ્રેમાનદના યુદ્ધવર્ણનો અને કુવરબાઈના મામેરા તથા દમયતીના સ્વયવર વેળા અનુક્રમે નાગર સ્ત્રીપુરુષોની અને રાજાઓની ચેષ્ટાઓના વર્ણન પણ સાક્ષાત્કારક છે પાત્રોના આતર ભાવોના નિરૂપણ અને વિવિધ રસોના નિષ્પાદનમા પ્રેમાનદની સિદ્ધિની

---

* જુઓ

'પાવસ ગાજે મદ ઘોરે, વીજળી ચમકા કરે'

× × ×

'ભાનુસુતા વહે ઘોર શબ્દે, ઉભય તટ અટકયા નીર'

(દશમસ્કધ)

'પળમાત્રમા અભ્રઘટા થઈ ચોદશ ચડયો અધકાર રે
ગગન વિષે ઘન ગડગડે થાય વીજળીના ચમકાર રે
ઊડે કોણ બહુ કાકના મેહુ વરસે મુશળધાર રે'

(મામેરુ)

વાત આગળ થઈ ગઈ છે. ભાવાનુકૂલ ઢાળો અને ભાષાનો વિનિયોગ (જુઓ, એના યુદ્ધવર્ણનો અને કરુણ ગીતો), વાણીનું માધુર્ય, વર્ણસંગીત અને સુભગ વર્ણવિન્યાસ, અને એની રસિકતા, કલ્પના અને કવિતા દાખવતા એણે આખ્યાનોના કથાપથમાં ફૂલ જેમ વેરેલા, સંસ્કૃત કવિઓની બરોબરી કરે એવા ઢગલાબંધ અલંકારો તો પ્રેમાનંદના ઊંચા કવિત્વના વણમાગ્યાં પ્રમાણપત્ર જ છે. પ્રેમાનંદના આ કવિત્વે એના આખ્યાનોને દીપાવ્યા છે અને એને અનેરી રસાત્મકતા અને ઉત્કટતા અર્પી છે.

આ બધુ જેના ઉપાદાન વડે સાધવાનું હતુ તે ભાષા ઉપર એનું પ્રભુત્વ પ્રશસ્ય છે. ભાષા પાસેથી તે ધાર્યું કામ લે છે. પાત્રોના, પ્રસંગોના અને ભાવોના નિરૂપણમાં, પાત્રોના વાર્તાલાપમા અને શબ્દ-ચિત્રોના આલેખનમા, ક્યારેય એને શબ્દો શોધવા જવું પડયું હોય એમ જણાતુ નથી. ભાષા ઘણી ખેડાઈ છે અને અંગ્રેજીના, સંસ્કૃતના તથા અન્ય ભાષાઓના સંપર્કે તેની અભિવ્યક્તિક્ષમતા અને શબ્દ-ભંડાળ વધ્યા પણ છે એવે અત્યારને સમયે પણ આજનો સાહિત્યકાર ભાષાની જે મુશ્કેલી અનુભવે એવી પ્રેમાનંદે અઢીસો પોણાત્રણસો વર્ષ પર અનુભવી જણાતી નથી એ તળપદી વાણીય વાપરી જાણે છે તેમ સંસ્કૃત શબ્દો પણ યથેષ્ટ કામમાં લે છે આપણી અર્વાચીન ગુજરાતી ભાષાનો ઢાળો તેના વખતમા બંધાયો છે અને તેમાં એનો હિસ્સો ઘણો છે અત્યારની આપણી ભાષામા સંસ્કૃત, ફારસી અને અંગ્રેજીના શબ્દો અને છટાઓ ઘુસાડવાના લોભથી ક્યારેક આવતાં કૃત્રિમતા અને સંકરને મુકાબલે પ્રેમાનંદની ભાષામા અશિક્ષિત અને અપરિશિક્ષિતથી માંડી સુશિક્ષિત કક્ષાનો આબાલવૃદ્ધ ગુજરાતી સમાજ સમજી અને આસ્વાદી શકે એવુ શુદ્ધ ગુજરાતીપણુ છે. આપણી ભાષાની અર્થવાહકતા અને રસક્ષમતા જોવા આપણે પ્રેમાનંદનાં આખ્યાનો પાસે જવું જોઈએ. બધા રસ એણે એમા વ્યક્ત કર્યા છે અને 'શુ શા પૈસા ચાર'નું મહેણુ ટાળવા એણે લીધેલી

પ્રતિષ્ઠાની વાતને દંતકથા ગણી બાજુએ ખસેડીએ તોપણ એ મહેણાને ટકવા ન દે એવી ગુજરાતી ભાષાની શક્તિ એણે બતાવી આપી છે એમ કહ્યા વિના ચાલશે નહિ પ્રેમાનંદ 'નનુવાગ્વિભવ' નથી

એના આખ્યાનોમા થતુ એના વ્યક્તિત્વનુ દર્શન વણુ સુખકર છે જનમનરંજક આખ્યાનકાર, ભાષાપ્રભુ સ્વામી કવિ અને કેનાર, ગુજરાતી સસારનો સાચો નિરીક્ષક અને નિરૂપક, સાચા સાહિત્યકાર જેવો માનવીની માનવતામા રસ ધરાવતો માનવીના ભાવો અને અંતરગી વીનાનો ક્યારેક મજાકખોર અને મધુ સમભાવી દ્રષ્ટા અને કુશળ આનેપક, અને આખરે તો શ્રોતાઓને 'શ્રીહરિ કેરો અનવ' કરાવવા મથતો 'રામચરણકમળમકરંદ' મેવવા ઇચ્છતો ભક્તિનમ્ર વિપ્ર પ્રેમાનંદ આ સર્વ પ્રેમાનંદનુ તેના આખ્યાનોમા થતુ દર્શન તેને લોકોનો પ્રેમ અને આદર હ્નાવી આપે એવુ છે

પ્રેમાનંદને કેટલીક મર્યાદાઓ પણ છે એ તો એટલુ જ સિદ્ધ કરે છે કે કવિ પોતાના જમાનાનુ જ સતાન હોય છે, યા તો પોતાના જમાનાથી અમુક પ્રમાણમા જકડાયેલો હોય છે એના રસરુચિ એના જમાનાના રસરુચિ છે પુરાણોના પાત્રોને એના જમાનાની સસ્કાર-કક્ષાએ નાવ્યા વગર એને છૂટકો નથી એના કથાકારના વૃત્તિ-વ્યવસાયે આમા ઘણો ભાગ ભજવ્યો છે કથાકારની નજર સમક્ષ શ્રોતાઓ રહે જ, એને રીઝવવા એ મથે જ પોતાના શ્રોતાસમાજના મનમા બેસે અથવા એની કલ્પનામા માય એવુ જ આલેખન પુરાણનાં અતિકાય પાત્રો અને તેમના વૃત્તિવર્તનનુ કરવાનુ આથી અનિવાર્ય બનતા, પેનુ ગુજરાતી કરણ આખ્યાનકાર પ્રેમાનંદને કરવુ પડ્યુ હોવાનુ સમજાય છે આથી, આગળ જણાવ્યુ છે તેમ પાત્રો ગુજરાતી શ્રોતાઓને માટે પ્રતીતિક્ષમ અને જીવન્ત બન્યા છે એ લાભ થયો છે કેટલીકવાર પૌરાણિક પાત્રોને એણે ઉદાત્ત પણ બનાવ્યા છે (ઉદા૰ 'નયનના ગરણ-કુભકર્ણ') તે એમની ભવ્યતા અને ગૌરવને કેટલાક આખ્યાનોમા ઠીક હાનિ પહોંચી, તેમનામા પ્રાકૃતતા વધુ પડતી પેસી ગઈ છે એ બેશ

એરકાબ પણ થયો છે. 'અભિમન્યુ આખ્યાન'ના કૃષ્ણ એક ખટપટી ખલનાયક જેવા, 'દશમસ્કંધ'ની દેવકી-જશોદા સાધારણ ગુજરાતણો જેવી, સુદામો એક નિષ્ક્રિય નિર્ધન ગુજરાતી બ્રાહ્મણ જેવો, અને દેવાદિ દેવો પ્રાકૃત માનવીઓ જેવા આથી પ્રેમાનંદથી આલેખાઈ યા છે. 'રણયજ્ઞ'માં મંદોદરી પ્રત્યેનું અંગદ આદિ વાનરોનું ર્તન, 'સુદામાચરિત્ર'માંની 'પાપણીઓ તમને પરમેશ્વર પૂછશે' એ ક્તિવાળી પરિસ્થિતિ, 'ઓખાહરણ'માં જાનકામાં ઓખાની રુષલાલસાનું નિરૂપણ અને 'નળાખ્યાન'માં બાહુકનું ઋતુપર્ણ અને મયંતી સાથેનું કેટલુંક વર્ણન સુરુચિ એટલે ઔચિત્ય-વિવેકની ર્યાદા છોડે છે. પ્રેમાનંદના સમકાલીન ગુજરાતની સુરુચિને જેમ એમાં ગો આઘાત લાગ્યો નહિ હોય, તેમ પ્રેમાનંદની સુરુચિનેય એમાં કશું ણિપાભર્યું લાગ્યું નહિ હોય એમ જો ન માનવું હોય તો એમ જ હેવું પડે કે પરિસ્થિતિ બરાબર ખીલવી રસજમાવટ કરી શ્રોતૃસમાજનું મનોરંજન કરવાની કથાકારસહજ વૃત્તિના પૂરમાં એનું ઔચિત્યભાન ણાઈ ગયું છે. આમ એનું બહુ વખણાયેલું ગુજરાતીપણું એની વેશિષ્ટતાની માફક એની ગંભીર મર્યાદા પણ બન્યું છે. એની બીજી મર્યાદાઓમાં એનાં વનવર્ણનો, સૌંદર્યવર્ણનો, યુદ્ધવર્ણનો આદિની ઢતા અને પ્રાસના તાનમાં ક્યારેક થઈ જતો અસુલભ અને દુર્બોધ શબ્દોનો પ્રયોગ, એ બેને ખાસ ગણાવી શકાય.

પણ આ મર્યાદાઓ એની આગળ વર્ણવેલી સિદ્ધિ આગળ ઢંકાઈ જાય છે. આ મર્યાદાઓ વચ્ચે કે સાથે એણે એ જ કથાવસ્તુ પરનાં પુરોગામીઓ, સમકાલીનો અને અનુગામીઓનાં આખ્યાનોને પોતાના રસપ્રભાવથી ઢાંકી દે એવાં અને તેથી ગુજરાતી આખ્યાન-કલાની ટોચ બતાવતાં અને આજ સુધી આસ્વાદ્ય અને અભ્યાસક્ષમ રહેલાં આખ્યાનો ગુજરાતને આપી એના સાહિત્યને સમૃદ્ધ કર્યું છે, એ એને માટે ઘણું ગૌરવપ્રદ છે. એનાથી ગુજરાત ઊજળું બન્યું છે. સ્વ. નવલરામે નિર્દેશ્યું હતું તેમ ગુજરાતમાં શનિવારે એનું 'સુદામા

ચરિત્ર,' રવિવારે 'હુડી,' ચૈત્રમા 'ઓખાહરણ,' શ્રાદ્ધમા 'શ્રાદ્ધ,' ચાતુર્માસમાં 'દશમસ્કધ' અને સગર્ભા સીમન્ત પ્રસગે સાસરે અને પીયર 'મામેરુ' ગવાય એવી લોકપ્રિયતા એના આખ્યાનોને વરે તેમા નવાઈ નથી

૩

## 'નળાખ્યાન'

પ્રેમાનદના આખ્યાનસમૂહમા 'નળાખ્યાન' પ્રથમ પક્તિનુ અને ઘણાને મતે તેનુ શ્રેષ્ઠ સર્જન છે એનુ મુહૂર્ત સુરતમા કરી એની પૂર્ણાહુતિ નદરબારમા સ ૧૭૪૨ના પોષ સુદિ બીજ ને ગુરુવારે કર્યાનુ પ્રેમાનદે આખ્યાનને અતે કહ્યુ છે એમ કહેવાય છે કે પ્રેમાનદે તે પહેલા નવેક વર્ષ પર 'નળાખ્યાન' લખેલુ * અને આ બીજુ વિસ્તૃત નળાખ્યાન તેણે પોતાને જ્યા રાજ્યાશ્રય મળેલો તે નદરબારના રાજાની રાણી મૃત્યુ પામવાથી રાજાને તેના દુ ખમા આશ્વાસન આપવાને ઇરાદે લખ્યુ હતુ આ રીતે આ આખ્યાન 'મામેરુ' અને 'સુદામાચરિત્ર'ની રચના પછી ત્રીજે વર્ષે રચાયુ છે એ વખતે પ્રેમાનદની કા યરચનાપ્રવૃત્તિને દોઢ દાયકો પૂરો થઈ ગયો હતો અને તેથી સિદ્ધહસ્ત આખ્યાનકવિની હથોટી અને પકવતા તે દેખાડે છે[1]

એનુ વસ્તુ 'મહાભારત'ના વનપર્વના પર થી ૭૮ અધ્યાયમા આવતા નલોપાખ્યાનનુ છે, પણ ભાલણના 'નળાખ્યાન'ની પેઠે એ એનો વફાદાર અનુવાદ નથી ઘણા સુધારાવધારા સાથેની સ્વતત્ર કહેવાય એવી રચના છે આ સુધારાવધારા કયા અને કેવા છે તે પ્રસગે પ્રસગે વિવરણમા મૂળ કથા જોડે કરેલી એની સરખામણી પરથી સ્પષ્ટ થશે નાનામોટા ફેરફાર તો ઘણા છે પણ તેમા મહત્ત્વના બે — મત્સ્યસજીવન અને હારચોરીના પ્રસગોના એ બને પ્રસગને

---

* ગુ પ (જુઓ પૃ ૨૨૧) એ બતાવે છે

૧ કોઈ કોઈ પ્રતો 'નળાખ્યાન'ની રચના-સાલ સ ૧૭૬૨ દેખાડે છે કદાચ સ ૧૭૪૨ વાળી કૃતિનુ સસ્કરણ હોય (જુઓ પૃ ૩૪૬)

મહાભારત કે અન્ય સંસ્કૃત ગ્રંથોમાંથી કોઈનો આધાર નથી. પહેલા પ્રસંગ દ્વારા દમયંતીને વનમાં એકલી તજી જવાનું કારણ પ્રેમાનંદે નળને પૂરું પાડ્યું છે, અને બીજામાં દમયંતીને માથે પડતા દુઃખને તેણે પરાકાષ્ઠાએ પહોંચાડ્યું છે અને ઉમેરામાં નજર ગુર્જરની આખ્યાનકાર અને વાર્તાના કલાકારની છે એમાં બીજો પ્રસંગ દમયંતીના સત્યનો વિજય બતાવતો રસ, પાત્રાલેખન, સંવાદ અને વાતરસને મજાનો અવકાશ આપતો નાટ્યપૂર્ણ પ્રસંગ છે, પણ આગલો પ્રસંગ દમયંતીને નળની અણઘટતી ગાળોનો નાહક ભોગ બનાવવા ઉપરાંત નળને પણ ગૌરવચ્યુત કરે છે વાત જમાવવા પ્રેમાનંદે જેમ આમ કર્યું, તેમ હાસ્યરસ રેલાવવા તેણે નળ પાસે બાહુકવેશમાં ઘણું વિલક્ષણ અને ગ્રામ્ય વર્તન કરાવ્યું છે ઋતુપર્ણનું પણ એ જ હેતુથી તેણે ઉપહાસપાત્ર આલેખન કર્યું છે નાયકનાયિકાના મિલનનો પ્રસંગ મહાભારતનું શાન્ત ગૌરવ નથી બતાવતો, જ્યાં આકર્ષક છે અંતના ઋતુપર્ણને અપાતા કન્યાદાન અને પુષ્કરના પરિવર્તનના સુધારા તો સારા ઉમેરા છે આમ, મૂળ કથામાં તેણે કરેલા ફેરફારના લાભહાનિના ખાતા લગભગ સરભર થઈ જાય છે પ્રેમાનંદની આખ્યાનકાર તરીકેની વિશિષ્ટતા અને મર્યાદા ઉભયનું એમાં દર્શન મળી રહે છે *

મૂળકથામાં આવા ફેરફાર કરવાની બાબતમાં પ્રેમાનંદની પૂરી મૌલિકતા નથી. તેના પર તેના પુરોગામીઓનું ઋણ છે એ પુરોગામીઓ તે ભાલણ અને નાકર ભાલણનું 'નળાખ્યાન' સંવત ૧૫૪૫ પહેલાં અને નાકરનું સં ૧૫૮૧માં રચાયેલું છે. આમાં ભાલણના 'નળાખ્યાન'ની અસર પ્રેમાનંદના 'નળાખ્યાન' પર કોઈ કોઈ તર્કો અને ભાષાની બાબતમાં થોડીક દેખાય છે વિવરણમાં બનાવોના સામ્ય પરથી તે સ્પષ્ટ થશે પણ પ્રેમાનંદે જો નૈષધીય ચરિત વાંચ્યું હોવાનું માનીએ તો ભાલણની અસર શંકાસ્પદ ઠરે એમ પણ

* મહાભારતકથા અને પ્રેમાનંદના 'નળાખ્યાન'ની સરખામણી અને ચર્ચા માટે જુઓ શ્રી રા વિ પાઠકકૃત 'કાવ્યની શક્તિ' પૃ. ૧૨૨-૧૫૨.

છે ઘૂતમા પુષ્કરને પોઠિયો પગડનો વર્ણવવામાં ભાલણની અસર પ્રેમા નંદ પર સીધી ન પણ હોય, કારણ, એણે એ નાકરને આધારે લખ્યું હોય એમ પણ બને[1] નાકરના 'નળાખ્યાન'ની અસર તેના પ નિઃશંક છે. એ અસર ભાષા કરતા કેટલાક પ્રસગોની બાબતમાં છે. ર પ્રસગો તે યુધિષ્ઠિર બૃહદશ્વ આગળ કરેલી ભાઈઓની ફરિયાદ, દેવોના દૂત બનેલા નળનો દમયંતી સાથેનો સવાદ (કડવું ૨૨), અને બાર તો મત્સ્યસજીવન અને હારચોરીના પ્રસગ આ છેલ્લા બે પ્રસગો પણ પ્રેમાનંદના 'નળાખ્યાન'માં છે તે રૂપમાં નાકરના 'નળાખ્યાન'મ નથી. તેને ઉપાડી લઈ પોતાની રીતે ખીલવ્યા છે પ્રેમાનંદે જ ભાલણ વસ્તુ માટે મહાભારતને અને કવિચાતુરી માટે નૈષધીય ચરિત ને અનુસર્યો છે, એટલે આ બેઉ પ્રસગો તેમા આવના નથી તેથી એ બાબતમા પ્રેમાનંદ નાકરનો જ ઋણી ગણાય પોઠિયે પરઠવાની વાત ભાલણથી ચાલી નાકર પાસે થઈ પ્રેમાનંદ પાસે આવી છે, એ વિવરણમાં બતાવાયુ છે

તેનાં આ બને પુરોગામીઓના 'નળાખ્યાન' સાથે સરખામણી માં પ્રેમાનંદનુ આખ્યાન જ સૌથી આગળ આવે એમ છે. નાકર આખ્યાનકાર ખરો, પણ એવો કોઈ મોટો કવિ નથી. એની કૃતિ સીધી રીતે કથા જ કહી જતી લાગે છે ભાલણ સારો કવિ ખરો એનુ દમયંતીરૂપવર્ણન, દમયંતીત્યાગ વેળાનુ નળનુ મનોમથન, દમયંતીનો વિલાપ, આ સૌ એ સિદ્ધ કરે એમ છે, અને મહાભારતની જ કથા ઉતારતો હોવાથી એણે નાયકનાયિકાનુ પૌરાણિક ગૌરવ જાળવી રાખ્યુ છે પણ પ્રેમાનંદે પાત્રોને અને પરિસ્થિતિઓને યોગ્ય રીતે ખીલવીને, રસવૈવિધ્ય દાખવીને* અને પોતાનો કાવ્યવૈભવ મઢી દાખવીને પોતાની કૃતિને જેટલી રસાત્મક બનાવી છે તેટલી ભાલણ પોતાનીને બનાવી

૧. નાકરના 'નળાખ્યાન' પર ભાલણની અસર છે જ (જુઓ 'ભાલણ' –રામલાલ મોદી–પૃ –૧૨૩–૧૨૭) એ રીતે નાકર દ્વારા ભાલણની પ્રેમાનંદ પર પડી હોય

શબ્દો નથી દેવોને, રાજાઓને, ઋતુપર્ણ અને બાહુકને માટે માન-વીઓ બનાવી દેવાનો પ્રેમાનંદનો દોષ તેની અન્ય સિદ્ધિ આગળ ઢંકાઈ જશે ભાલણ અને પ્રેમાનંદના 'નળાખ્યાન' પુરાણમાંથી અનુવાદ કરનાર અને તેનો થોડોક ટેકો લઈ પોતાની રીતે સ્વતંત્ર નિરૂપનાર આખ્યાનકાર એ બે વચ્ચેનો તફાવત અને મનેના જમાઉધાર પાસાં બતાવી આપનારા સારા નમૂના તરીકે વિચારી શકાય

પ્રેમાનંદના બીજા પુરોગામી પણ છે એ બધા જૈન સાધુકવિઓ છે એ નોંધપાત્ર છે જૈનોમાં નળ દમયંતીની કથા બહુ લોકપ્રિય હોવાનું એ બતાવે છે હેમચંદ્રના શિષ્ય રામચંદ્રે 'નલવિલાસ' નાટક સંસ્કૃતમાં લખ્યું તે પછી, પણ પ્રેમાનંદની પૂર્વે, ઋષિવર્ધને 'નલદવદંતી રાસ' (સં ૧૫૧૨), કોઈ અજ્ઞાત કવિએ 'નલદવદંતીચરિત,' મહીરાજે 'નલદવદંતી રાસ' (સં ૧૬૧૨), મેઘરાજે અને નયસુંદરે 'નલદમયંતી રાસ' (અનુક્રમે, સં ૧૬૬૪, ૧૬૬૫), સમયસુંદરે 'નલ દવદંતી રાસ, (સં ૧૬૭૩), મેઘકે 'નલદવદંતી વિવાહલુ, અને બીમે 'નળાખ્યાન' (સં ૧૭૨૭) મધ્યકાલીન ગુજરાતીમાં રચ્યાં છે જૈન કવિઓએ આ કથાને કર્મસિદ્ધાન્ત તથા દાનમહિમાના દૃષ્ટાન્ત તરીકે અને જૈન ધર્મનો મહિમા બતાવવાના સાધન તરીકે બહુધા વાપરી છે[1] બીજું એ કે એમણે પાત્રોનાં નામ અને સંબંધો ફેરવી નાખ્યા છે બધામાં નયસુંદરની કૃતિમાં સાહિત્યિક રસાત્મકતા આવી છે પણ એ અતિપ્રસ્તારી બની છે ધર્માભિનિવેશ આ કૃતિઓની સાહિત્યિક રસાત્મકતાને કેટલાક પ્રમાણમાં બાધાકર નીવડેલ છે આ કૃતિઓ કરતાં પ્રેમાનંદનું 'નળાખ્યાન' સાહિત્યગુણમાં નિઃશંક ચડિયાતું છે

નળની કથા બૃહદશ્વ ઋષિએ 'વન વસવું ને વિજોગ પડિયો રે મુજ સમો કો દુઃખી' એમ કહેતા યુધિષ્ઠિરને દુઃખે દુઃખાધિક પરમ એ ન્યાયે સાંત્વન આપવા અને 'નળ દુઃખ પામ્યો અરે પાંડવ,

---

* ભાલણમાં એ નથી એના 'નળાખ્યાન'માં હાસ્યરસ નામનોય નથી

1. જુઓ નલદવદંતી રાસ (મહીરાજ)નો પ્રવેશક (ડૉ સાંડેસરા)

નથી તેહનો મોમો ભાગ' અને 'તેહના દુઃખ આગળ યુધિષ્ઠિર, તાદૃશ દુઃખ કોણ માન' એ સિદ્ધ રચના કહેતી છે એટલે તત્ત્વમાં એ કરુણ કથા છે આવી કથા અસરકારક ત્યારે બને, જ્યારે સુખ, સત્તા અને સમૃદ્ધિની ટોચે બેઠેલાં તેમ સદાચારી માનવીને માથે દુઃખના ડુંગર તૂટી પડતા બતાવવામાં આવે આ કથામાં એ બતાવવા માટે નળને ઉદાત્તશીલ રાજવી અને માનવ રાજાઓ તો ખરા જ પણ દેવો પણ જેનુ રૂપ જોઈ દમયંતીની પ્રાપ્તિના મનોરથમાં મનભ્રમ બને છે એવો અને દેવોનેય અવગણી દમયંતી જેને વરે છે એવો 'ત્રિભુવન સુંદર નર', અને દમયંતીને જેને સ્વર્ગના દેવો પણ વછે છે એવી અને નારદ જેવા મુનિ પણ જેની પ્રશંસા કરતા થાકતા નથી એવી 'ત્રૈલોક્યમોહન' સુંદરી આલેખી કથાકાર એમના લગ્નથી એમને સુખની ટોચે પ્રથમ બેસાડે છે લગ્ન એમને સુખની પરાકાષ્ઠા જેવુ લાગે એમ કરવા માટે એ પહેલા એમનામાં પરસ્પરનુ આકર્ષણ અનુરાગ અને ઝંખના મૂક્યા છે પ્રેમાનંદ તો આખ્યાનકાર રહ્યો એટલે આટલી વાત રસ જમાવીને કહેતા તેણે ૨૮ કડવાં લીધાં છે એક કરુણ નાટકો બનાવતા કે દેવો મનુષ્યનુ સુખ અને પ્રતાપોત્કર્ષ સાંખી શકતા નથી અને તેથી માણસ ઉત્કર્ષને શિખરે પહોંચ્યો તો તરત તેઓ તેને ત્યાંથી પછાડે છે તેમ નળદમયંતીને સુખની ટોચે મૂકની ઘડી જ કલિના સંકલ્પથી એમના ત્યાંથી થનાર પતનની પહેલી વડી બનતી વર્ણવી, બીજા જ કડવાથી આખ્યાનકાર એમની દુઃખકથા શરૂ કરી દે છે, અને તે તો મુખ્ય વિષય હોવાથી વિસ્તારીને કહે છે એમાં નાયકનાયિકાને વીતવામાં કંઈ બાકી રહેતુ નથી આમ કરુણકથાની એક શરત પૂરી થાય છે

નિર્દોષને દુઃખ વેઠવું પડે એ કરુણાની એક બીજી શરત છે નળ અને દમયંતીનો ૨૮ કડવાં સુધીમાં એવો કશો જ દોષ નથી જે એમના દુઃખને માટે જવાબદાર ગણાય એને માટે તો જવાબદાર કર્મ જ જેને નળાખ્યાનનો પણ કર્મની મતિ પર જ ભાર મૂકે છે 'બુદ્ધિ

વાન પ્રાણી કર્મ સાહામુ જોશે ' (કડવુ ૬૦) એમ આખરે નળ કહે છે તેમા એ સૂચવાય છે પણ કર્મ એટલે કરેના કર્મોનુ ફળ કરુણકથાના મુખ્ય પાત્ર બનનારને માથે ગુજરતી આફત માટે એની પોતાની જવાબદારી પણ હોય એનો દોષ જરા જેટલો હોય અને એના બદલામાં આવી પડતી આફત ઘણી મોટી હોય એમ હોય, અને એમ હોય એ જ તો જીવનની કરુણતા છે આ આખ્યાનમા નળ દ્યૂત રમે છે તેથી દુ ખ પામે છે, એટલા પૂ તી નળની આ દુ ખ માટે જવાબદારી આપણે માનીએ, પણ ' કળિને સગે પુણ્યશ્લોકને પાપ તણી મતિ આવી રે ' એથી તે દ્યૂત રમે છે એમ કવિએ મનાવ્યુ છે, અને આખી કથામા મહાભારત કરતા કળિની ખટપટીના વધારીને કળિને જ નાયકનાયિકાને પીડનાર ચીતર્યો છે સ્વ કેશવલાલ ધ્રુવની માફક આમા રૂપક જોઈએ તો કહીએ કે દ્યૂત જ કળિ-કલહ-દુ ખનુ મૂળ છે એ સૂચવવા કળિને દ્યૂતના પાસા બનો વર્ણવવામાં આવેલ છે (અને એથી જ એનો વાસ જેના લાકડામાથી એ પાસા બનતા તે બહેડાના ઝાડમા કહ્યો છે જુઓ ક ૫૩, કડી ૧૨૩) તો, દ્યૂત નળના દુ ખ માટે જવાબદાર ગણાય, જેમ યુધિષ્ઠિરના પણ દુ ખ માટે (એમ ન હોય કે વ્યાસે એ બેઉના દાખલાથી દ્યૂતની અનિષ્ટતા દર્શાવવા માગી હોય ?) પણ કળિએ નળની બુદ્ધિ ભ્રષ્ટ કરી એ હકીકતમા અન્યથા સદાચારી વ્યક્તિનીય મતિમા ક્યારેક ઊપજતા વિભ્રમને વ્યાસે ને આપણા કવિએ કળિમા મૂર્ત પાત્રરૂપ આપ્યાનુ સમજીએ તો ?–ડૉ ફાઉસ્ટના સબધમા મેફિસ્ટોફિલિસ આવે છે તેમ ? એક સુજ્ઞ પુરુષની બુદ્ધિમા વિકાર પેદા થાય એ પણ એક મોટી કરુણતા નથી ? ભૂખે અને દુ ખે વકરેલા એ બુદ્ધિવિકારથી જ નળ સતી સાધ્વી દમયતીને માટે મનમા અન્યથા વિચારી, તેને જેમ આવે તેમ ભાડી, તેને મતી મૂકી ચાલ્યો જાય છે નળના પાત્રમાં તેના દુ ખ માટેની આશિક જવાબદારી આમ જોડી હોય તો જોવાય તેમ છે, પણ દમયતી માટે તેમ નથી એ તો આ કથાનુ અરોષરમણીય પાત્ર છે એને વેઠવી પડતી આપદા નળના

કરતાં અનેકગણી બૂરી છે. એનું દુઃખ એ નિર્દોષને પડતું દુઃખ છે. નિર્દોષને વેઠવું પડતું દુઃખ કરણ રસનો એક મોટો વિભાવ છે.

નળ અને દમયંતી આમ કરુણ-કથાને જોઈએ તેવાં પાત્રો છે. આવાં પાત્રો એમની વિપત્તિમાં પણ પોતાની ઉદાત્તતા ન છોડે. નળના સંબંધમાં એમ પૂરું બનતું નથી. પ્રસંગને ઉત્કટ બનાવવા પ્રેમાનંદ એની પાસે માછલાંના પ્રસંગમાં દમયંતી પ્રત્યે ગ્રામ્ય અને કઠોર વર્તન કરાવે છે અને હાસ્યરસ રેલાવવા બાહુકવેશમાં ઋતુપર્ણ અને દમયંતી સાથે કેટલુંક સુરુચિભંજક આચરણ કરાવે છે, એથી એની ભવ્યતા ખંડિત થઈ છે. પણ તેમ છતાં દમયંતીને તજતી વેળાનું એનું મંથન અને એને તજ્યાનો એનો પશ્ચાત્તાપ, કર્કોટક પર એણે કરેલો ઉપકાર, ઋતુપર્ણને ત્યાંના ગુપ્તવાસમાં નિત્યના પેલા શ્લોક દ્વારા વ્યક્ત થતી એની વિજોગવેદના અને પોતાનાં બાળકોને જોઈ ભરાતું એનું અંતઃકરણ એનો ખરો રંગ પણ દેખાડે છે. દમયંતીનું પાત્ર તો છેક લગી એવું જ પતિપરાયણ ઉદાત્તશીલ સતીનું રહે છે. એથી જ એનું પાત્ર નળ કરતાં વધુ સહાનુભૂતિ ને આદર જીતી જાય છે. કરણકથાનાં નાયકનાયિકાનું એક લક્ષણ એ આપત્તિમાં પોતાનું સત્ત્વ ગુમાવ્યા વગર એને વેઠીને એનો સામનો કરે એ હોય છે. આ કથાનાં નાયકનાયિકાને કલિ પ્રથમ શરીરથી અને પછી મનથી જુદાં પાડવા મથે છે, પણ એમાં એ જરાય ફાવતો નથી. એણે એમના પર નાખેલાં આ બધાં દુઃખો એમના પ્રેમને જરાય વિકૃત કરવા કે ઘટાડવાને બદલે ઊલટો તેને વજ્રલેપી અને વિશુદ્ધ બનાવે છે. વિશુદ્ધ એ રીતે કે દમયંતી નળના જે સૌંદર્યથી જ આકર્ષાઈ તેને વરી હતી તે અંતે 'નથી રૂપનું કામ, રે ભૂપ મારા' કહી નળ કુરૂપ બાહુક જ રહે તોય તેની અનન્ય ભક્ત રહેવા માગે છે. દેવો, રાજાઓ, ઋતુપર્ણ, પારધી, એ સૌ તેના દેહસૌંદર્ય પ્રત્યે આકર્ષાયા હતા. નળ અને તે પ્રથમ તો દેહસૌંદર્યથી જ એકમેક પ્રત્યે આકર્ષાય છે, પણ અંતે તેમનો પ્રેમ દેહને વટાવી હૃદયનો સૂક્ષ્મ

છે એ પછી આખ્યાનમા અગત્યનુ કામ બજાવે છે એમના લગ્નમાં ભાગ ભજવતા નારદ અને હંસ, અને એમને દુખી કરી વિખૂટા પાડનાર કળિ, જે આખ્યાનમા અગ્રેથી ખલપાત્ર કે પ્રતિનાયકનુ કામ કરે છે ટીખળખોર નારદ, મિત્રવત્સલ અને કુટુમ્બપરાયણ હંસ અને નાયકનાયિકાને તનથી ને મનથી વિખૂટા પાડવા અફળ મથન કરનાર કળિ—ત્રણેય માનવેતર પાત્રો સજીવ આલેખન પામ્યા છે અને આ-ખ્યાનમાના હાસ્ય, કરુણ ને અદ્ભુત રસને પોતપોતાનો ફાળો અર્પે છે નારદને અકારણ ટીખળમા આનદ માનનાર કલહપ્રિય વ્યક્તિ માનવાને બદલે ભગવાનના મન કે નિયતિના સાધન કે નિમિત્ત તરીકે જોઈએ તો એ પાત્ર નવા પ્રકાશમાં દેખાશે એ જ રીતે કળિને પણ દ્યૂત કે માનવહૃદયમા ક્યારેક પેસી જતા વિકારના મૂર્ત પ્રતીક તરીકે જોવાની પણ સગવડ આખ્યાને આપી છે અન્ય પાત્રોમા, દમયતીના હાથના લાલચુ દેવો, સ્વયવરમા આવેલા રાજાઓ, પારધી, ઋતુપર્ણ, એ સૌનુ આલેખન એમના ચેષ્ટિતો દ્વારા જે રીતે પ્રેમાનદે કર્યું છે તે એનુ પાત્રનિરૂપણકૌશલ દર્શાવે છે હમાનવા તાકના તેણે દેવોને ડોળ-ણી એટલે માનવ પ્રાકૃતતાવાળા બનાવી દીધા છે એ ખરુ, પણ તેમનુ આલેખન વાસ્તવિક કર્યું છે એમ તો સ્વીકારવુ પડવાનુ દમયતીની માશી, ઇંદુમતી, સુદેવ, દમયતીની બે સાહેલી, દમયતીની ભાભીઓ, પુષ્કર—આ સૌ પણ જે થોડાઘણા કથાપટમા એમને કામ કરવાનુ આવે છે તેમા પોતપોતાનુ ન્યારુ વ્યક્તિત્વ દાખવી જાય છે પ્રેમાનદની માનવ ચિત્ત વ્યાપારોના કુશળ જ્ઞાતા અને દક્ષ નિરૂપકની કીર્તિ આવા ગૌણ પાત્રોના સ્વાભાવિક આલેખનમા રહેલી છે

પાત્રોના વાસ્તવિક આલેખન સાથે કેટલાક <u>પાત્રોના ગુજરાતીકરણની નોંધ</u> પણ લેવી પડશે દેવો પ્રાકૃત માનવી જેવા સ્વાર્થી ને પ્રપંચી બની ગયા ને જેટલુ નચાવે ને ખૂચે તેવુ છે તેટલુ જ નળ જેવો પ્રતાપી નૃપતિ બાહુકવેશમા ઋતુપર્ણ જોડે તેને ત્યા તેમજ ભીમકને ત્યા વધુ ગ્રામ્ય વર્તન કરે, અને દમયતી આગળ પણ પ્રારંભમા

એના ગૌરવને અણગાજતી આંટકવી રીતે બોલેચાલે, તે પણ ખૂચે તેવું છે પૌરાણિક પાત્રોના ગૌરવને હાનિ પહોચે એવું તેનુ ગુજરાતીકરણ—વસ્તુત પ્રાકૃતીકરણ—કરવાથી આવુ થાય છે પ્રેમાનદને પોતાના નાયકોને ભોગેય શ્રોતાઓને હસાવવાની આદત છે, એ જેમ 'મામેરુ' તથા 'સુદામાચરિત્ર' બતાવી આપ્યુ હતુ તેમ 'નળાખ્યાન' પણ બતાવે છે. અનમત્ત, વચમા ઉપહાસપાત્ર બનાવેના એના નાયકોને અતે સૌના માન-આદરના ઊજળા અધિકારી એ બનાવે છે દમયતી બાળકોને 'સહેજે મામીની ગાળ' એમ કહે, એની માશી એને પોતે ટાઢુ ખવડાવ્યુ એમ કહી રડે અને ઋતુપર્ણ નળની એવા જ શબ્દો કહી માશી માગે, એ બધુ એ પૌરાણિક રજવાડી પાત્રોને નીચના મધ્યમ થરના સમકાલીન સાધારણ માનવીઓ જેવા પ્રેમાનદના 'ગુજરાતી' આલેખ ને બનાવી દીધાની ચાડી ખાશે દમયતી એની માતાને પોતાની લગ્નોત્સુકતા બનાવના જે સભળાવે છે તેને ગુજરાતીકરણ કરતા એના ઉત્કટ આલેખનનુ ફળ ગણવુ ઠીક થશે શ્રોતાઓના રસ-રુચિની કક્ષાએ એને ઊતરવુ પડ્યુ છે, અથવા તો એનાં શ્રોતાઓની રસ-રુચિની કક્ષાથી એના રસ-રુચિની કક્ષા ચડિયાતી હતી નહિ, એ પણ એનુ કારણ મનાય.

'નળાખ્યાન'નો મુખ્ય રસ કયો? બૃહદશ્વ ઋષિએ દુખી યુધિષ્ઠિરને સાંત્વન આપવા આ કથા કહી છે આ જોતા એને કરુણરસપ્રધાન કૃતિ કહેવાને પૂરતો અવકાશ છે પણ નળ દમયતી થોડા વખત પૂરતા જ વિખૂટા પડયા છે, કાયમ માટે નહિ, એ હકીકતને આગળ કરી સસ્કૃત આલકારિકોના ચશ્માથી જોઈ કોઈ આ આખ્યાનના રસને કરુણ નહિ પણ વિપ્રલભ શૃગાર કહેવા લલચાય તેમ છે પણ મારુ-ઢોલા કે માધવાનલ-કામકદલાની વાતાઓ જેવા ભાર વિપ્રલભ શૃગાર પર આ આખ્યાન નથી મૂકતુ ભાર તો નળ જેવા 'ત્રિભુવનસુદર' નાયકને કૂબડો અશ્વપાલક અને 'ત્રૈલોક્યમોહિની' દમયતીને દાસી બનવુ પડ્યુ એ તેમના કરુણ જીવન ઉપર વિન્યાસ છે એ માટે એમના વીતકોને નળના રસને આજની દૃષ્ટિએ કરુણ કહેવો જ વધુ ઉચિત થશે કરુણ

રસ મૃત્યુથી જ નિષ્પન્ન થાય એવું કશું નથી પણ આ કરુણ તો આખ્યાનના નાયકનાયિકા પરણ્યા તે પછી શરૂ થાય છે તે પહેલાં એમના અન્યપ્રશંસિત રૂપથી જન્મતા રોમાંચક મનોદય અને લગ્નની ૧૮ કડવાં સુધીની કથાનો પ્રધાનરસ શૃંગાર, આજની ભાષામાં પ્રણયનો છે આલંબન વિભાવરૂપ નાયકનાયિકાના રૂપવર્ણનો અને એમના ઝંખના આદિ અનુભાવો આખ્યાનમાં છટાથી નિરૂપાયા છે આખ્યાનમાં ત્રીજો ધ્યાન ખેંચતો રસ હાસ્ય છે દેવો, રાજાઓ, ઋતુપર્ણ અને બાહુકનાં પાત્રોને કવિએ યથાવકાશ એના આલંબન બનાવેલ છે ખરો હાસ્યકાર હોઈ એ એ એમાં સવિશેષ ખીલે છે હંસ માનવવાણીમાં બોલે, દેવો નળના રૂપ ધરે અને દમયંતી સિવાય એમને કોઈ જોઈ શકે નહિ નળ બાહુક બની જાય, દેવોનાં વરદાનથી તે સામાન્ય માનવી માટે અશક્ય એવું કરી શકે, દમયંતીના શાપથી પારધી બળી મરે, કળિ પાસા, પંખી, કાતું વગેરે બને અને ટોડલામાં પેસી હાર ગળી જાય, દમયંતીના શાપથી ટોડલો ફાટે બાહુક પાછો નળ બની જાય — આ સર્વ ચમત્કારાદિના બનાવોએ આખ્યાનને અદ્‌ભુત રસની પણ ઠીક લ્હાણ કરી છે પ્રેમાનંદની એકમાંથી બીજા રસમાં કુશળતાથી સરકી જવાની કળા આ આખ્યાનમાંના આ ચારે રસના નિરૂપણમાં પણ પૂરતા પ્રમાણમાં જોવા મળે છે.

<u>પ્રેમાનંદમાં વસતો કવિ</u> આ આખ્યાનમાં વિશેષ <u>સક્રિય</u> બન્યો હોવાનું પણ આખ્યાન દેખાડે છે નાયકનાયિકાનાં સૌંદર્યવર્ણનો, હંસવિલાપ ને દમયંતી-વિલાપના કડવાં, સ્વયંવરવર્ણન, આખ્યાનમાંના દમયંતી-ઇંદુમતી, દમયંતી-સુદેવ, દમયંતી-બાહુકના સંવાદો—આવી બધી સામગ્રી પ્રેમાનંદનું ભાષાપ્રભુત્વ, એની રસસૂઝ, એની કલ્પનાકળા, એની <u>ચિત્રનિર્માણશક્તિ</u>, એની ભાવાનુકૂળ છંદ પ્રયોજવાની સૂઝ એની પદલેખનની ફાવટ, એનો પાત્રચિત્તપ્રવેશ, એની અલંકારસમૃદ્ધિ, એનો ઊર્મિવૈભવ અને એની રસસિદ્ધિના બોલતાં પ્રમાણરૂપ બની રહે છે 'નળાખ્યાન' પ્રેમાનંદનું સર્વભોગ્ય અમર સર્જન બન્યું છે તે એને લીધે

અનંતરાય રાવળ

# પ્રેમાનંદકૃત

# નળાખ્યાન

## કડવું ૧

(રાગ-કેદારો)

શ્રીશંકરસુતનું ધ્યાન જ ધરું, સરસ્વતીને પ્રણામ જ કરું;
આદરું જોડવા[1] જશ નૈષધ તણો રે. ૧

ઢાળ

નૈષધરાયની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આર્ણ્યકપર્વ મહિમાય ૨
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈતવન મોઝાર;
[2]એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર. ૩
પશુપતાકાસ્ત્ર પશુપતિએ આપ્યું, [3]પછે સ્વર્ગમાં ગયો;
[4]કાલકેતુ પુલોમા માર્યો, પંચ વર્ષ તાંહાં રહ્યો. ૪
યુધિષ્ઠિર રાય અતિ દુઃખ પામ્યા, ઊપન્યો મન ઉદ્વેગ;
'પુનરપિ પારથ નહીં આવ્યો, [5]ભાઈ કાંહાં કીધો નવ નેગ?' ૫
એહવે સમે એક તાપસ આવ્યો, બૃહદશ્વ એહેવું નામ;
*પૂજા દીધી પાંડવે, ને આપ્યો વસવાનો ઠામ. ૬
ચાતુરમાસ તે ત્યાંહાં રહ્યો, તેહેની કુંતીસુત કરે સેવાય,
[6]રાતના રાતે વારાફરતી, પાંડવ ચાંપે પાય ૭
મેક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
સમે અર્જુન સાંભર્યો, ભરાઈ આવ્યું અંતઃકર્ણ. ૮
ર્મરાયને ઋષિજી પૂછે, 'જળે ભીના પગ માહારા;
દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે[7] જળધારા?' ૯

રસ મૃત્યુથી જ નિષ્પન્ન થાય એવું કશું નથી. પણ આ કરુણ તો આખ્યાનનાં નાયકનાયિકા પરણ્યાં તે પછી શરૂ થાય છે. તે પહેલાં એમના અન્યપ્રશંસિત રૂપથી જન્મતા રોમાંચક સ્નેહોદય અને લગ્નની ૨૮ કડવાં સુધીની કથાનો પ્રધાનરસ શૃંગાર, આજની ભાષામાં પ્રણયનો છે. આલંબન વિભાવરૂપ નાયકનાયિકાનાં રૂપવર્ણનો અને એમના ઝંખના આદિ અનુભાવો આખ્યાનમાં છટાથી નિરૂપાયાં છે. આખ્યાનમાં ત્રીજો ધ્યાન ખેંચતો રસ હાસ્ય છે. દેવો, રાજાઓ, ઋતુપર્ણ અને બાહુકનાં પાત્રોને કવિએ યથાવકાશ એનાં આલંબન બનાવેલ છે. ખરો હાસ્યકાર હોઈ એ એ એમાં સવિશેષ ખીલે છે. હંસ માનવવાણીમાં બોલે. દેવો નળનાં રૂપ ધરે અને દમયંતી સિવાય એમને કોઈ જોઈ શકે નહિ, નળ બાહુક બની જાય, દેવોનાં વરદાનથી તે સામાન્ય માનવી માટે અશક્ય એવું કરી શકે, દમયંતીના શાપથી પારધી બળી મરે, કલિ પાસા, પંખી, કાતું વગેરે બને અને ટોડલામાં પેસી હાર ગળી જાય, દમયંતીના શાપથી ટોડલો ફાટે બાહુક પાછો નળ બની જાય— આ સર્વ ચમત્કારકોટિના બનાવોએ આખ્યાનને અદ્ભુત રસની પણ ઠીક લહાણ કરી છે. પ્રેમાનંદની એકમાંથી બીજા રસમાં કુશળતાથી સરકી જવાની કળા આ આખ્યાનમાંના આ ચારે રસના નિરૂપણમાં પણ પૂરા પ્રમાણમાં જોવા મળે છે.

પ્રેમાનંદમાં વસતો કવિ આ આખ્યાનમાં વિશેષ સક્રિય બન્યો હોવાનું પણ આખ્યાન દેખાડે છે. નાયકનાયિકાનાં સૌંદર્યવર્ણનો, હંસવિલાપ ને દમયંતી-વિલાપનાં કડવાં, સ્વયંવરવર્ણન, આખ્યાનમાંના દમયંતી-ઇંદુમતી, દમયંતી-સુદેવ, દમયંતી-બાહુકના સંવાદો—આવી બધી સામગ્રી પ્રેમાનંદનું ભાષાપ્રભુત્વ, એની રસઘટના, એનું કલ્પનાબળ, એની ચિત્રનિર્માણશક્તિ, એની ભાવાનુકૂલ ઢાળ પ્રયોજવાની સૂઝ, એની પદલેખનની ફાવટ, એનો પાત્રચિત્તપ્રવેશ, એની અલંકારસમૃદ્ધિ, એનો ઊર્મિવૈભવ અને એની રસસિદ્ધિનાં બોલતાં પ્રમાણપત્ર બની રહે છે. ‘નળાખ્યાન’ પ્રેમાનંદનું સર્વભોગ્ય અમર સર્જન બન્યું છે તે એને લીધે.

અનંતરાય રાવળ

# પ્રેમાનંદકૃત

# નળાખ્યાન

### કડવું ૧

(રાગ-કેદારો)

શ્રીશંકરસુતનું ધ્યાન જ ધરું, સરસ્વતીને પ્રણામ જ કરું;
આદરું જોડવા[1] જશ નૈષધ તણો રે. ૧

ઢાળ

નૈષધરાયની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આર્ણિકપર્વ મહિમાય. ૨
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈતવન મોઝાર;
[2]એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર. ૩
પશુપતાકાસ્ત્ર પશુપતિએ આપ્યું, [3]પછે સ્વર્ગમાં ગયો;
[4]કાલકેતુ પુલોમા માર્યો, પંચ વર્ષ તાંહાં રહ્યો. ૪
યુધિષ્ઠિર રાય અતિ દુઃખ પામ્યા, ઊપન્યો મન ઉદ્વેગ;
'પુનરપિ પારથ નહીં આવ્યો, [5]ભાઈ કાંહાં કીધો નવ નેગ?' ૫
એહવે સમે એક તાપસ આવ્યો, બૃહદશ્વ એહેવું નામ;
*પૂજા કીધી પાંડવે, ને આપ્યો વસવાનો ઠામ. ૬
ચાતુરમાસ તે ત્યાંહાં રહ્યો, તેહેની કુંતીસુત કરે સેવાય;
[6]રાતના રાતે વારાફરતી, પાંડવ ચાંપે પાય. ૭
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભરાઈ આવ્યું અંતઃકર્ણ. ૮
ધર્મરાયને ઋષિજી પૂછે, 'જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે[7] જળધારા?' ૯

ધર્મ કેહે, 'સાંભળીએ સ્વામી, ઊઠી[૮] ગયો અર્જુન;
[૯]અવળાસવળી સાલે સવ્યસાચી, માટે કરું રુદન. ૧૦
ભીમસેનની પાસે જો હું, માગું દાતણપાણી;
બડબડતો જાય રીસ ચઢાવી[૧૦], મોટાં વૃક્ષ આપે આણી.[૧૧] ૧૧
પ્રાતઃસામગ્રી નકુળ પાસે, [૧૨]કદાચ જોઉં માગી;
એક પોહોર તાં વાર લગાડે, એટલી કરે વરણાગી. ૧૨
સહદેવને જો કામ દેઉં તો, *સાધુ મંન ન આણે રોષ;
(પણ) મધ્યાહ્નને ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ. ૧૩
દક્ષિણ દિશાએ જોગણી છે, જો જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરું તો, ચંદ્રનું ઘર સાહામું. ૧૪
એવી રીત તો ત્રણે ભાઈની, મેં તો સહ્યું[૧૩] નવ જાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય. ૧૫
વણમાગે વેળાએ આપે, મુને જે જોઈએ તે આણી;
[૧૪]ફળજળ મુખ આગળ લેઈ મેલે, તે તો ગાંડીવપાણિ. ૧૬
તેહેના ગુણ હું નથી વિસરતો, રહ્યો છું હૃદયા[૧૫] રાખી;
સુખસંતોષ વિના છઉં સૂનો, મુનિ, હું પારથ પાખી.' ૧૭
નિઃશ્વાસ મૂકે, ધર્મ એમ પૂછે, 'કોહોને બૃહદશ્વ ઋખિ;
વન [૧૬]વસલું ને વિજોગ પડિયો[૧૭], હું સરખો કો દુઃખી? ૧૮
[૧૮]રાજ્યાસન ભુવન ધન રૂીધ, તેહ અમો સર્વ હારી;
એહેવું કોને થયું[૧૯] હશે સ્વામી[૨૦], પીડા પામી નારી?' ૧૯
વળતા બૃહદશ્વ એણી પેર બોલ્યા, 'શું આણો વૈરાગ?'
નળ દુઃખ પામ્યો, અરે પાંડવો, નથી તેહેનો સોમો ભાગ. ૨૦
[૨૧]રૂપ રાજ્ય ન મળે ધન બળ નળને સમાન;
[૨૨]અનેક કષ્ટ તેહેના જેહેવું, કો નહીં ભોગવે રાજાન. ૨૧

ભીમકકુમારી નળની નારી, [23]રૂપ શું કહું મુખ માંડી?
[24]તે રાણી જહાં નહીં ફળપાણી, નળે તે વનમાં છાંડી. ૨૨
દાસીરૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળનું ગાત્ર;
તેહેનાં દુઃખ આગળ, યુધિષ્ઠિર, તમારું દુઃખ કોણ માત્ર?' ૨૩
કર જોડીને ધર્મ એમ પૂછે, 'કોહો અમને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, તે શું કારણ કહેવાય? ૨૪
કોણ દેશનો નરેશ કહાવે? કેમ પરણ્યો દમયંતી?
તે નારી નળે કેમ છાંડી ને, કાં[25] મૂકી સમયંતી? ૨૫
ઉતપત્ય કોહો નળદમયંતીની, [26]અથ—ઇતિ કથાય;
દુખિયાનું દુઃખ [27]સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય.' ૨૬

વલણ

[28]'વ્યથા જાયે માહારી' એમ કહે યુધિષ્ઠિર રાજાન,
વદે વિપ્ર પ્રેમાનંદ, નળ તણું આખ્યાન. ૨૭

## કડવું ૨

(રાગ–ગોડી)

બૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર [1]ધરતા હૃદે;
એક નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભૂપાળ. ૧
તેહેને સુરસેન બાંધવજન, તે બેહુને એકેકો તન;
તે રૂપે કુટડા જેહેવા કામ, નળ–પુષ્કર બન્યોનાં નામ. ૨
પછે નળને આપી રાજ્યાસન, પિતા–કાકો ગયા બન્યો વન;
ચલાવે રાજ્ય નળ મહામતિ[2], પુષ્કરને કીધો જુધપતિ. ૩
રાયે જીત્યા દેશ કરી નક્ષાત[3], શત્રુમાત્ર પમાડ્યા શાંત[4];
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધો દિગ્વિજે. ૪

પ્રજા સૂએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર–ચખાર;
સત્યે યમપતિ'કીધો સાધ, [૫]પુરમાં કોહોને ન વ્યાપે વ્યાધ. ૫

કનકે ભરિયા છે કોઠાર, જેહેવું ધન તેહેવો દાતાર;
અનેક જાચકનાં દારિદ્ર કાપિયાં, નળે સુખ માગ્યાં તે આપિયાં. ૬

ભિક્ષુક કહે, 'ભલું નળનું રાજ, ગયાં દુઃખ હોલાઈ દાઝ';
કીરત થઈ નળની વિસ્તીર્ણ, જેમ એક સૂરજને ઘણાં એક કીર્ણ. ૭

તેણે પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું સઘળું ગામ;
*મંદિર મંદિર હોય હરિકીર્તન, એકાદશી કરે સહુ કો જન. ૮

ચારે વરણ પાળે સ્વધર્મ[૬], ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ. ૯

[૭]જે કો મસ્તક માગે માગનાર, તો આપતાં નળ ન લગાડે વાર;
[૮]ભગવંત ઉપર કેવલ ભાવ, મન ચિત્ત હરિ સાથે દૃઢાવ.
ઉત્તર પૂરવ દક્ષિણ દશ[૯], વીરસેનસુતનો વાધ્યો જશ. ૧૦

ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, 'મુજથી[૧૦] વાધ્યો પાપી પિત્રાઈ;
[૧૧]નળને નમે પ્રજા સમસ્ત, હું એ આગળ પામ્યો અસ્ત.' ૧૧

એહેવું જાણી મન આણી વૈરાગ, ગયો વનમાં ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો. ૧૨

જઈ સેવ્યું પર્વતનું શૃંગ, તે તળે વહે છે નદી[૧૨] ગંગ;
શલ્યાનું કીધું આસંન, પાંદડાંનું છત્ર કર્યું[૧૩] રાજંન. ૧૩

માંનસી રાજ્ય માંડ્યું વનતણું : 'આ કોકિલા ગાન કરે છે ઘણું;
આ મૃગ તે અશ્વ માહારે કારણે, આ દ્રુમ પ્રતિહાર ઊભા બારણે. ૧૪

શુંડ હસ્તી, પૃથ્વી પરજંગ, એ રાજ માહારું ન પામે ભંગ;
કો લૂંટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.' ૧૫

એણી પેરે માંડ્યું રાજ્યાસન, [૧૪]અચલ તે વશ કીધું મન;
એ કથા એટલેથી રહી, હવે નળરાજા શું કરે છે તહીં. ૧૬

જ્યારે પુષ્કર ઊઠી વનમાં ગયો, ભાઈ વિના ભૂપ એકલો થયો;
નિષ્કંટક રાજ્ય એકલો કરે. ધર્મ-આણ રાયજીની ફરે. ૧૭

માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનાં રૂપ;
શરીર-કુળમાં કાઢે ખોડ, કહે, 'એ મુજ સરખી નહીં જોડ. ૧૮

અંશવંશ લક્ષણ પૂરણ, તેહેનું કરું હું પાણિગ્રહણ;'
એમ કરતાં વહી ગયા બહુ દિન, એહેવે આવ્યા નારદ મુન્ય. ૧૯

વલણ

નારદમુનિ પધારિયા, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે;
પછે વેણાપાણીએ નળતણું, 'કેમ કીધું[૧૫] વેવિશાળ રે. ૨૦

## કડવું ૩

(રાગ-રામગ્રી)

એણી પેરે બોલ્યા બૃહદશ્વ વાણીજી, [૧]નળને ઘેર આવ્યા વેણાપાણીજી;
વીરસેનસુતે દીધું માનજી, અર્ઘ્યપાદ્યે પૂજ્યા ભગવાનજી. ૧

ઢાળ

પૂજ્યા નારદ આદર આણી, હૃદેમાં અતિ પ્રેમ;
અન્યોન્યે પૂછિયા, સમાચાર કુશલીક્ષેમ. ૨

રાજ્યાસન નળનું દેખીને, નારદ ઋષિ એમ પૂછે;
'પટરાણી દીસતાં નથી એ, [૨]કોહોની, કારણ શું છે? ૩

આસને બેસવું[૩] રાણી વિના, તેહેનો તે મોટો દોષ;'
પછે પ્રતિઉત્તર વિચારીને, નળ બોલ્યો કરી શોષ. ૪

નળ કહે, 'તમો પ્રજાપતિના પુત્ર વીણાધારી;
જાણુતા હશો બ્રહ્માએ, માહરે નિરમી છે કો નારી? ૫

નવખંડ સપ્ત દ્વીપમાં, કૈં કન્યા છે કોટ;[૪]
[૫]ઋષિ હું વરું એહેવી નવ મળે, છે કન્યાની સહી ખોટ. ૧

કુળ તાંહાં રૂપ નહી, રૂપ તાહાં નહી ચાતુરી ચાલ;
કો સકલ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું [૬]કાલ્ય' ૧

દેવઋષિ એમ ઓચરે, 'એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું [૭]નવ મળે, રે શ્યામાનું સ્વરૂપ. ૧

પણ એક કન્યા અલૌકિક છે, વેદ[૮] જેહેને વરણે;
તે તો ઈંદ્રને ઈચ્છે નહીં, તો તુંને કાંહાંથી પરણે?' ૧

નળ કહે, 'હો મહામુનિ, તે કન્યાનું કોણ નામ?
કવણ રાયની દીકરી રે, કવણ તેહનું ગામ?' ૧

નારદ કહે, 'સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ. ૧
[૯]તેહેને ઘેર એક તારુણી, વજ્રાવતી રૂપનિધાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટ નહીં સંતાન. ૧

એહેવે સમે એક દમન નામે, આવિયો તાપસ;
[૧૦]આતિથ્ય કીધું તેહનું, [૧૧]જમાડિયો ખટરસ. ૧
ઘણા દિવસની ગઈ ક્ષુધા, પામિયો સંતોષ;
ત્રિકાળજ્ઞાનીએ[૧૨] જાણિયું, રાણીને વંઝદોષ. ૧

પૂછીને તાં ખરું કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરુણા આણી આપિયું, રાયરાણીને વરદાન: ૧
'ત્રણ કુંવર એક દીકરી, તે હશે [૧૩]રૂપનિધાન;
એંધાણી રાખે એટલી, જે માહારે નામે પાડજે નામ'. ૧
એહેવું કહીને ઋષિજી, પામિયા અંતરધાન;
[૧૪]કેટલે દિવસે આવિયાં રે, રાણીને સંતાન. ૧

દમન, દંતુ, દુર્દમન, દમયંતી, નામ જ ધર્યાં;
હરખ પામ્યો ભૂપતિ, ને બાળક ચ્યાર ઊછર્યાં. ૧૮
દમયંતી જે દીકરી, મુખે પ્રણવી[૧૫] નવ જાય;
[૧૬]તન વદન લોચન ઉપમા, મેં કશી નવ અપાય. ૧૯

વલણ

'ઉપમા ન અપાય નળ મેં,' એમ બોલ્યા વેણાધારી[૧૭] રે;
નળ કહે નારદને 'તેહેનું, રૂપ કહો વિસ્તારી[૧૮] રે.' ૨૦

## કડવું ૪

(રાગ-આશાવરી)

નારદનાં વચન સુણી, બોલ્યો નૈષધનો ધણી;
'ભીમક તણી કુંવરી, કેહેવી ફૂટડી રે?' ૧

ઢાળ

'ફૂટડી કેહેવી દમયંતી, કોહો[૧] તેનું વિખાણ;'
નારદ કહે, 'રે સાંભળો, વીરસેનસુત સુજાણ. ૨
ગુણ ચાલ ને ચાતુરી, અદ્‌ભુત સુંદર વેષ;
તેહેને હું શું વર્ણવું, જો વર્ણવી ન શકે શેષ? ૩
પણ બુધ્યમેલે[૨] માનનીનું, કરું છું વરણુંન;
જ્યમ સાગરમાંથી ચંચ જળની, ભરે પક્ષીજંન. ૪
દમયંતીનો ચોટલો, દેખીને અતિ સોહાગ;
અભિમાન મૂકી લાજ આણી, પાતાળ પેઠા નાગ. ૫
ભીમકસુતાનું વદન સુધાકર, [૩]દેખી નહીં સોહાય;
જોઈ જોઈ ચંદ્રમા ક્ષીણ પામે, ને અભ્ર પૂઠે સંતાય. ૬
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, તેજનું ભર્યું એક પાત્ર;
તે તે [illegible] ગાત્ર. ૭

કાંઈ એક શેષ જ વાધ્યું, પડતાં તે ગેરા પડિયો;
બ્રહ્માએ એકઠો કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.' ૮

નળ કહે નારદ પ્રત્યે, 'એ વખાણભાવ ન પહોંતો;[૬]
દમયંતી હવડાં અવતરી, શું ચંદ્ર પહેલાં નહોતો ?' ૯

નારદ કહે, 'એ સર્વ-પહેલી બ્રહ્માએ ઘડી રાણી;
પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એહેવા પાખી. ૧૦
વિરંચિએ વૈદર્ભ નાખી, ઉદ્દે હવડાં પામી;
જ્તે તો આંહાં અવતારી હશે, કો નિરમ્યો હશે રે સ્વામી.' ૧૧

નળ કહે, 'આગેદ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરા એ,[૯] સદેહ મનનો ટળિયો.' ૧૨
કહે નારદ, 'સાંભળીએ રાજા, મીન, ખંજન, મધુકર;[૧૦]
નેત્ર ભ્રગુટી દેખીને, વન, જળ, કમળ, કીધાં ઘર.[૧૧] ૧૩

નાસિકાનાં વેસર[૧૨] દેખીને, નાઠા કળાકર ને કીર;
[૧૩]તેણે વનપર્વત સેવ્યાં, ન રખાયું ધીર. ૧૪
દમયંતીના અધર દેખી, પેટ વાઢયું[૧૪] પરવાળી;
કામિનીનો કંઠ સાંભળી, કોકિલા બળી[૧૫] થઈ કાળી. ૧૫
રસનાવાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુમારિકા પોતે રહી, સંસાર કીધો ત્યાગ ૧૬
દંત દેખી દાડમ ફાટયું, ગ્રીવાથી કપોત સંતાડે મોહોને;
તે નાદ કરતો ફરે વનમાં, [૧૬]એ દુઃખ કહું તાં કોહોને ? ૧૭
દમયંતીનુ [૧૭]કુચમંડલ દેખીને, હાર્યું કુંજરકુળ;
તે હીંડતાં ચાલતાં હાથી, [૧૮]માથે ઘાલે ધૂળ ૧૮
હસ્તકમળથી કમળ હાર્યું, તેણે જળમાં કીધું ઘર;
[૧૯]અબળાના ઉદરને દેખી, સુકાયે છે સરોવર. ૧૯

વલણ

[૧૯]'સુકાય છે સરોવર, ને કેળ લાજે મન માંઝ રે;[૨૦]
[૨૧]દમયંતીની જંઘાને દેખી, કેળ થઈ [૨૨]ફાગવાંઝ રે.' ૨૦

### કડવું ૫

( રાગ-સામેરી[૧] )

'દમયંતી દોષરહિતા, તેના ગુણની ગાઉં ગીતા;'
નારદજી વાચક એમ બોલે, [૨]'નહીં તારુણીને કોઈ તોલે.' ટેક. ૧

[૩]જોઈ ભીમક-તનયાની કટી, સિંહની ન્યાત વનમાં વટી;
હંસને થઈ ચટપટી, ચાલ ગોરી આગળ ઘટી[૪]. દમ૦ ૨

રામા-અંગની રોમાવલી, વનસ્પતિ હવે મરે છે બળી[૫];
તેના વસ્ત્ર રહ્યાં ઝળહળી, દેખી અભ્રમાં પેસે[૬] વીજળી. દમ૦ ૩

પગપાંહાંનીથી હાર્યો અળતો, [૭]અન્ય અબળાને પગે મળતો;
નેપુરનો નાદ સાંભળતો, સુણી ગાંધર્વનો નાથ[૮] બળતો. દમ૦ ૪

વર્ણ થકી તે ચંપક ભજિયું, માટે મધુકરે તે તજિયું;
સ્વરૂપ બ્રહ્માએ સરજિયું, એહેવું કોઈ નથી નીપજિયું. દમ૦ ૫

હવે શૃંગાર વખાણું સોળ : મર્જન, ચીર, હાર, તંબોળ;
ચંદન અરગજાના રોળ, ઊડે સુગંધીના કલ્લોલ. દમ૦ ૬

શીશફૂલ, રમ્ય[૯] રાખડી, શોભે ભમરમાં ચૂની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, [૧૦]કટીમેખલા કટીશું પડ વઢી. દમ૦ ૭

ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર હેમ બે સંગ;
[૧૧]શકે ગિરિશૃંગ કરીને ભંગ, હાર મધ્યે જાણે વહે છે ગંગ દમ૦ ૮

[૧૨]વાયે ઓઢણી રહી છે ઊડી, ખળકે કરની કંકણચુડી;
[૧૩]રૂપે રતિ સરખી માંહાં બૂડી, જોડ કોઈ મળે નહીં રૂડી. દમ૦ ૯

કાંઈ એક શેષ જ વાધ્યું, [5]ઘડતાં તે ગોર પડિયો;
બ્રહ્માએ એકઠો કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.' ૮

નળ કહે નારદ પ્રત્યે, 'એ વખાણભાવ ન પહોંતો;[6]
દમયંતી હવડાં અવતરી, શું ચંદ્ર પહેલાં નહોતો ?' ૯

નારદ કહે, 'એ સર્વ–પહેલી બ્રહ્માએ ઘડી રાખી;
પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એહેવા પાખી. ૧૦
વિરંચિએ વૈદર્ભ નાખી, ઉદે હવડાં પામી;
[7]તે તો આંહાં અવતારી હશે, કો નિરમ્યો હશે રે સ્વામી.' ૧૧

નળ કહે, 'આગે[8] વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરા એ,[9] સંદેહ મનનો ટળિયો.' ૧૨

કહે નારદ, 'સાંભળીએ રાજા, મીન, ખંજન, મધુકર;[10]
નેત્ર ભ્રકુટી દેખીને, વન, જળ, કમળ, કીધાં ઘર.[11] ૧૩

નાસિકાનાં વેસર[12] દેખીને, નાઠા કળાકર ને કીર;
[13]તેણે વનપર્વત સેવ્યાં, ન રખાયું ધીર. ૧૪

દમયંતીના અધર દેખી, પેટ વાઢ્યું[14] પરવાળી;
કામિનીનો કંઠ સાંભળી, કોકિલા બળી[15] થઈ કાળી. ૧૫

રસનાવાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુમારિકા પોતે રહી, સંસાર કીધો ત્યાગ ૧૬

દંત દેખી દાડમ ફાટ્યું, ગ્રીવાથી કપોત સંતાડે મોહાને;
તે નાદ કરતો ફરે વનમાં, [16]એ દુઃખ કહું તાં કોહાને ? ૧૭

દમયંતીનું [17]કુચમંડલ દેખીને, હાર્યું કુંજરકુળ;
તે હીંડંતાં ચાલંતાં હાથી, [18]માથે ઘાલે ધૂળ. ૧૮

હસ્તકમળથી કમળ હાર્યું, તેણે જળમાં કીધું ઘર;
[19]અબળાના ઉદરને દેખી, સુકાયે છે સરોવર. ૧૯

વલણ

"સુકાય છે સરોવર, ને કેળ લાજે મન માંઝ રે;[૨૦]
[૨૧]દમયંતીની જંઘાને દેખી, કેળ થઈ [૨૨]ફાગવાંઝ રે.' ૨૦

## કડવું ૫

( રાગ-સામેરી[૧] )

'દમયંતી દોષરહિતા, તેના ગુણની ગાઉં ગીતા;'
નારદજી વાયક એમ બોલે, [૨]'નહીં તારુણીને કોઈ તોલે.' ટેક. ૧
[૩]જોઈ ભીમક-તનયાની કટી, સિંહની ન્યાત વનમાં વટી;
હંસને થઈ ચટપટી, ચાલ ગોરી આગળ ઘટી[૪]. દમ૦ ૨
રામા–અંગની રોમાવલી, વનસ્પતિ દવે મરે છે બળી[૫];
તેનાં વસ્ત્ર રહ્યાં ઝળહળી, દેખી અભ્રમાં પેસે[૬] વીજળી. દમ૦ ૩
પગપાંહાંનીથી હાર્યો અળતો, [૭]અન્ય અબળાને પગે મળતો;
નેપુરનો નાદ સાંભળતો, સુણી ગાંધર્વનો નાથ[૮] બળતો. દમ૦ ૪
વર્ણ થકી તે ચંપક ભજિયું, માટે મધુકરે તે તજિયું;
સ્વરૂપ બ્રહ્માએ સરજિયું, એહેવું કોઈ નથી નીપજિયું. દમ૦ ૫
હવે શૃંગાર વખાણું સોળ : મર્જન, ચીર, હાર, તંબોળ;
ચંદન અરગજાના રોળ, ઊડે સુગંધીના કલોલ. દમ૦ ૬
શીશફૂલ, રમ્ય[૯] રાખડી, શોભે ભમરમાં ચૂની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, [૧૦]કટીમેખલા કટીશું પડે વઢી. દમ૦ ૭
ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર હેમ બે સંગ;
[૧૧]શકે ગિરિશૃંગ કરીને ભંગ, હાર મધ્યે જાણે વહે છે ગંગ દમ૦ ૮
[૧૨]વાચે ઓઢણી રહી છે ઊડી, ખળકે કરની કંકણચૂડી;
[૧૩]રૂપે રતિ સરખી માંહાં બૂડી, જોડે કોઈ મળે નહીં રૂડી દમ૦ ૯

૧૪પગે નેપુરનો ઝણકો, અંગૂઠે અણવટિયાનો ટણકો;
અંગુલિયે વીંછુવાનો ટણકો, મધુરો કલાં કેરો કણકો. દમ૦ ૧૦
જેણે દમયંતી ના જોઈ, તેણે એળે દેહડી ખોઈ;
જાણે કાયા કનકની લોઈ, એહેવી હવી નથી, ન હોઈ. દમ૦ ૧૧
જેમ નદીમાં ભાગીરથી, તેમ શ્યામામાં સરવથી[૧૫];
ત્રૈલોક માંહાં જોડી નથી, જાણે સાગરમાંથી કાઢી મથી. દમ૦ ૧૨
ઇંદ્રાદિક પરણ્યાને આફળે, પણ મહિલાનું મન નવ મળે.
જો અશ્વિનીકુમાર આગળ પળે, તોયે ન આવે
આંખડી તળે દમ૦ ૧૩

જ્યારનું એ પૂતળું અવતર્યું, નારીમાત્રનું માન ઊતર્યું;
દમ્યું જગત, રૂપ ઉદય કર્યું, માટે દમયંતી નામ જ ધર્યું. દમ૦ ૧૪

જોગી થઈ તજ્યું હશે સર્વસ્ત, જે તીર્થ નાહ્યો હશે સમસ્ત;
જેણે હિમ ગાળ્યાં હશે અસ્થ, તે તો ગ્રેહશે હરિવદનીનો[૧૬]
હસ્ત.' દમ૦ ૧૫

વખાણ સાંભળીને સબળ, રુધિર અવટાયું પળપળ; '
નારદ પ્રત્યે બોલ્યો નળ, 'સ્વામી, પરણ્યાની[૧૭] કહો કળ.' દમ૦ ૧૬
નારદ કહે, 'માહારું કહેણ ન લાગે, હું ન જાઉં તાહારે માગે;
મુજને મોહનાં બાણ વાગે, બ્રહ્મચર્યવ્રત માહારું ભાગે.' દમ૦ ૧૭
એહેવું કહી પામ્યા અંતરધાન,[૧૮] મોહ પામ્યો તાંહાં નળ રાજાન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વાહ્નિ સમાન. દમ૦ ૧૮
વૈદ મોટા મોટા[૧૯] આવે, વગડાનાં ઓષધ[૨૦] લાવે;
તાપ કોઈ ન શમાવે, કહે, શું થાશે ભાઈ હાવે? દમ૦ ૧૯

વલણ

હવે શું થાશે, કહે મંત્રી, એહેવું વિચારી મંન;
નીલાં વસ્ત્ર પહેરી ને હય બેસી, નળરાય ચાલ્યો વંન ૨૦

## કડવું ૬

[ રાગ-વસંત ]

અનંગ-અનલ નળને વ્યાપ્યો, વન ગયો વહ્નિ શમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ–વ્યાકુળ થાવા. અનંગ૦ ૧

નીલાં વસ્ત્ર ને નીલો વાજી, ધરી મૃગયાનો શણગાર;
[1]દૂર પંથ પહોત્યો પ્રાક્રમી, દીઠું માન સરોવરસાર. અનંગ૦ ૨

[2]સુભટ સાથે કોઈ મળે નહીં, એકલાં ન પડે ગમ;
[3]એવે એક સરોવર પાસે, દીઠું વન મહા રમ્ય. અનંગ૦ ૩

તાંહાં વૃક્ષ વારુ ચારોળીનાં, છે ચંદન ચંપા અર્ક[4];
[5]વેલ વાળો વણસડો[6] વારુ, કુસુમ-ભારે વળી રહી છે વંક. અનંગ૦ ૪

અનેક મોગરા મરદાઈ રહ્યા રે, મગેણી ને મરીઠી;
[7]આંબા આંબલી ને અગથિયા, એખરા ને અરીઠી. અનંગ૦ ૫

કોઠી, કેવડી ને કેતકી, કદલી કેરા સ્થંભ;
[8]સાગ સીસમ સાદડી, શાલવૃક્ષના ખંભ અનંગ૦ ૬

[9]તાંહાં સરધુઆ આમડી સોરઠી રે, શાખ[10] સરખી શેલડી;
વળી લવંગલતા લીંબણુ વિરાજે, વૃક્ષ ચઢી વેલડી. અનંગ૦ ૭

નાલીકેલ નારંગી નૌતમ, નીચાં નમી રહ્યાં બહુ નેત્ર;
[12]ફોફલી ને ફાલસી, ખજૂર ખારેકનાં ક્ષેત્ર અનંગ૦ ૮

પીપળા, પીપળી, વડ, ગુલર[13], દાડમી ને પલાશ;
અશ્વથી ઊતરી નળરાજાએ, વન નીરખ્યું ચોપાસ. અનંગ૦ ૯

સબલ જળફળ દેખીને નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાવચી બિજોરી ને ચિનીકબાબા,[14]વાયે ઝુમણાં ઝુમતી દ્રાખ.અનંગ૦૧૦

ટાઢો વાયુ વહ્નિ સરખો, લાગે રાયજીને તન;
પછે નગ્ન વૃક્ષ[15] જે કદલી કેરાં, તેને દે છે આલિંગન. અનંગ૦ ૧૧

રંભણુ[16] ચુંબન કરે કેલને, થડથી મરડી પાડે;
મુખે શબ્દ કરે જેમ મોટો, [17]મદગલતા ગજ ત્રાડે. અનંગ૦ ૧૨

સુવર્ણ કમલિની[18] સરોવર માંહે, વાયુપ્રહારે નમયંતી;
[19]દેખી અનલ નળને વ્યાપ્યો, સાંભરી દમયંતી. અનંગ૦ ૧૩

એહવે સમે હંસ બહુ દીઠા, સોવ્રણ કેરાં અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો રે અનંગ[20]. અનંગ૦ ૧૪

નહોતું દીઠું તે મેં દીઠું, જોઈ આવ્યો દેશ અનુક્રમી[21];
આ કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નીરમી. અનંગ૦ ૧૫

એક હાથ ચડે એહમાંથી, તો પાળું ને પાસે રાખું;
રમાડું જમાડું એહેને, દહાડા દુઃખના કાઢી[22] નાખું. અનંગ૦ ૧૬

શરપ્રહાર કરું જો એહેને, તો તાં[23] થાયે નિધંન;
એને ગ્રહણ કીધો[24] જોઈએ જીવતો, ભૂપ વિમાસે મંન અનંગ૦ ૧૭

એહવે સકલ પક્ષી તણો ઈશ્વર[25], દીઠો પ્રથવી માંહે;
વૃક્ષને થડે નિદ્રા કીધી છે, ઊભો એકે પાયે. અનંગ૦ ૧૮

તેહેને દેખી નળ મન હરખ્યો, મોણે મોણે[26] પરવરિયો[27];
[28]નીલાંબર ઓઢીને અંગ સંકોડ્યું, શ્વાસ રોધન[29] કરિયો. અનંગ૦ ૧૯

દ્રુમથડ પૂઠે નળ ભડ આવ્યો, બેસીને આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ૦ ૨૦

વલણ

ઝાલ્યો પંખી ને જાગી ઊઠયો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરીને, કરવા લાગ્યો પોકાર રે. ૨૧

## કડવું ૭

[ રાગ-આરૂ શોકી[1] ]

હંસે માંડ્યો વિલાપ, પાપી માણસાં[2] રે ! શું પ્રગટ્યું માહારું પાપ ?'
પાપી માણસાં રે૦ ૧
એ કાળા માથાના ધણી, પાપી૦ જેને નિર્દયા હોયે ઘણી,
પાપી માણસાં રે૦ ૨
એ તો જીવને મારે તતખેવ, પાપી૦ હવે હું મૂઓ અવશ્યમેવ,
પાપી માણસાં રે૦ ૩
ટૂંપી નાખશે મારી પંખાય, પાપી૦ મુને શેકશે અગ્નિ માંહ્ય,
પાપી માણસાં રે૦ ૪
મુજને[4] કોણ મુકાવે કરી પક્ષ, પાપી૦ માહારે મરવું એહેને[5] ભક્ષ,
પાપી માણસાં રે૦ ૫
આ હું સરખું રે રતન, પાપી૦ તે તો એળે[6] થશે રે નિધંન[7],
પાપી માણસાં રે૦ ૬
ટળવળી મરશે માહારી નાર, પાપી૦ હવે જીવશે કોહોને આધાર ?
પાપી માણસાં રે૦ ૭
અહો નારીએ દીઠો નાથ, પાપી૦ ધાયો સહસ સ્ત્રીનો સાથ,
પાપી માણસાં રે૦ ૮
નળ[8] ઉપર ભમે સર્વ વૃંદ, પાપી૦ અનેક કરવા લાગી આક્રંદ,
પાપી માણસાં રે૦ ૯
હંસણીએ દીધો નળને શાપ, પાપી૦ 'તાહારી[9] નાર[10] એમ
કરજો વિલાપ.' પાપી માણસાં રે૦ ૧૦
[11]નારીને હંસ કેહે રે વચંન, પાપી૦ 'તમે જાઓ સર્વ[12] ભુવન.
પાપી માણસાં રે૦ ૧૧

ટાઢો વાયુ વહ્નિ સરખો, લાગે રાયજીને તન;
પછે નગ્ન વૃક્ષ[૧૫] જે કદલી કેરાં, તેને દે છે આલિંગન. અનંગ૦ ૧૧

રંભણુ[૧૬] ચુંબન કરે કેલને, થડથી મરડી પાડે;
મુખે શબ્દ કરે જેમ મોટો, [૧૭]મદગલતા ગજ ત્રાડે. અનંગ૦ ૧૨

સુવર્ણ કમલિની[૧૮] સરોવર માંહે, વાયુપ્રહારે નમયંતી;
[૧૯]દેખી અનલ નળને વ્યાપ્યો, સાંભરી દમયંતી. અનંગ૦ ૧૩

એહવે સમે હંસ બહુ દીઠા, સોવ્રણ કેરાં અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો રે અનંગ[૨૦]. અનંગ૦ ૧૪

નહોતું દીઠું તે મેં દીઠું, જોઈ આવ્યો દેશ અનુક્રમી[૨૧];
આ કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નીરમી. અનંગ૦ ૧૫

એક હાથ ચડે એહેમાંથી, તો પાળું ને પાસે રાખું;
રમાડું જમાડું એહેને, દહાડા દુ:ખના કાઢી[૨૨] નાખું. અનંગ૦ ૧૬

શરપ્રહાર કરું જો એહેને, તો તાં[૨૩] થાયે નિધન;
એને ગ્રહણ કીધો[૨૪] જોઈએ જીવતો, ભૂપ વિમાસે મંન અનંગ૦ ૧૭

એહવે સકલ પક્ષી તણો ઈશ્વર[૨૫], દીઠો પ્રથવી માંહે;
વૃક્ષને થડે નિદ્રા કીધી છે, ઊભો એકે પાયે. અનંગ૦ ૧૮

તેહેને દેખી નળ મન હરખ્યો, મોણે મોણે[૨૬] પરવરિયો[૨૭],
[૨૮]નીલાંબર ઓઢીને અંગ સંકોડ્યું, શ્વાસ રોધન[૨૯] કરિયો. અનંગ૦ ૧૯

દ્રુમથડ પૂઠે નળ ભડ આવ્યો, બેસીને આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ૦ ૨૦

વલણ

ઝાલ્યો પંખી ને જાગી ઊઠ્યો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરીને, કરવા લાગ્યો પોકાર રે. ૨૧

## કડવું ૭

[ રાગ–મારુ શોઢી[૧] ]

હંસે માંડ્યો વિલાપ, પાપી માણસાં[૨] રે ! શું પ્રગટ્યું માહારૂં પાપ ?
પાપી માણસાં રે૦ ૧
એ કાળા માથાના ધણી, પાપી૦ જેને નિર્દયા હોયે ઘણી,
પાપી માણસાં રે૦ ૨
એ તો જીવને મારે તતખેવ, પાપી૦ હવે હું મૂઓ અવશ્યમેવ,
પાપી માણસાં રે૦ ૩
ટૂંપી નાખશે મારી પંખાય, પાપી૦ મુને શેકશે અગ્નિ માંહ્ય,
પાપી માણસાં રે૦ ૪
મુજને[૪] કોણ મુકાવે કરી પક્ષ, પાપી૦ માહારે મરવું એહેને[૫] ભક્ષ,
પાપી માણસાં રે૦ ૫
આ હું સરખું રે રતન, પાપી૦ તે તો એળે[૬] થશે રે નિધંન[૭],
પાપી માણસાં રે૦ ૬
ટળવળી મરશે માહારી નાર, પાપી૦ હવે જીવશે કોહોને આધાર ?
પાપી માણસાં રે૦ ૭
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પાપી૦ ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ,
પાપી માણસાં રે૦ ૮
નળ[૮] ઉપર ભમે સર્વ વૃંદ, પાપી૦ અનેક કરવા લાગી આક્રંદ,
પાપી માણસાં રે૦ ૯
હંસણીએ દીધો નળને શાપ, પાપી૦ 'તાહારી[૯] નાર[૧૦] એમ
કરજો વિલાપ.' પાપી માણસાં રે૦ ૧૦
[૧૧]નારીને હંસ કેહે રે વચંન, પાપી૦ 'તમે જાઓ સર્વ[૧૨] ભુવન.
પાપી માણસાં રે૦ ૧૧

[13]કેમ છૂટીએ કર્મના બંધ! પાપી૦ [14]આપણે એટલો હશે સંબંધ,
પાપી માણસાં રે૦ ૧૨
[15]જે અણઘટતું કીધું એએ પાપી૦ હું વાર્યો નહીં તમોએ,
પાપી માણસાં રે૦ ૧૩
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, પાપી૦ આજ મેં નિદ્રા કીધી ભોમ,
પાપી માણસાં રે૦ ૧૪
[16]જે કો થાય સ્થાનક-ભ્રષ્ટ, પાપી૦ તે તો પામે મારી પેરે કષ્ટ,
પાપી માણસાં રે૦ ૧૫
સર્વને દઉં છું શિખામણ, પાપી૦ તમે[17] પૃથ્વી મા[18]મૂકશો[19]
ચરણ'. પાપી માણસાં રે૦ ૧૬
એમ કહેતો સ્ત્રીને ભરથાર, પાપી૦ દેખી નળે કીધો વિચાર,
પાપી માણસાં રે૦ ૧૭
'પંખી સર્વ પામ્યા છે શોષ, પાપી૦ એ તો મુજને દે છે દોષ.'
પાપી માણસાં રે૦ ૧૮
'તમો હંસ રહો વિશ્વાસ, પાપી૦ હું ન હોઉં[21] કરવાનો નાશ.'
પાપી માણસાં રે૦ ૧૯

વલણ

ન હોઉં[22] કરવાનો નાશ રે, એહેવી વાણી નળે કહી;
વચન સુણી નળરાયનાં, પછે હંસને વાચા થઈ. ૨૦

## કડવું ૮

[રાગ-મારુ]

*મનુષ્ય પેરે પંખી બોલ્યો, 'મને મૂકી જો[1] એક વાર;
[2]જો પ્રાણદાન તં આપીશ, તો કંઈ હયે કરીશ ઉપકાર. મનુષ્ય૦ ૧

[3]મૂક મુજને, સર્વ રુદન કરે છે, માહારી આ સુંદરી;
એહેને આશવાશના[4]કરીને,હું આવીશ તુજ કને ફરી.' મનુષ્ય૦ ૨

વચન સુણી વીર વિસ્મય પામ્યો, 'હું[5] હવે નવ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું. મનુષ્ય૦ ૩

હંસ કહે, 'વિશ્વાસ આણ તું, અમો બ્રહ્માનાં વાહંન;
આકાશ અવનિ એક થાય તો, જૂઠું[6] ન બોલું વચન.' મનુષ્ય૦ ૪

નળ કહે, 'હું વીરસેનસુત છું, નૈષધ મારું ગામ;
દેશપતિ ક્ષત્રિ છું કેવલ, [7]નળરાજા એવું નામ. મનુષ્ય૦ ૫

હું થકી રે વિઘ્ન ન થાયે, પ્રાણની પેરે પાળું;
અમો રાજશીને[8] તે રૂડું લાગે, તારું બોલવું રઢિયાળું. મનુષ્ય૦ ૬

ખટપટ ટાળો[9] મરણની[10], રખે આણતો તું શોક;
એવું જાણી રહો મુજ પાસે, જાવાની[11] આશા ફોક.' મનુષ્ય૦ ૭

પંખી કહે, 'હે પુણ્યશ્લોકજી, માહારી માતા રોઈ રોઈ મરશે;
[12]એક જ એક છું હું તેહેને,માતા કોહોને દેખીને ઠરશે? મનુષ્ય૦ ૮

એક સહસ્ત્ર આ[13] રૂએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
મહારું બંધન જાણીને, તે તતક્ષણ તજશે પ્રાણી. મનુષ્ય૦ ૯

વહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો છે, મેં તેહેનું મુખ નથી જોયું;
અરે નળરાજા,તે હું શંકતું, સુતનું સુખ કાં ખોયું? મનુષ્ય૦ ૧૦

આપણ બન્યો મિત્ર થયા, તેહેનો સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું, જો ન પાળું[14]:વાણી ભાખી. મનુષ્ય૦ ૧૧

ગુરુદ્રોહી ને સ્વામીદ્રોહી, મિત્રદ્રોહી એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવીને, [15]શીશ ન નામું તુજને.' મનુષ્ય૦ ૧૨

ત્રાહિ ત્રાહિ કરી નળ બોલ્યો, 'મૂકું છું નિરધાર[16];
તું જાણે પરમેશ્વર જાણે, સમ તણો વિચાર. મનુષ્ય૦ ૧૩

પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવા તાહ્યરી નાર;
નહીં આવે તો[17]કટક ચઢાવીશ, કે કાઢીશ ન્યાત બહાર?' મનુષ્ય૦ ૧૪

એવું કહીને પંખી મૂક્યો, હંસ ઊડયો આકાશ;
'રુદન મા[18]કરશો' એમ કહેતો, તે આવ્યો પ્રેમદા પાસ. મનુષ્ય૦ ૧૫

સમાચાર કહ્યા સ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી. મનુષ્ય૦ ૧૬

જેમ કો અંધ આનંદ જ પામે, ફરી આવે લોચંન;
[19]તેમ રાજા હંસને દેખી, હરખ્યો અતિશે મંન. મનુષ્ય૦ ૧૭

ભૂપાળ કહે, 'આ કાળને વિષે પંખી બહુ સત્યવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વહાલા હશે ભગવંત.' મનુષ્ય૦ ૧૮

[20]હંસ કહે, 'હો ભૂપતિ, સાંભળ માહારા મિત્ર;
બોલ્યું વાકય પાળીએ નહીં તો, કાગ અમે[21] શો અંત્ર?' મનુષ્ય૦ ૧૯

ઊથલો

અંતર શો અમ કાગ કરતાં, મિત્ર જુઓ[22] અમારી પેર રે;
હંસ સાથે અશ્વે બેસી, [23]નળ આવ્યો પોતાને ઘેર રે. ૨૦

## કડવું ૯

[ રાગ-દેશાખ ]

નળરાજા મંદિર આવિયો, શુભ[1] હંસને સાથે લાવિયો;
સૈન્ય સઘળું સાંહામું જાય, હંસને દેખીને વિસ્મય થાય. ૧
'આ વસ્તુ કાંહાંથી પામ્યા, રાજંન,' એણી પેરે પૂછે પરધાન;
નળ કહે, 'સરોવર જે માન, તાંથી મને આપ્યો ભગવાન. ૨
એ માહારે થયો છે વીર,' એહવું કહી આવ્યો મંદિર.
કનકનું કીધું પંજર, હંસને વસવાનું[2] ઘર ૩

એકઠા બેસી બંન્યો જમે, દ્યૂતક્રીડા [૩]બંન્યો જણ રમે;
અન્યોન્ય લે કાઢી તંબોળ, સુખે વાણીના કરે[૪] કલ્લોલ. ૪
હંસ વિના ન ચાલે ઘડી, [૫]પ્રેમરેણે પ્રીત જે જડી.
અશોકવાડીમાં એક વાર, બેઠા બંન્યો ગુણભંડાર. ૫
હંસે વાત ત્યાં [૬]વેહેવાની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી.
ડૂમો જાગ્યો અકસ્માત, નયણે કીધા[૭] આંસુપાત. ૬
હંસ પૂછે, 'માહારા વીર, તાહારે નયણે કાં વેહે છે નીર?'[૮]
નળ કહે, 'શું પૂછે મુને? એટલું સૂઝ નથી પડતું તુને? ૭
પરણ્યા કુંવારા ન જુઓ[૯] અમો?
કહીં ઘરમાં ભાભી દીઠાં તમો?'
હંસ બોલ્યો તાંહાં કર ઘસે,
'મેં જાણ્યું ભાભી પિયર વળાવ્યાં[૧૦] હશે. ૮
તમો[૧૧] કુંવારા ન જાણ્યા નાટ; શું પૃથ્વી માંહાં કન્યાનો દાટ?'
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે[૧૨] રોતો રાખ્યો નળ. ૯
[૧૩]મરકલડું કરીને મહિપતિ, મિત્ર શું બોલ્યા વિનતી:
"જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા? ૧૦
તેં કહ્યું, 'નળ, મૂકો એક વાર,
હું કંઈએક[૧૪] કરીશ ઉપકાર.'
ભાઈ, તે બોલ્યું કહીએ[૧૫] પાળશો?
એ મોટું દુઃખ કહીએ ટાળશો?" ૧૧
વળતો હંસ કહે, 'મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ;
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી [૧૬]સર્વ જ થશે.' ૧૨

નળ કહે, 'તમો કરો સર્વથી, પણ માહારી જીભ ઊપડતી નથી.
કપરું કામ મેં કેમ દેવાય? કદાપિ થાય કે નવ થાય. ૧૩
[૧૭]ન થાય તો ન પામશો ખેદ, લાજો નહીં, ઘર આવો વાયક વેદ.'
હંસ કહે, 'અમથો નવ વણું, હું રિસાવાનું ન હોઉં પૂતળું. ૧૪

પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવા તાહારી નાર;
નહીં આવે તો[૧૭]કટક ચઢાવીશ,કે કાઢીશ ન્યાત બહાર?' મનુષ્ય૦ ૧૪

એવું કહીને પંખી મૂક્યો, હંસ ઊડ્યો આકાશ;
'રુદન મા[૧૮]કરશો' એમ કહેતો,તે આવ્યો પ્રેમદા પાસ. મનુષ્ય૦ ૧૫

સમાચાર કહ્યા શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી. મનુષ્ય૦ ૧૬

જેમ કો અંધ આનંદ જ પામે, ફરી આવે લોચંન;
[૧૯]તેમ રાજા હંસને દેખી, હરખ્યો અતિશે મંન. મનુષ્ય૦ ૧૭

ભૂપાળ કહે, 'આ કાળને વિષે પંખી બહુ સત્યવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વહાલા હશે ભગવંત.' મનુષ્ય૦ ૧૮

[૨૦]હંસ કહે, 'હો ભૂપતિ, સાંભળ માહારા મિત્ર;
બોલ્યું વાક્ય પાળીએ નહીં તો,કાગ અમે[૨૧] શો અંત્રી?' મનુષ્ય૦ ૧૯

ઊથલો

અંતર શો અમ કાગ કરતાં, મિત્ર જુઓ[૨૨] અમારી પેર રે;
હંસ સાથે અશ્વે બેસી, [૨૩]નળ આવ્યો પોતાને ઘેર રે. ૨૦

## કડવું ૯

[ રાગ-દેશાખ ]

નળરાજા મંદિર આવિયો, શુભ[૧] હંસને સાથે લાવિયો;
સૈન્ય સઘળું સાંહામું જાય, હંસને દેખીને વિસ્મય થાય ૧

'આ વસ્તુ કાંહાંથી પામ્યા, રાજંન,' એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે, 'સરોવર જે માન, તાંથી મને આપ્યો ભગવાન. ૨

એ માહારે થયો છે વીર,' એહેવું કહી આવ્યો મંદિર.
કનકનું કીધું પંજર, હંસને વસવાનું[૨] ઘર ૩

એકઠા બેસી બંન્યો જમે, દ્યૂતક્રીડા[3]બંન્યો જણ રમે;
અન્યોન્ય લે કાઢી તંબોળ, મુખે વાણીના કરે[4] કલ્લોલ. ૪
હંસ વિના ન ચાલે ઘડી, [5]પ્રેમરેણે પ્રીત જે જડી.
અશોકવાડીમાં એક વાર, બેઠા બન્યો ગુણભંડાર. ૫
હંસે વાત ત્યાં [6]વેહેવાતી કરી, ત્યારે નળને દમયંતી સાંભરી.
ડૂમો જાગ્યો અકસ્માત, નયણે કીધા[7] આંસુપાત. ૬
હંસ પૂછે, 'માહારા વીર, તાહારે નયણે કાં વેહે છે નીર?'[8]
નળ કહે, 'શું પૂછે મુને? એટલું સૂઝ નથી પડતું તુને? ૭
પરણ્યા કુંવારા ન જુઓ[9] અમો?
કહીં ઘરમાં ભાભી દીઠાં તમો?'
હંસ બોલ્યો તાંહાં કર ઘસે,
'મેં જાણ્યું ભાભી પિયર વળાવ્યાં[10] હશે. ૮
તમો[11] કુંવારા ન જાણ્યા નાટ; શું પૃથ્વી માંહાં કન્યાનો દાટ?'
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે[12] રોતો રાખ્યો નળ. ૯
[13]મરકલડું કરીને મહિપતિ, મિત્ર શું બોલ્યા વિનતી :
'જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા? ૧૦
તેં કહ્યું, 'નળ, મૂકો એક વાર,
હું કંઈએક[14] કરીશ ઉપકાર.'
ભાઈ, તે બોલ્યું કહીએ[15] પાળશો?
એ મોટું દુઃખ કહીએ ટાળશો?' ૧૧
વળતો હંસ કહે, 'મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ;
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી [16]સર્વ જ થશે.' ૧૨
નળ કહે, 'તમો કરો સર્વથી, પણ માહારી જીભ ઊપડતી નથી.
કપરું કામ મેં કેમ દેવાય? કદાપિ થાય કે નવ થાય. ૧૩
[17]ન થાય તો ન પામશો ખેદ, લાજો નહીં, ઘર આવો વાયક વેદ.'
હંસ કહે, 'અમથો નવ વણું, હું રિસાવાનું ન હોઉં પૂતળું. ૧૪

ચૌદ લોકમાં ગયાની ગત્ય, કારજ તાહારું થાશે સત્ય.'
નળ કહે, 'હો પંખીજંન, શરીર સુનાનું ને ચંચ રતંન. ૧૫
એહેવી તમારી દીસે કાય,[18] કયાંથી વર પામ્યા તમો[19] ભાઈ ?'
હંસ ભણે, 'હો સાંભળ નળ, સરોવરે છે સુનાનાં કમળ. ૧૬
[20]તે અમને ભોજન કરવું નેહ, જેહેવું જમવું તેહેવી દેહ.
પાળપગથીએ જડયાં રતંન,[21] તાહાં ચાંચ ઘસું પંખીનાં ચિહિન. ૧૭
તેહેની વળગે છે રેખાય, માટે રત્નજડિત થઈ ચંચાય;
હવે મા પૂછશો આડી વાત, [22]કામ શું છે કોહોની ભ્રાત.' ૧૮
નળ કહે, 'એક વૈદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહેને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી. ૧૯

વલણ

'કારણરૂપે અવતરી, વણદીઠે મોહ થયો મુને;
તેહ નારીશું વેહેવા મેળવો,[23] વીરા, માગું છું તમ કને.' ૨૦

## કડવું ૧૦

(રાગ-રામગ્રી)

હસીને બોલ્યા વિહંગમ વાણીજી, 'ભ્રાત, શું માગ્યું લજ્જા[1] આણીજી.

ચાલ

'માગી માગીને શું રે માગ્યું, એક દમયંતી નારી!
દેવકન્યાને[2] આણી આપું તો, કોણ માત્ર ભીમકકુમારી? ૨
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધર્વી રૂપનિધાન,[3]
તે નારીના રૂપ આગળ, દમયંતી મૂકે[4] માન. ૩
કોટી મુગ્ધા પરણાવું, પદ્મિની ગૌરે ગાત્ર;
તેહેની કાંતિ આગળ, દમયંતી દીસે દાસીમાત્ર. ૪

[૬]અતલ, વિતલ, સુતલ, નિતલ, તલાતલ, રસાતલ, પાતાલ;
[૭]તાહાં પેમી નાગકન્યા, કહે તો, આણી આપું, ભૂપાલ ' ૫

[૮]નળ કહે, 'હુ સકલ શ્યામા પામ્યો, પખીગય,
કોટી કારજ તે કર્યા, મેગત વૈદર્ભી–નેહિવાય.' ૬

એક માસનો વાયદો [૯]કરીને, ઊડયો હંસ સુજાણ;
[૧૦]નળ કહે ત્રીસ દહાડાની અવધ કરી શત જુગને પ્રમાણ ૭

ત્યારે દિવસ આઠની અવધ કરીને, કહેતો ગયો શુકુવાન,
'પીડી ચોળી[૧૧] નળગજા, તત્પર કરજો જતન ' ૮

[૧૨]ભૂપ કહે, 'પ્રયાણુને, તે હસ, મે ન કેહેવાય?
[૧૩]હુ તે તુ વિના એવો વિશાણુ, જેવી જીવ વિનાની કાય ૯

એવુ જાણી વિલખ ન કરજો, રખે કરતા પરશુ[૧૪] સ્નેહ;
અવધ [૧૫]વટશે આવ્યાની તો, [૧૬]પડશે માહારી દેહ ' ૧૦

વિશ્વાસ આપ્યો[૧૭] વીરને, પછે પરવર્યો ખગેશ,
થોડે કાળે[૧૮] આવિયો, જાહાં હુતો[૧૯] વૈદર્ભદેશ[૨૦]. ૧૧

ભીમકરાયની ઘરની વાડી, તાહા દમયતીનુ ધામ,
તે વાડીમા [૨૧]હસે આવી, લીધુ નળનુ નામ ૧૨

ચદ્રમા સાથે આવ્યો, પૂનમ સધ્યા જામિની,
સખી સઘે ઘુન[૨૨] રમે છે, દમયતી ભામિની. ૧૩

તેણી વેળા હસલે, વખાણ્યો નળરાજન,
શબ્દ સુદર સાભળી, શ્યામાએ ધરિયો કાન[૨૩] ૧૪

હરિવદનીએ હસ દીઠો,[૨૪] બેઠો ચપક છેક,
આ શુ[૨૫] સુનાનુ નવનુ ! થયુ ઝાલવાનું કોડ. ૧૫

શોભતું ને જોવતું, નવુ કરે વિમણ,
જો પખી કર ચઢે નહી, તો તજુ માહારા પ્રાણ ૧૬

અબળા તે હેઠી[૨૬] ઊતરી, ઝાઝર કાઢયા આળ,[૨૭]
હંસે દીઠી કામિની,[૨૮] ત્યારે બેઠે નીચી ડાળ. ૧૭
દ્રોડે આડીઅવળી અંગના, કરે ઝાલ્યાના[૨૯] ઉપાય,
હાથમાથી હંસ નાસે, [૩૦]ચપળ નહી ઝલાય ૧૮
પંખી કહે, 'રે પ્રેમદા, અમો કમળના રેહેનાર,
મુને નળ વિના કોણ ઝાલે ?[૩૧] તું કોણ જે[૩૨] ગ્રેહેનાર ?' ૧૯

વલણ

'ગ્રેહેનાર તું કોણ મૂરખી[૩૩] તુંને કાંહાં નળની સૂધ[૩૪] રે ?'
વચન સુણીને વામાએ, વિચારી[૩૫] ઝાલ્યાની [૩૬]બુધ રે ૨૦

## કડવું ૧૧

(રાગ—મારુની ચાલ ૯૮૭)

ચતુર[૧] ભીમકની કુમારી, તેણીએ[૨] અકલિત[૩] વાત વિચારી :
'નથી હંસ દેતો મુજને સાહાવા, પણ હું નહી દેઉં એને જાવા ૧
પંખી ધીરે કમળને કાજે, મુને હાથ આપ્યા મહારાજે,[૪]
જોગવાઈ જગદીશે મેલી, માહારી કમળ જેવી રે હથેલી ૨
શરીર સઘળું કહી સંતાડું, પાણપંકજ એને દેખાડું '
પોતાના [૫]વસ્ત્ર દાસીને પહેરાવી, પેઠી[૬] ચેહેબચામાં આવી ૩
મસ્તક[૭] મૂક્યું[૮] પલાશનું પાન, વિકાસી હથેળી કમળ સમાન
મધ્યે મૂક્યું[૯] જાંબુનું ફલ, જાણે ભ્રમર લે છે પ્રીમલ ૪
પોતે નાસિકાએ ગણગણતી, ભામા ભમરની પેરે ભણતી,
હંસે હરિવદની જાણી, 'નહિ પંકજ, [૧૦]પ્રેમદાનો પાણિ ૫
બેસું [૧૧]જઈ થઈને અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન '
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતામાં અબળાએ ઝાલ્યો ૬

દમયંતી કહે, 'કાં ન નાઠો ? હત્યા, ગાહુઓ થઈને ગાઠો !
મુને દોડાવી કીધી દુઃખી, [12]મૂઆ, હું નો'તી ઓળખી ? ૭

તાહારા અવગુણ [13]હું વીસરું,તુંને,[14]બાપના સમ, નહી[15]મારું';
હંસ કેહે, 'શું જાઓ છો ફૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી. ૮

હુંમાં પ્રાક્રમ છે અતિઘણું, ચંચ-પ્રહારે[16]હાથ તાહારા હણું.'
દમયંતી કહે, 'હો હંસ ભાઈ, તાહારે માહારે થઈ મિત્રાઈ.' ૯

અન્યોઅન્યે બોલ ત્યાં દીધો, હાથેથો મૂકીને ખોળે લીધો.
'તમો વિખાણુ કીધું સબળ, તે ભિયા તે કોણ[17] છે નળ ? ૧૦

તેહેનાં કોણ માત ને તાત, તેહેની કોહો વખાણીને વાત.'
હંસ બોલ્યો મુખે હસી, " અબળા, ગેહેલી દીસે છે કશી ! ૧૧

તેહેના ગુણ બ્રહ્મસભામાં વખણાય,[18]નળ તે વિષ્ણુ આગળ ગવાય.[19]
આ ભિયા મોટા ચતુર સુજાણ; જે[20]હું નળનું કરું રે વખાણ: ૧૨

[21]નળ દીઠો નહીં નરરાજ, સાંભળ્યો નહીં કાન વૃક્ષનાં ડાગ઼ાં;
જોયો નહીં તેનાં લોચન કેહેવાં ? મોર પીંછના ચાંદલા જેહેવા.' ૧૩

એટલામાં મન વેહેવલ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું;
બેઉ કર જોડી નમયંતી, હંસ પ્રત્યે કેહે દમયંતી : ૧૪

' હું પૂછું છું બીહીતી બીહીતી, નળની કથા કોહો અથ-ઇતિ;
છે બાળક, વૃદ્ધ કે જોબનધામ ? શે અર્થે નળ ધરાવ્યું નામ ? ૧૫

તમે આવડો જીભે વર્ણ્યો, તે છે કુંવારો કે પરણ્યો ?'
[22]એવાં વચનને સાંભળી,ત્યારે હંસ બોલ્યો કળકળી : [23] ૧૬

'તે[24] છે કુંવારો, નથી કન્યા, મોટો બ્રહ્માનો છે અન્યા.
અમે કોટાન-કોટ[25]નારી નીરખી,નમળે નળને પરણવા[25]સરખી.૧૭

એક વાર બ્રહ્માએ શું કરિયું, [27]સકળ તેજ એક પાત્રમાં ભરિયું;
તે તેજનો ઘડયો નળરાય, કંઈ રજ વાધી પાત્રમાંય; ૧૮

તેહેની એક થપોલી[૨૮] હવી, તેનો[૨૯] આકાશે ઊપન્યો[૩૦]રવિ
વહાણે, સાન્જે નળ બહાર નીસરે, તેજવત તે વનમા ફરે ૧૯
સૂરજ ઝાખી[૩૧] કાઢે કોર, વહાણુ સાજ તે માટે[૩૨]ટાઢો પહોર,
[૩૩]અદર્શન થાયે રાજાન, નિશ્ચિત[૩૪] ભાનુ તપે મધ્યાહ્ન ૨૦

વલણ

મધ્યાહ્નને નળ જાય[૩૫] ઘરમા[૩૬], માટે સૂરજ તપે ઘણુ '
હસ કહે, ' હો દમયતી[૩૭], શુ વખાણુ કરુ તે નળ તણુ !' ૨૧

## કડવુ ૧૨

[ રાગ ગેતશ્રી ]

હ઼ંસ ભણે, 'હો ભામિની, બ્રહ્માડ ત્રણ જોયા સહી,
પણ નળની જોડ[૧] મેળવુ[૨], મહીતલમા તુલના કો નહી[૩] ૧
જુગ્મ[૪] રવિસુત રૂપ આગળ, જાય નાખી વાટ,
ગભીરતાએ વર્ણવુ, પણ અર્ણવમા[૫] ખારાટ—તુલના૦ ૨
શીતળતાએ શશી હાર્યો, મૂકે[૬] કળ પામી કષ્ટ,
તે તેજથી આદિત્ય નાઠો, ફરે મેરુ કેરી પૃષ્ઠ—તુલના૦ ૩
ઈશ્વરજુદ્ધથી[૭] ઈદ્ર હાર્યો, ઉપાય કરે છે[૮] લાખ,
[૯]નળ આગળ મહિમા ગયો, માટે [૧૦]મહાદેવ ચોળે
ગાખ—તુલના૦ ૪
[૧૧]નૈષધદેશના ભૂપને દેખી, દેવને થઈ ચિતાય,
રખે આપણી સ્ત્રીઓ નળને પરણે[૧૨], માટે સર્વે માદી
રક્ષાય—તુલના૦ ૫
લક્ષ્મીનુ મન ચચળ[૧૩] જાણી, વિષ્ણુ મન વિમાસે,
પ્રમદાને લઈ પાણીમા પેઠા, જઈ બેઠા શેષને[૧૪]
વાગે—તુલના૦ ૬

હિમસુતાને લઈ હર નાઠા, ગયા ગુફા માંહે;
સહસ્ત્ર આંખો ઇંદ્રે કીધી, નારીને [15]જતી જોવાય.—તુલના૦ ૭

શુધબુધને ધીરે નહીં ગણપતિ, અહરનિશ રાખે પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઈ નાઠા, [16]જઈ રહ્યા
વનવાસ.—તુલના૦ ૮

પાતાળમાં લઈ પદ્મિનીને, [17]વસ્યો વરુણરાય;
સ્વાહાને સાચવવા અગ્નિએ[18], ધરી[19] અડતાળીસ
કાય.—તુલના૦ ૯

ચંદ્રસૂરજ તો નાસતા[20] ફરે; રખે ઠરતી[21] નારી;
નારદ ઋષિ આગળથી ચેત્યા, પોતે રહ્યા
બ્રહ્મચારી.'—તુલના૦ ૧૦

હંસ કહે, 'હે હરિવદની, એમ સૌએ[22] રે શ્યામા સંતાડી;
નળે રૂપ ગુણ જસ તેજથી, સર્વ સૃષ્ટિ કષ્ટ પમાડી.
—તુલના૦ ૧૧

પુરુષને અદેખાઈનું બળતું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરિયું[23] નામ.—તુલના૦ ૧૨

જપ તપ વ્રત નેમ જેણીએ, સેવ્યો હશે હિમ-પરવત;
તે નારી નળને પરણશે, જેણીએ મૂક્યું હશે કાશી
કરવત.—તુલના૦ ૧૩

[24]બ્રહ્માજીની સૃષ્ટિમાં, કો ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્રય છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ '—તુલના૦ ૧૪

ત્યારે નરમ થઈ દમયંતી બોલી, 'તારો[25] નિર્મળ નળ ભૂપાળ;
[26]તમ કરતાં ભાઈ મારો, ત્યાં મેળ વેવિશાળ.—તુલના૦ ૧૫

હંસ કહે રે, 'ફોગટ ફાંફાં; જેમ વામણો[27] ઇચ્છે આંબાફળ,
તેમ તુજને ઈચ્છા થઈ જે[28], ભરથાર પામવો[29] નળ.
—તુલના૦ ૧૬

હજાર હંસ હું સરખા ફરે છે, [૩૦]નૈષધપતિના દૂત;
રૂપ[૩૧] કરીને પરણાવીએ, [૩૨]તો તું સરખી કોઈ ભૂત !'
—તુલના૦ ૧૭

વચન સુણી વિહંગમનાં, અબળાએ મૂકયો અહંકાર :
'ભૂંડા, એમ શું હુંને નિભ્રંછે?[૩૩] આપણે થયો છે
મિત્રાચાર.—તુલના૦ ૧૮

[૩૪]સ્નેહ તે સાત કંમનો, એમ વદે વેદ ને ન્યાય;
એવું જાણી પરણાવ નળશું [૩૫], [૩૬] હું લાગું તાહારે પાય.
—તુલના૦ ૧૯

વલણ

'પાય લાગું ને નળ[૩૭] માગું, હું આવી તારે શરણ રે;
[૩૮]નહીં તો પ્રાણ જાશે માહારા, ને પિંડ પડશે ધરણ રે. ૨૦

## કડવું ૧૩

[રાગ—વેરાડી]

હંસ ભણે, 'હો બ્હેન[૧] મારી, ભીમકરાજકુમારી;
[૨]નિશ્ચે નળને પરણાવું,બાઈ,મુજને દયા આવે છે તાહારી. હંસ૦ ૧
અમો [૩]મળતાને પ્રાણ જ આપું, પૂરું મનની આશ;
તાહારો મોહ લગાડું નળને, નાખી ઊંચાનીચા પાશ. હંસ૦ ૨
એક જડીમૂળી[૪] સંધાડું નળને, તતક્ષણ થાશે ઘેલો;
આકણિયે અહીં આવી રહેશે, [૫]વહેલો વિવાહ પહેલો. હંસ૦ ૩
નળને તું નિરધાર જ પરણે, [૬]એ માહારો સંકેત;
રખે તું ત્યારપહેલી કોહોને વરતી, [૭]પછે હું ધરિશ
ફજેત. હંસ૦ ૪
આવશે [૮]નળનાં રૂપ ધરીને, દેવતા[૯] મોટા ઘાતી;
વણ[૧૦] તપાસ્યે વરીશ મા[૧૧], રખે ડાહી થઈ ને વહવાતી. હંસ૦ ૫

-નળ અમરનો વહેરો શો[૧૨] છે, ઓળખાવું તે[૧૩] વેષ;
[૧૪]દેવનાં વિરજ વસ્ત્ર, અંતરિક્ષ ઊભા, નવ મળે નિમેષ. હંસ૦ ૬

સ્વયંવર તું ઘેર મંડાવે, વળી કરે[૧૫] એક વાનું;
તાહારો તાત નોતરું મોકલે, ત્યારે પત્ર 'લખે[૧૬] એકછાનું.' હંસ૦ ૭

હુંસરાયનાં વચન સુણીને, વામા કરે વિદાય :
[૧૭]'જાઓ કહું તો મારી છીભડી કાપું, પણ ગયા વિના
કામ ન થાય. હંસ૦ ૮

(ચાલ બીજી)

[૧૮]હોરે વિહંગમ, હોરે વિહંગમ, મારા મેહનો[૧૯] વહ્નિ શમાવો;
વીરસેનસુતને વેહેવા અર્થે, વીરા વહેલા લાવો. હોરે૦ ૯

[૨૦]તારી વહોણી, નળને વિજોગે, [૨૧]તેહેને દુખે હું બાળી;
અંન ન ભાવે, નિદ્રા ન આવે, મેળાપ તાહારા ટાળી. હોરે૦ ૧૦

વિશ્વાસ આપીને વાત વેહેવની, રખે જાતો વીસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે, તો પ્રાણ જાશે નીસરી. હોરે૦ ૧૧

તમો નાથને નહીં આણી આપો, તો કોણ આપે[૨૨] વળતું;
મોટું દુઃખ છે મન[૨૩] રાખ્યાનું, અંગ[૨૪] અગ્નિથી
બળતું. હોરે૦ ૧૨

માત તાત ને સગા ભાઈ, હું તેહેને લાજું કહેતી;
કેમ કહું નળને પરણાવો? મને સર્વ કહે અલેતી. હોરે૦ ૧૩

ગુઝની વાત તે મિત્રને કહીએ, વડાલાંની હોય ચોરી;
વણ રોગે [૨૫]પીડ વપુ કેરી, જાણે હંસ તું મોરી. હોરે૦ ૧૪

તારી આશાસૂત્રને તાંતણે, પ્રાણ રહેશે[૨૬] વળગી;
વેહેવા-વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે આણુથી
અળગી.' હોરે૦ ૧૫

૨૭વિશ્વાસઘાતનો પાપ૨૮ છે મોટો, તમો ડાહ્યાને શું કહીએ;
વૃદ્ધની૨૯ વાત કહી જાઓ છો, નથી દીધી નાહાને છૈયે.' હોરે૦ ૧૬

હંસ કહે, 'હો ભામિની, નિશ્ચે રહેજે વિશ્વાસે;'
૩૦એવું કહીને ખગ તાંહાંથી, ઊડી ગયો આકાશે. હોરે૦ ૧૭

આવી મળ્યો નળરાજાને, વાત કહી જે વીતી;
સમાચાર ૩૧કહ્યો જઈ હંસે, ૩૨નળને ત્યાં અથ-ઈતિ. હોરે૦ ૧૮

પંખી કહે, 'હો પુણ્યશ્લોકજી, બીજી૩૩ વાત શું કરું ?
દશ-પાંચ દિવસમાં આવ્યું દેખશો, પરણ્યાનું નોહોતરું.' હોરે૦ ૧૯

વલણ

'નોહોતરું આવશે પરણ્યાનું'૩૪, હંસે વાત નળને કહી રે;
૩૫પૂછે નળ, 'રૂપ કહે વિસ્તારી, છે કેવી રઢ મુજને થઈ રે. ૨૨

## કડવું ૨૪

[ રાગ-મહલ્લારની દેશી ]

બંન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
'વીર વિહંગમ, કહો રે વારતા, ૧કેમ થયો વેવિશાળજી ? ૧

ઠામ ગામ ને રૂપ ભૂષગુણ, ગોત્ર ને આચરણજી;
સર્વાંગે સંપૂર્ણ શ્યામા, ૨માન્યું તારું અંતઃકરણજી ? ૨

કેમ ગયો, કેમ દૂત થયો, વાત કહે સુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી.' ૩

પંખી કહે, 'સાંભળીએ સ્વામી૩, કન્યાવર્ણને૪ વિવેકજી;
શેષ છેક ન૫ પામે સ્તવતો, શું કહું૬ જિહ્વા એકજી ? ૪

કુંદનપુર :તે કુંદન કેરું૭, જોતાં મોહ ઉપજાવેજી;
શું વૈકુંઠ આણ્યું અસ્થાને૮, અમરાપુરીને લજાવેજી. ૫

ચારે વર્ણ ધર્મને પાળે, [9]જે પોતાનાં કર્મજી;
[10]સુખનિર્વૃત [11]નિર્ભય પ્રજા ને, આણુ ભીમકની ધર્મજી[12]. ૬

[13]આનંદ ઓચ્છવ, વાજિંત્ર વાજે, ઘેર ઘેર હરિસેવાજી;
[14]વાસવ વિષ્ણુ વિરંચિ ઇચ્છે, [15]વાસ સુખને લેવાજી[16]. ૭

વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દિશાચર કામજી;
જુગ્મ કપાટ વિયોગી પુરમાં, જુઆં રહે અષ્ટ જામજી. ૮

કર્મત્યાગ પારધીએ કીધાં, ગુણકાએ ગ્રહી લજ્જાજી
ઉચાટ એક અધર્મીને, સકંપ[17] ધ્રૂજે છે ધ્વજાજી. ૯

ભવન ભવ્ય[18] ભૂપતિ ભીમકનાં, ભુવન ત્રણ વીત્રેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી. ૧૦

સસ લોમ તે વ્યોમ સમાને, [19]ફરતી બારી જાળીજી;
દશ સહસ્ત્ર નારી આયુધધારી, કરે કન્યાની રખવાળીજી. ૧૧

ચંદન ચંપક ચારોળી વરસોળી, વટ વાળો વેલડીજી;
ફણસ ફોફળ અને શ્રીફળી, આંબાશાખ શેલડીજી[20]. ૧૨

બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજૂર ને લવંગીલતા, બહુ ખારેકનાં ક્ષેત્રજી. ૧૩

શીતળ જળ કમળ કેતકી, [21]કુસુમ-પૂરણ કુંજજી;
મલિયાગર મોગરા માલતી; [22]ષટપાદ ગુંજતગુંજજી. ૧૪

[23]વેલ વાલો ખલોખલી, શીતળ વાય સમીરજી;
[24]વયણ પંખી રયણ બોલે, ડાલે રાજા ગીરજી. ૧૫

સાગ સીસમ સરઘવા, સાદડિયા તાલ તમાલજી;
[25]કણેર :કાંબ બાબચી બદ્રી, જાવત્રી જાયફળજી. ૧૬

[26]વાડ વાટિકા વાંક વળામણ, કેળવન ઝિંઝેરીજી;
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી. ૧૭

તે વન માંહે હું ગયો રે, હવો હરખ પૂરણજી;
વૃક્ષજૂથમાં પેઠો[૨૭] બેઠો ગોપવીને વર્ણજી.[૨૮] ૧૮

દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયંતીએ દ્યૂત આરંભ્યું, માધવી સખી સાથેજી. ૧૯

તે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધર્યું શ્રવણજી;
ઊઠી બાલી અટારીએ આવી, [૨૯]જોતી નેત્ર તીક્ષણજી. ૨૦

પાસે દાસી બન્યો રાખી, ચતુરા ચોદશ ભાળેજી;
આ વનમાં જન કોએક આવ્યો, બોલી કરે [૩૦]અકાળેજી. ૨૧

વલણ

[૩૧]અકાળ વાણી વદે કોએક, જોઉં[૩૨] વનમાં ફરી ફરી;
હંસ કહે, 'હું થયો હતવત્[૩૩], શું વર્ણવું[૩૪] તે સુંદરી!' ૨૨

કડવું ૧૫

[ રાગ-ધનાશ્રી[૧] ]

'ભૂપ, મેં દીઠી ગર્વિષ્ઠ[૨] ઘેલડી, સખી બે મધ્યે ઊભી અલબેલડી;
કદલીસ્થંભા જુગમ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી. ૧

ઢાળ

'વેલ જાણે હેમની, અવેવફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું તવ માહારું, ગયો હૃતત્વ ભૂલી. ૨

[૩]સામાસામી હવી શોભા, વ્યોમભોમે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઊડુગણ ભોમ. ૩

[૪]ઉભે અમીનિધિનાં કિરણ મળિયાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતે જ્યોતે[૫] સ્તંભ પ્રગટ્યો, [૬]શું એથી રહ્યું આકાશ! ૪

[૭]કામિનીનો ધમ્મિલ લહેકે, ફણા શોભાવી રક્ષે;
શકે ધરાધર વાસ લેવાને, ચડ્યો [૮]ચંપકવૃક્ષે! ૫

[૯]કુરંગદૃગની ચપલતા, શું ખંજન [૧૦]જાળે પડિયાં!
[૧૧]નેત્રઅણી–અગ્રે શ્રવણ વેધ્યા, સોય[૧૨] થઈ નીવડિયાં. ૬

શકે નેત્ર ક્ષેત્ર મોહનું[૧૩], [૧૪]કર ડોડાલાં અંબુજ;
[૧૫]ભાલ શરાસન, દૃષ્ટિ શરાં, હાવભાવ બે ભુજ[૧૬]. ૭.

ગલસ્થળ નારંગફળ શોભે, આદિત્ય ઇંદુ અકોટી;
[૧૭]રક્તાડેમ અધર, દ્વિજ હીરા, સૂત્રધાર કસોટી. ૮

[૧૮]કીર આનન પર [૧૯]શિખંડી શોભે, [૨૦]કાળી બોલે અણછતી;
[૨૧]લતા ઉપર પંખી દીઠો, નવ રહેવાયું માહારી વતી. ૯

[૨૨]અધર–સ્પર્શિત સ્વાતિબિંદુ, [૨૩]મેં જાણ્યું કરું ગ્રાસ;
[૨૪]ઉદર સર, આભરણ અંબુજ, જઈને પૂરું વાસ. ૧૦

[૨૫]નાભિ નીરજ, પાળ મેખલા, રહે ગમન સાથ અમારો;
[૨૬]રોમાવલિ દ્રુમ, કુચ ટોડા[૨૭], ઉરમંડળ ઓવારો. ૧૧

અંગરંગતરંગ [૨૮]જોબન, જોતાં તૃપ્ત ન થઈએ;
ક્ષુધા તૃષા પીડે નહીં, [૨૯]સ્વરૂપસરમાં રહીએ. ૧૨

[૩૦]કચ-ભૂષણ કદલીપત્ર ઉપર, નાદ તેહેનો ઊઠે;
[૩૧]તાં બોલે પંચાએણ પ્રહારથી, લાગ્યો મેગળ પૂઠે. ૧૩

કેળશાખાએ જુગ્મ [૩૨]જળ ચઢિયાં, ગજથી[૩૩] પામ્યો[૩૪] ખેદ;
જુગ્મ અંબુજ તાંહાં મળિયાં, મળ્યા મધુકર વેદ. ૧૪

[૩૫]સ્કંધવદન કદલી સંક્ષા, ખટનો અજ એ પાળે;
શુધબુધ ન રહી માહારી, બોલી ઊડ્યો અભિલાખે ૧૫

[૩૬]વદી વાણી વ્યોમચરની, પડ્યો મોહમોરછા ખાઈ;
[૩૭]હાટકરૂપ દેખી સખી સાથે, ગોરી મુને એહેવા ધાઈ. ૧૬

[૩૮]મોહ-વારુણી પાઈ ને પાડ્યો, કન્યાએ[૩૯] ગ્રહ્યો આવી;
ભુજ અંબુજ [૪૦]માંહાં પર ભેદ્યાં, [૪૧]તોહે મંન ન લાવી. ૧૭

જ્ઞાત, ગામ, ને નામ પૂછ્યું, 'સ્વામી તાહારો કોણ,
[૪૨]સ્વર એણી રસનાએ કરે છે, બાધી વર્ણનપોણ ?' ૧૮

'સ્વામી નળ, વર્ણન [૪૩]નગનું, દૂત નગનો હુંય '
'ગિરિ, તરુવર, ધાતુ, ફળ, જળ, કુસુમ, નગ તે શુંય ? ૧૯

પ્રાગનળ કે ઉદ્દગનળ, શું[૪૪] જળનળ એહનો ?
[૪૫]રહેતો જમ લોકાતક[૪૬] મલો, [૪૭]એ વરણ તેહની દેહનો ૨૦

[૪૮]પરઅગ્ર કરાર્વક આકડો, ભેગ્રો નિજ ભુજ-તલ,
શકે એહેવુ તાહારા નાથનું, તનમન[૪૯] છે કોમળ !' ૨૧

[૫૦]શબ્દ સર્વ શ્યામા તણા, હું સહી રહ્યો તે કાળ,
તમ પ્રતાપે તાડુણીને, [૫૧]નાખી મે મોહજાળ ૨૨

અમૃતઘટ થાયે ઊણો, અમર પાન જ્યારે કરે,
વૈદર્ભીની વાણી સુધા જાણી, લઈ કુંભ પૂરો ભરે ૨૩

વિનતાવદન વિધિએ નિરમ્યુ, સાર શ્રીનુ[૫૨] લીધુ,
[૫૩]નખવાત લાછન નભ ભાગે, છિદ્ર છેક જ કીધુ ૨૪

[૫૪]ગ્રહુ શર્વરીપતિ તે ગોખગે ઊભે ફરે,
દેવી વૈદર્ભીના વક્ત્રને, સુર આજ આરતી કરે ૨૫

[૫૫]કચસમૂહની રાવ કરવા, વિધિ કને કલાકર[૫૬] ગયા,
[૫૭]કરઅર્ધચદ્ર કાઢયા તેમી, [૫૮]અદ્યાપિ અક અગે રહ્યા ૨૬

[૫૯]સસાર-સારનુ ભાજન ભરિયુ, [૬૦]દિવ્ય દેહડી થાવા,
ઘડી દમયતીભુજ[૬૧] ખખેર્યાં વિધિ,[૬૨] ગગના[૬૩] તારા હુવા ૨૭

યજ્ઞ યાજન ધ્યાન ધર્મ, કીધા હશે તીર્થ સમસ્ત,
તેણે પુણ્યે પુણ્યશ્લોકજી, એહેશો હરિઆનનીનો[૬૪] હસ્ત ૨૮

ભાગ્યબળ ભૂપ તમ તણુ, વશ વૈદર્ભી હુવી વળી,
ચેવિશાળ મળ્યું, દૂતત્વ ફળ્યું, નવ શકે તેહેનુ મન ચળી ૨૯

[૬૫]કાલ નિમંત્રણ આવશે ને કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, સાક્ષી[૬૬] શ્રી ભગવાન." ૩૦

આનંદ નળ પામ્યો ઘણું, સ્વપ્ન સરખું ભાસે;
વિશ્વાસ મન [૬૭]હતો નહીં, વિવાહ કેઈ પેર થાશે. ૩૧

વલણ

થાશે સંબંધ ભીમકસુતાશું, એ આશ્ચર્ય સર્વથા;
કહે ભટ્ટ પ્રેમાનંદ હવે, દમયંતીની કહું કથા. ૩૨

## કડવું ૧૨

(રાગ-ગોડીની ચાલ લહેકણી)

હંસ વોળાવીને વળી રે વિનતા, જ્યાંહાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
[૧]વખાણબાણ શ્યામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી;
રોમ રોમ તેને[૨] વહ્નિ પ્રગટ્યો, લાગી તાલાવેલી.
ઘડીએ ઘરમાંથી બહાર નીસરે, બેસે જઈ અટાલી;
કહે, 'ચંદ્રકિરણ અગ્નિપે અદકાં, [૩]નાખશે હુંને બાળી.
અમો વણપરણીને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહીએ કમળાપતિને જે, રાહુનું મસ્તક નાખ્યું કાપી.
સિંહકાસુતને શરીર હોત તો, અમને ચિંતા થોડી;
[૪]સુધાકરને ગળી પેટમાં, બાળા કરત રાખોડી.'
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારુણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે, નિદ્રા ન આવે, કોશું વાત કીધાનો નહીં ભાવ
અગ્નિના તણખલા[૬] સરખી, [૭]ટાઢક ચર્ચે અંગે જેહ;
[૮]વાયુ વ્યાધના બાણ સરીખો, નીસરે સોંસરો દેહ.

દુઃખતું જાણી આવ્યાં રાણી, જોયું મુખ[૯] ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, 'તુંને શું દુઃખે છે માડી? ૮

ન બોલી બાલી[૧૦], કયાંથી જીવે, છે કર્મ અમારાં દોખી;
[૧૧]આખે ઉતારું, દષ્ટ બેઠી હશે, કોની મેલી-ચોખી. ૯

પરણ્યાને ઓરિયો નથી વીત્યો, જાત સાસરે સમોતી;
એ[૧૨] રત્ન દીકરી કાંહાંથી જીવે, ત્રણ ભાઈની બ્હેન પનોતી? ૧૦

આવડો તાવ શો તારુણીને, દૈવને ઘેર વળ્યો દાટ;
કહે કુંવરી, અંતરની આપદા, મુને થાયે છે ઉચાટ.' ૧૧

મુખ મરડી બોલી દમયંતી, 'ઘરડાં માણસ ઢોર;
પરણ્યાં કુંવારાં કાંઈ ન પ્રીછે, ફોગટ[૧૩] કરવો શોર. ૧૨

હું સમાણી જાય છે સાસરે, તેના જો તું[૧૪] ભોગ;
તેહેની પેર થાશે માહારે, ત્યારે જાશે આફણિયે રોગ.' ૧૩

વચન સુણીને સમજ્યાં રાણી, પુત્રી થઈ પરણનારી;[૧૫]
ભામિનીએ કહ્યું ભીમકરાજાને, 'પુત્રી કાંહાં લગે રાખશો કુંવારી? ૧૪

વહાણું વાય ને દુખવા આવે, જો જીવે આ વારકી;
કોહોને ભાગ્યે કાળથી ઊગરે[૧૬], પરણાવી કરો પારકી. ૧૫

[૧૭]દીકરી માણસ મોટી થઈ જ્યારે, ત્યારે પીહેર નવ સોહાય;
સ્વયંવર કરીને પરણાવો, [૧૮]એહેની ઇચ્છા જાંહાં થાય.' ૧૬

રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું, 'બ્હેનને પરણાવો;
[૧૯]દેશાંતરના જે છે રાજા, દૂત મોકલી તેડાવો. ૧૭

અન્ન ધન તૃણની સામગ્રી, મંડપને રચાવો;
ધવળમંગળ ગીત નફેરી, અપછરા નચાવો.' ૧૮

સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મોટા મળ્યા રાજાન;
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પરધાન. ૧૯

વલણ

પ્રધાન[૨૦] નૈષધ મોકલ્યો, નારદે કીધું હતું વખાણ રે;
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે[૨૧] દીધાં નિશાન રે. ૨૦

## કડવું ૧૭

[ રાગ–સારંગની ચાલ દૂકડી[૧] ]

આવી સુદેવે આપ્યો કાગળ, હૃદયા ચાંપી વાંચે નળ:
"સ્વસ્તિશ્રી નૈષદપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ. ૧
છે કાલાવાલાની કંકોતરી, લખિતંગ દમયંતી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત્ય, કહે તે વારતા માનજો સત્ય. ૨
મેં તમને સમરપ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્તમાત્ર;
મીન–નીરની [૨]કરજો પ્રીત, માહારા સરખું કરજો ચિત્ત." ૩
વાંચ્યો કાગળ હરખ્યો નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિશીઘ્રે સાંચરીઓ રાય, શુકન મળી[૩] સવત્સી ગાય. ૪
કુરંગ કુરંગનીને સાથ, [૪]આગળ ઊતર્યાં જમણે હાથ.
હંસ ભણે, 'ભલાં શુકન, તું દમયંતી પામ્યો[૫] રાજન.[૬] ૫
[૭]વિદર્ભ જઈ ને સિધ કીજીએ, હાવે મુજને આજ્ઞા દીજીએ;
વળી કોહીએક સમે આવીશ રાજન, તું છે માહારો પ્રાણજીવન. ૬
ભાઈ, એક કરૂં તુજને વીનતિ, દ્યૂત ના રમીશ નૈષધપતિ;
બીજો ના કરીશ સ્ત્રીનો વિશ્વાસ, [૮]એ બે થકી થાય વિનાશ.' ૭
ચાલ્યો ખગપતિ વિનતિ કરી, ત્યારે નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે, 'સાંભળ રાજન, એમ ન કીજે કાચું મન. ૮
ભાઈ માત પિતા સુત બાંધવ જન, એ સર્વે મળ્યું વેર સંબંધ;
મેં તાહારે કાજે રાજા એહ, ખગપતિ ધરી આવ્યો દેહ. ૯

હું બ્રાહ્મણ ને તું ભીલરાય, પૂર્વજનમની કહું કથાય;
મહાવનમાં રહેતો તું રાય[૯];
[૧૦]મારે ઘેર દુઃખી મહા હું, કાશી કરવત મુકાવા જઉં. ૧૦

[૧૧]એહેવો રોષ રાય મન ધરી, ચાલ્યો વનમાં, સમર્યા હરિ;
મહાઅઘોરવનમાંહે ભૂલો પડ્યો, આવી તાહારે સ્થાનક ચડ્યો. ૧૧

[૧૨]તે સ્થાનક રજની થઈ, દ્વાદશ કોશ તાંહાં વસતી નહિ;
તે વનમાં એક રહેતો તું યે, ત્યાંહાં આવીને ચઢિયો હું યે. ૧૨

રાય, આવી તારે સ્થાનકે રહ્યો, તું પણ ચિંતાતુર ઘણું થયો;
[૧૩]મારી આગતાસ્વાગતા કીધી ઘણી, પણ સૂવાની ચિંતા પડી. ૧૩

નહાનીશી હતી ગુફા છેક, આવ્યું[૧૪] માણસ ન સમાયે એક;
ભાઈ, તારી સ્ત્રી સાધવી જાણ, મેં શયન કીધું નિરવાણ. ૧૪

તું તો વીરા બાહારે રહ્યો, રાક્ષસ આવી મારી ગયો.
[૧૫]માંસ ચરમ હાડ ને લોહી, તે ના જાણ્યું જે શું થયું કાંહી. ૧૫

ભાઈ, તારી સ્ત્રી સાધવી જાણ, કાષ્ઠ ભક્ષ કીધું નિરવાણ;
[૧૬]બળતાં સાધવી બોલી સ્ત્રી, 'એ વર આપે કમળાપતિ!' ૧૬

એહેવું સ્ત્રી બોલી રાજંન, ત્યારે મેંહે વિમાસ્યું મંન;
[૧૭]શું જીવું બે હત્યા કરી, એને તું મેળવજે, હરિ. ૧૭

એવું કહીને [૧૮]રાજા, નિરવાણ, હું પડ્યો અગ્નિ મોઝાર;
હું રણીઓ માટે પંખી અવતાર, તો આવ્યો નૈષધ મોઝાર.' ૧૮

એહેવી વાણી ખગપતિએ કહી, શિર નામીને ઊભો રહી;
[૧૯]'સુણ રે નૈષધપતિ રાજન, એક વિનંતિ ધરજે મન. ૧૯

હવે આજ્ઞા હોય તો તત્પર થાઉં, અમો અમારે મંદિર[૨૦] જાઉં.
વળી હું સરખું કંઈ હોય જે કાજ, ત્યારે સંભારે આવેશ મહારાજ.' ૨૦

[૨૧]એવી વિનંતી હંસે કરી, ત્યારે નળરાજાએ આંખડી ભરી;
'તું એ શું બોલ્યો મારા વીર, તુજ વિના કેમ રાખું ધીર? ૨૧

તેં મુજને આપ્યું પ્રાણદાન, તું છે માહારે બાંધવ સમાન;'
[૨૨]તેં ખરું કહ્યું,' હંસ બોલ્યો વાણ,'સાંભળ બાંધવ ચતુર સુજાણ. ૨૨

ગત જનમની સુણી જે વાત, તાહારું ઋણ છૂટ્યો[૨૩] હું ભ્રાત;
[૨૪]અરણીઓ તેં કીધો મુંને, [૨૫]શી આશીશા દેઉં તુને ? ૨૩

[૨૬]તાહારે કાજે એ અવતાર, હું પામ્યો તે કહ્યું નિરધાર;'
એમ કહીને ઊડયો આકાશ, ત્યાહારે નળે મૂકયો નિઃશ્વાસ.[૨૭] ૨૪

નળ પહોંત્યો વૈદર્ભ દેશ, ત્યાંહાં મળ્યા મોટા નરેશ.
ચોકફેર શિબિરનાં ધામ, વસ્યા રાય તેટલાં ગામ.[૨૮] ૨૫

સાગરમાં નાવ હોય જેમ, [૨૯]નગર ભીમકનું દીસે તેમ.
ગજદળ હયદલ ને માનવ, તેણે અન્ન થયું મોંઘું-દવ. ૨૬

રસકસ સામું નવ જોવાય, તૃણ જળ તરાંમે[૩૦] તોળાય.
રંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના. ૨૭

ભીમક લે સરવેનો તપાસ, જે જોઈ એ તે ફેરવે દાસ.
નગર ભરાયું ખચખચી, રાયે મંડપની રચના રચી.[૩૧] ૨૮

હીંડોળા[૩૨] બાંધ્યા બારણે, કદળી-સ્થંભ રોપ્યા આંગણે[૩૩].
ચિત્રામણ ચીતરિયાં ભીંત, નાના પ્રકારની કીધી રીત. ૨૯

મંડપ લીપ્યો કનકની ગાર, સામાસામી આસનની[૩૪] હાર.
જેહેને જાંહાં બેહેનો ઠામ, [૩૫]તાંહાં રાજાનાં લખિયાં નામ. ૩૦

એ કથા એટલેથી રહી, બીજી નવી વારતા થઈ.
ઋષિ નારદને કલાની ટેવ, ગયા સ્વર્ગે જ્યાં બેઠા દેવ. ૩૧

પૂજ્યા અરચ્યા પ્રીતે અપાર, તવ ઇંદ્ર પૂછે સમાચાર :
'કહો ઋષિજી પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર. ૩૨

પૃથ્વીમાં પડતી સાધુની કાય, તે આવતા સ્વર્ગલોક માંહ્ય.
અમરાવતીનો સૂનો ઘાટ, જમપુરની [૩૬]વહે છે વાટ. ૩૩

હું બ્રાહ્મણ ને તું ભીલરાય, પૂર્વજનમની કહું કથાય;
મહાવનમાં રહેતો તું રાય[9];
[10]મારે ઘેર દુઃખી મહા હું, કાશી કરવત મુકાવા જઉં. ૧૦

[11]એહવો રોષ રાય મન ધરી, ચાલ્યો વનમાં, સમર્યા હરિ;
મહાઅઘોર વનમાંહે ભૂલો પડયો,આવી તાહારે સ્થાનક ચડયો. ૧૧

[12]તે સ્થાનક રજની થઈ, દ્વાદશ કોશ તાંહાં વસતી નહિ;
તે વનમાં એક રહેતો તું યે, ત્યાંહાં આવીને ચઢિયો હું યે. ૧૨

રાય, આવી તારે સ્થાનકે રહ્યો, તું પણ ચિંતાતુર ઘણું થયો;
[13]મારી આગતાસ્વાગતા કીધી ઘણી, પણ સૂવાની ચિંતા પડી. ૧૩

નહાનીશી હતી ગુફા છેક, આવ્યું[14] માણસ ન સમાયે એક;
ભાઈ, તારી સ્ત્રી સાધવી જાણ, મેં શયન કીધું નિરવાણ. ૧૪

તું તો વીરા બાહારે રહ્યો, રાક્ષસ આવી મારી ગયો.
[15]માંસ ચરમ હાડ ને લોહી, તે ના જાણ્યું જે શું થયું કાંહી. ૧૫

ભાઈ, તારી સ્ત્રી સાધવી જાણ, કાષ્ઠ ભક્ષ કીધું નિરવાણ;
[16]બળતાં સાધવી બોલી સ્ત્રી, 'એ વર આપે કમળાપતિ!' ૧૬

એહવું સ્ત્રી બોલી રાજંન, ત્યારે મેંહે વિમાસ્યું મંન;
[17]શું છવું બે હત્યા કરી, એને તું મેળવજે, હરિ. ૧૭

એવું કહીને [18]રાજા, નિરવાણ, હું પડયો અગ્નિ મોઝાર;
હું રણીઓ માટે પંખી અવતાર, તો આવ્યો નૈષધ મોઝાર.' ૧૮

એહવી વાણી ખગપતિએ કહી, શિર નામીને ઊભો રહી;
[19]'સુણ રે નૈષધપતિ રાજન, એક વિનંતિ ધરજે મનં. ૧૯

હવે આજ્ઞા હોય તો તત્પર થાઉં, અમો અમારે મંદિર[20] જાઉં.
વળી હું સરખું કંઈ હોય જે કાજ, ત્યારે સંભારે આવેશ મહારાજ.' ૨૦

[21]એવી વિનંતી હંસે કરી, ત્યારે નળરાજાએ આંખડી ભરી;
'તું એ શું બોલ્યો મારા વીર, તુજ વિના કેમ રાખું ધીર? ૨૧

તેં મુજને આપ્યું પ્રાણદાન, તું છે માહારે બાંધવ સમાન;'
[22]તેં ખરું કહ્યું,' હંસ બોલ્યો વાણ,'સાંભળ બાંધવ ચતુર સુજાણ. ૨૨

ગત જનમની સુણી જે વાત, તાહારું ઋણ છૂટયો[23] હું ભ્રાત;
[24]અરણીઓ તેં કીધો મુંને, [25]શી આશીશા દેઉં તુને? ૨૩

[26]તાહારે કાજે એ અવતાર, હું પામ્યો તે કહ્યું નિરધાર;'
એમ કહીને ઊડયો આકાશ, ત્યાહારે નળે મૂકયો નિઃશ્વાસ.[27] ૨૪

નળ પહોંત્યો વૈદર્ભ દેશ, ત્યાંહાં મળ્યા મોટા નરેશ.
ચોકફેર શિખિરનાં ધામ, વસ્યા રાય તેટલાં ગામ.[28] ૨૫

સાગરમાં નાવ હોય જેમ, [29]નગર ભીમકનું દીસે તેમ.
ગજદળ હયદલ ને માનવ, તેણે અન્ન થયું મોંઘું-દવ. ૨૬

રસકસ સામું નવ જોવાય, તૃણ જળ તરાંએ[30] તોળાય.
રંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના. ૨૭

ભીમક લે સરવેનો તપાસ, જે જોઈએ તે ફેરવે દાસ.
નગર ભરાયું ખચખચી, રાયે મંડપની રચના રચી.[31] ૨૮

હીંડોળા[32] બાંધ્યા બારણે, કદળી-સ્થંભ રોપ્યા આંગણે[33].
ચિત્રામણ ચીતરિયાં ભીંત, નાના પ્રકારની કીધી રીત. ૨૯

મંડપ લીપ્યો કનકની ગાર, સામાસામી આસનની[34] હાર.
જેહેને જાંહાં બેઠાનો ઠામ, [35]તાંહાં રાજાનાં લખિયાં નામ. ૩૦

એ કથા એટલેથી રહી, બીજી નવી વારતા થઈ.
ઋષિ નારદને કલાની ટેવ, ગયા સ્વર્ગ જ્યાં બેઠા દેવ. ૩૧

પૂજ્યા અરચ્યા પ્રીતે અપાર, તવ ઇંદ્ર પૂછે સમાચાર:
'કહો ઋષિજી પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર. ૩૨

પૃથ્વીમાં પડતી સાધુની કાય, તે આવતા સ્વર્ગલોક માંહ્ય.
અમરાવતીનો સૂનો ઘાટ, જમપુરની [36]વહે છે વાટ. ૩૩

જમનગર[૩૭] ભગાઈ ને વસ્યું, આંહાં કો ના'વે તે કારણ કશું ?'
કહે નારદ, 'સાંભળીએ સત્ય, હમણાં મનુષ પામે[૩૮] અવગત્ય.[૩૯] ૩૪
'દમયંતી' 'દમયંતી' કરતા મરે, તે સર્વ જમપુરી પરવરે;
જેણે દમયંતી દીઠી નથી, જીવતા તે[૪૧] મુઆ સરવથી. ૩૫
તાંહાં સ્વયંવર માંડ્યો[૪૨] આજ, મળ્યા છે પૃથ્વીના મહારાજ.
શું અપ્સરાના વહો[૪૩] છો વના ? દમયંતીથી[૪૪] દાસી દેવાંગના ૩૬
વિદર્ભ દેશ ને કુંદનપુર[૪૫], જાઓ જોવા, શું બેઠા સુર ?'
કહી નારદ થયા અંતરધાન, છાંના દેવ થયા સાવધાન. ૩૭
સંભારી રૂપ મનમાં ફૂલતા, સ્વાહારેને લાગી લૂલતા.
ઈંદ્ર, વરુણ, અગ્નિ ને જમ, ઊઠી ચાલ્યા જે જેમતેમ. ૩૮

ઉથલો

જેમ તેમ ચાલ્યા દેવતા, ધરી જૂજવાં રૂપ રે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપ રે. ૩૯

## કડવું ૧૮

[રાગ-સારંગની ચાલ મોટી]

નળને જોવા ઇંદ્ર રહ્યો છે, એટલે આવ્યા જંમજી;
અગ્નિ-વરુણ પૂંઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે ખેમજી[૧]. ૧
અન્યોઅન્યે ચોરી કરતા, બોલ્યા જૂજવાં કામજી;
ચાર દેવ માંહોમાંહા છેતરે, ન લે પરણ્યાનું નામજી[૨]. ૨
અગ્નિ કહે, 'શું અધર્મ[૩] બોલવું ? સર્વ દમયંતીના લોભીજી;
[૪]મનનો મનોરથ રાખો મનમાં, નળ આગળ કાંતિ ન શોભીજી.' ૩
પછે તાળી દઈ ને હસ્યા માંહોમાંહા, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચારે [૫]જઈ જોઈ ગો, કોનું ભડશે. ભાગ્યજી. ૪

વરુણ ભણે[૬], 'વૈદર્ભી[૮] વર્યાની મૂકો મનની આશાજી;
પરણશે નળ[૭] આપણને[૮] ફજેતી, છેદાશે [૯]અધરશું નાસાજી.' ૫

અગ્નિ કહે, "હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી,
દમયંતીને તમો [૧૦]ન પરણો, જો તપો શત વર્ષજી. ૬

ભીમકસુતાને આલિંગન [૧૧]ન દે, અભાગિયાં આપણાં શરીરજી[૧૨];
[૧૩]વીરસેનસુત આગળ વિપ્ણુ ન પામે[૧૪], તો આપણે
[૧૫]ન રખાય ધીરજી. ૭

જદ્યપિ[૧૬] મનસા[૧૭] નળની મૂકીને, [૧૮]આપણ ઉપર ધરેજી;
[૧૯]તો ગુણવહોણી દમયંતીને, ભલા આપણી વરેજી. ૮

લક્ષણવહોણી દમયંતી, રૂપયૌવનઉન્મત્તજી;
ગોળ મૂકી ખોળને ખાય, [૨૦]નહોય ચતુર, પશુવતજી. ૯

[૨૧]બહુ પ્રકારે એહને વરવી, માટે પાછા ન ફરવુંજી;
[૨૨]માણસ વરે દેવ ફરે એ ભૂંડું, આપાં[૨૩] ભલું મરવુંજી. ૧૦

એક[૨૪] કહે, [૨૫]'નળરાજાને, જમરાજા, લો જમલોકજી;
આફણિયે આપણને વરશે, થાશે હંસનું કહ્યું ફોકજી.' ૧૧

વરુણ કહે, 'એ શી લૂલતા, વણખૂટે મરે કેમજી?'
'એમ ચાલતું હોય તો લેઉં દમયંતીને', કહેવા
લાગ્યા જમજી[૨૬]. ૧૨

[૨૭]અગ્નિ કહે, 'ભલું શ્રમ [૨૮]જ કીજે, કદાપિ થાય સાચુંજી;
[૨૯]દમયંતી ભણી દૂત થઈ જાય, નળને જઈને જાચુંજી.' ૧૩

પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેષ વિપ્રનો ધારીજી;
ત્રિપુંડ તાણ્યાં, પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી. ૧૪

નળે નિરમળ બ્રાહ્મણ દીઠા, [૩૦]આદર દીધાં માનજી;
[૩૧]આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાનજી: ૧૫

' કાંઈ કામકાજ અમ સરખું કહીએ,હરિ મોટા છે કરનારજી.'
વિપ્ર કહે, ' અમો આવ્યા છઉં, તુંને જાણી સત્યભંડારજી.' ૧૬
નળ કહે, ' જે માગો તે આપું, ૩૨માનજો અવશ્યમેવજી.'
૩૩વચન લઈ વિપ્રવેષ મૂકયો, થયા પ્રત્યક્ષ દેવજી. ૧૭
૩૪વજ્ર, પાશ, જ્વાલા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
૩૫જળહળે તેજ તનતણું, જાણે ઉદયા માર્તંડજી. ૧૮
ચકિત રાજા થઈ રહ્યો, કરતો દંડ-પ્રણામજી;
નળ વિના કો દેખે નહીં, દેવ રૂપનાં ધામજી. ૧૯

વલણ

રૂપધામ છે દેવતા, વિનતિ નળની કરે :
'દૂત થઈ જા કન્યા કને, જે૩૬ દમયંતી અમને વરે.' ૨૦.

## કડવું ૧૯

(રાગ-બિહાગરો)

દેવ કહે, ' હો ૧રાજા મિત્ર, પુણ્યશ્લોક ૨રાજા પવિત્ર;
કૃપા કરી કન્યા કને જાઓ, વેવિશાળિયા અમારા થાઓ. ૧
મહિલાને મારો મોહનાં બાણ, ચારે દેવનાં૩ કરો વખાણ;
ભાગ્ય હશે તેહેને વરશે, જેહેનાં કર્મનું પાંદડું ફરશે.' ૨
નળ કહે, ' રક્ષક બળિયા હોય, મને પેસવા નવ દે કોય '
દેવ કહે, ' જાઓ જોગીને વેષે, દમયંતી વિના કો નવ દેખે.' ૩
ચારે કરે નળને ૪સણુસારા, ૫'અધિકા ગુણ બોલજો તું માહારા.'
એહેવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય: ૪
'રૂપવંત તે નળને ૬ જોશે, ૭કન્યાનું મન સદ્યે મોહશે;
દષ્ટેદષ્ટ જ્યારે, ભાઈ, મળે, ગુણ આપણા નવ સાંભળે૮. ૫

વાત નહીં કહે આપણી વરણી, વેવિશાળિયો બેસશે પરણી.'
નળને લેવડાવ્યો[૯] જોગીનો વેશ, [૧૦]શીખવ્યો
[૧૧]'તામસ કરજે લેખ' ૬

રૂપ પાલટીને નળ પળિયો, દેવે અનુચર એક મોકલિયો;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બન્યો જાય. ૭
પેઠા ઘરમાં પાધરા દોર, કો નવ દેખે દેહીના[૧૨] ચોર;
જાંહાં દમયંતીનું નિજપુર[૧૩], તાંહાં આવ્યો નળરા શૂર. ૮
દીઠી દેવકન્યા જેવી[૧૪] દાસ, જે રમતી[૧૫] રાણીને પાસ[૧૬];
કો નાયિકા તાંહાં નહાતી, કોઈ કન્યાના ગુણ ગાતી[૧૭]. ૯
કો મુગ્ધા ને કો ગોરી, કો શ્યામા ને કો છોરી;
કામ કરંતી [૧૮]હેઠલે માળે, કો વસ્ત્ર બાંધે ઘડી[૧૯] વાળે. ૧૦
રહે આપ-આપણે સાજે, હાર ગૂંથતી કન્યાને કાજે;
એમ જોયો હેઠલો માળ, બીજે ચડયો નળ ભૂપાળ. ૧૧
તાંહાં દાસીનું જૂથ જ જોયું, પછે ચડયો જાંહાં ત્રિભોયું[૨૦];
વસે છે જ્યાં દમયંતી નારી, સહસ્ર દાસી [૨૧]સેવા કરનારી. ૧૨
કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;
કો વાતે રીઝવે ચતુર સુજાણ, કેટલી કરે છે રે[૨૨] વિખાણ. ૧૩
એકાંતક[૨૩] રે છે ઓરડી, [૨૪]હિંડોળા બાંધ્યા હીરદોરડી;
હરિવદની બેઠી હીચે, દાસી કેશમાં તેલ[૨૫] સીંચે. ૧૪
કિંકરી પાસે તેલ[૨૬] સિંચાવે, કહે, 'સેંથો રખે વાંકો આવે'
ભીંતમાં જડી ચોહોપાસે ખાપ, વણધર્યે દેખીએ[૨૭] આપ. ૧૫
આગળ દમયંતી પાછળ[૨૮]દાસી, સાહામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી;
મુખકમળ કન્યાનું ઝળકે, [૨૯]જાણે ચંદ્રબિંબ સાહામું ચળકે. ૧૬
શોભે નારી જોબનધામ, મુખે નળરાજાનું નામ;
એવે ભૂપે રૂપ તાંહાં જોયું, ત્યારે મોહબાણે મન[૩૦] મોહ્યું. ૧૭

'અંગરંગથી આડો આંક, સાચું ભાઈ, દેવતાનો શો વાંક?
ચહુમાં[31]કોનું ભાગ્યોગ ભડશે[32]આ રત્ન કોને હાથે ચડશે? ૧૮
મને પરણુત મનની રુચ્યે, [33]પણ અંતરાઈ થયા દેવ વચ્ચે;
ભલું ભાવી પદારથ થયો,' નળે વિવેક મનમાં ગ્રહ્યો. ૧૯

વલણ

ગ્રહ્યો પદારથ[34] શોકને તજી, જ્ઞાનને[35] હૃદે ધરે,
[36]સત પોતાનું પાળવા, દેવતાનું માગું કરે. ૨૦

## કડવું ૨૦

(રાગ-સામેરી[1])

બેઠી દમયંતી શીશ ગૂંથાવા, [2]સ્વયંવરને સાંતરી થાવા.
સામી ભીંતે જડી છે ખાપ, આકૃણિયે[3] દીસે આપ. ૧

ઢાળ

આપ દીસે વણધર્યે, પ્રતિબિંબ જોતી દૃષ્ટે;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો છે પૃષ્ઠે. ૨
પ્રતિબિંબ પડ્યું દરપણમાં, પ્રેમદાએ દીઠો પુરખ;
ગઈ ખૂણે નાસી, તેડી દાસી, 'શું બેસી રહી છે મૂરખ?' ૩
માધવી વળતું વદે, 'બાઈ, શા માટે નાસી[4] ગયાં?
મેં કો ન દીઠું ને તમો [5]દેખી, આવડું શું વિસ્મે થયાં?' ૪
'ગેહેલી, તાહારી મીટ મસ્તકમાં, મેં દર્પણ રાખ્યું દૃષ્ટમાં;
સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજો સૃષ્ટિમાં. ૫
વેષ છે વૈરાગ્યનો જાણે નાટક કો એક આવિયો;[6]
શકે તો એ પ્રાણજીવન, નગરાય નિશ્ચે આવિયો.' ૬
[7]સાહેલી કહે, 'બીઓ તમો, દીઠું છે કાંઈ પંખના;[8]
[9]નળ આવીને કેમ શકે જાંહાં નાવે પ્રાણી પંખના?' ૭

કામિની કહે, [10]'પ્રીછયું તમો, દાસી–માણસનો અવતાર;
ન માને તો આવ[11] કૌતક દેખાડું બીજી વાર.' ૮
પુનરપિ બેઠાં [12] પૂંઠે દરપણમાં, મીટ જડી જોડ;
પ્રતિબિંબ નળનું દેખાડયું, જેહેની કાંતિ [13]કામ ક્રોડ. ૯
દાસી–રાણી થયાં બેઠાં, ઝબકારે ઝળકી વીજળી;
દમયંતી કેહે દાસીને, 'કાં માહારી વાત કેહેવી મળી!' ૧૦
પછે સ્તુતિ માંડી શ્યામાએ,[14] અંતરપટ [15]આડો ધરી;
[16]મહાદિવ્ય-સ્વરૂપ દ્યો રે દેખા,' ત્યારે નળે દેહ પ્રગટ કરી. ૧૧
આપી આસન કરી પૂજન, પછી પૂછે કિંકરી:
'કહો દેવપુરુષ કાંહાંથી આવ્યા, વેષ જોગીનો ધરી?' ૧૨
નળ કહે, 'તું નીચ માણસ, કેમ વદું હું કિંકરી?[17]
દમયંતી પૂછે[18] તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી.' ૧૩
દમયંતી કહે, 'દેવ જદ્યપિ, પણ થઈ આવ્યા સંન્યાસી;
કપટરૂપને કન્યા ન પૂછે, માટે પૂછે છે[19] દાસી. ૧૪

વલણ

'દાસી સંન્યાસી જોગ છે, કેવળ નોહે અતીત રે;'
વચન સુણીને નળ હરખ્યો, હરી લીધું ચિત્ત[20] રે. ૧૫

## કડવું ૨૧

(ગગ-મારુની દેશી)

મન મોહ પામ્યો મહીપતિ, 'ધન્ય દેવ [1]વરે એ સતી;
[2]ભોગી ભૂપને ભામિની લોગ્ય, [3]ઘટે દેવને, અમો અયોગ્ય.' ૧
નારી પ્રત્યે નળ એમ કહે છે, 'તું તો જોગીરૂપને લહે છે;
અમો ન જાઉં વિષયાની[4] વાટે,આંહીં આવ્યો તું[5] સાધવી માટે. ૨

હું દૂત છઉં દેવતા તણો, પણ છું આચાર આપણો;
તાહારું પૂરવ જનમનું પુન્ય, ભાગ્યમાં નથી કાંઈ ન્યૂન ૩
જે દેવદૂત ઘેર આવ્યો, મેં દવર્ધન[૬] વારતા લાવ્યો;
[૭]અલગો કર અંતરપટ, કરું વાતડી આણી ઊલટ ૪
અમો રૂપ કોટાનકોટ ધરું, તજી સ્વાર્થ પરમારથ કરું.'
એવા સાભળી બોલ રસાળા, પટ તજી બહાર નીસરી બાળા. ૫

પ્રસ્વેદ મુક્તા[૮] રહ્યો ટપકી, બાહાર આવી જાણે વીજળી ઝબકી;
'[૯]હીંડતાં હાલે જેમ દ્રુમવેલી, નળ નિકટ ગઈ ગર્વઘેલી.'

[૧૦]તારુણીનું તેજતાપ ન સહેવાય, ઝબકારે તે નળ ઝ ખવાય ૬
દીઠી [૧૧]મદપૂરણ માતંગી, તકિયે ઊભી[૧૨] છે અઠંગી[૧૩];

ઘૂઘરી ઝાંઝરની ઝણઝણતી, પગને અંગૂઠે પૃથ્વી ખણતી. ૭
કર દીધો છે ગલસ્થલે, એહવી નારી દીઠી નળે;
પ્રેમેપ્રેમ[૧૪] થયાં બે ભેગાં, મોહ્યો ભૂપતિ દેખીને મેહેલા. ૮
સત્યવાદીએ સત્ય જ રાખ્યું, મનથી પર્ણવું કાઢી નાખ્યું;
વિષય[૧૫] ઇન્દ્રી ન[૧૬] નીરખે, નળ મન પાછું આકરખે ૯
બેહે આસને આસન વાળી, માંડી વારતા સત્ય સભાળી;
પરમારથ[૧૭] દેવ નિમિત્તે, ગોષ્ઠી માંડી તે નૈષધપતે, ૧૦
'હે લલિત અંબુજલોચની, સુખવર્ધની[૧૮] દુ:ખમોચની;
બેસો આસને લજ્જા છાંડી, [૧૯]પૂછો વાત કહું હું માંડી' ૧૧
કન્યા કહે, 'કહો જે કહેવું, મુને ઘટે છે ઊભાં રહેવું;
[૨૦]નથી બેસવું ઘટતું અમને, વારતા સત્ય કહું છું તમને. ૧૨
પરપુરુષ બેઠા કેમ બેસું? જાણે નલ તો [૨૧]કહે, આ કશું;
વારુ થયું જે તમો મળિયા, તમો [૨૨]નૈષધનાથે મોકલિયા? ૧૩
[૨૩]વળી કહોને કહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ'
વળતા બોલ્યા વીરસેનસુત, 'નોહું[૨૪] નળ, [૨૫]હું દેવનો દૂત ૧૪

'નળ', 'નળ' મુખે શું ભાખે[26], [27]તજી સુધા[28] વિષ કાં ચાખે?
મૂકી સ્વજન શત્રુને કાં મળિયે, મૂકી[29] ચંદન કાં વળગે આવળિયે? ૧૫

નાખી રત્ન કોડી કો[30] આણે, તજી મદગળ[31], મહિષ પલાણે?
તજી ધેનુ અજા કો[32]બાંધે, તજી[33] શાળ, કુશકા કો રાંધે? ૧૬

માટે હું છું તારો[34] વગિયો[35], દેવ તેજપુંજ, નળ આગિયો;
ઘેલી નલ માનવ શું લેખે, અમરને કાં ઉવેખે? ૧૭

વાસવ, વહ્નિ ને વરુણરાય, જમ આદે વર્યાની ઈચ્છાય;
મોકલ્યો છું મળીને ચારે, તો હું આવ્યો માનસી[36] દ્વારે. ૧૮

[37]તું તો ત્રિભુવનપતિને ભજ, નલ અલ્પજીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઈક્ષુક ને નળ ઘાસ[38]. ૧૯

સુર પરણે તેને નહીં મરત, નળ વરે[39]દુ:ખની નહીં નરત;
સુર સંગે ભોગવવા ભોગ, નળ અલ્પ-આયુષ્ય, ભર્યો રોગ ૨૦

મનુષ્યને વ્યાધિ શત આઠ, [40]મરી [41]અવતરવાની વાટ;
મનુષ્યને વિયોગ [42]પીડે, આયુષ્ય ઉતાવળું હીંડે. ૨૧
મનુષ્યને ઘડીએ શત ઘાત, પીડે જ્વર [43]શીત સનેપાત;
માનવ ભર્યો મલમૂત્ર, તે[44] સાથે શું ઘરસૂત્ર? ૨૨

[45]તજી ગંગાને જલ કૂપનું અણાવે, તજી કીર કો[46] કાગ ભણાવે?
દેવ સુખસમૂહના[47] દાતા, નહીં ઓસરે અમૃત પાતા ૨૩
[48]ઇંદ્રમંદિર હિંદોલે હીંચ, તું થી દેવાંગનાનાં વૃંદ નીચ;
પી સુધાભોગની[49] વારુણી, થા ત્રિલોકપતિની[50] તારુણી. ૨૪
થઈશ અમર સુધાને પીતાં, પરણો શક્રને જે જગ જીત્યાં;
છાસઠ સહસ્ર રંભા આદે, થાઈશ[51] તુમ [52]વાસવસંગ-સ્વાદે. ૨૫
[53]ઇંદ્રાણીને છે તાહારી બીક, રખે દમયંતી થાતી અધિક;
પર્ણ્યું ઇંદ્રને સાચવ તક, જો કલ્પવૃક્ષ ને પારિજાતક. ૨૬

રથ ઐરાવતનું સુખ લે રે, વર[૫૪] વાસવને, હા કહે રે;
કરી શણગાર સર્વાંગે, ઘટે રહેવું ઇંદ્ર–અર્ધાંગે. ૨૭
વર વહ્નિને[૫૫] હો બાલી, નહીં સમય આવે વાલી વાલી;
સર્વ દેવતાનું એહ વદંન, અગ્નિ રૂપ તે કોટિ મંદન. ૨૮
વળી વરવા ઇચ્છે છે જમ, તેહને ના કહેવાશે કયમ ?
છે વરુણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમ તણી. ૨૯
મૂકો બાલ–અવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ કરી ગયો મિથ્યા લવ, રૂપહીણ છે નળ માનવ.' ૩૦

વલણ

'માનવ નળ કદર્જ[૫૬] કાયા', નળ નિર્ભંછયો નળે રે;
પોતે પોતાનું આપ નિર્ભંછયું, તે દેવનો દૂત સાંભળે રે. ૩૧

## કડવું ૨૨

[રાગ–રામગ્રી]

નળને નંદ્યો, પ્રેમદા[૧] દાધીજી, દૂતત્વ ન [૨] સીધ્યું, વિધિ ન[૩] બાધીજી;
વહ્નિ વિયોગનો મૂકચો સંકોરીજી, બે દુઃખ દાધી
ગુણવંત ગોરીજી. ૧

ઢાળ

નિંદા કીધી નળ તણી, છે વિયોગ વહ્નિ પ્રથમ;
કોમળ કદળી કુહાડાના ઘા સહે બાઈ કયમ ? ૨
વિરહિણી ઘણું વ્યગ્ર થઈને પડી પૃથ્વી માંહે;
સાહેલી ચાંપે હૃદે ને મુખે વદે, ત્રાહિ ત્રાહિ. ૩
આશ્વાસના કરતી કિંકરી, શ્યામાને વળી સાન;
દૂત અત્યે તવ કહે કન્યા, "શું કરું સુરરાજાન ? ૪
અપ્રાપ્તિ અમને અમરની, ને અલ્પ માનવ [૫] આશ;
જઈ કહો તમો દેવને, 'એ કારજ તો[૬] નવ થાય.' ૫

[૭]ઉત્કૃષ્ટ અમર, નિકૃષ્ટ નળ, મેં તમથી જાણ્યું આજ;
નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્ય તણું નહીં કાજ. ૬

અકલ, અજ ને અનંગઅરિ, જો વરવા આવે ત્રણ;
તોય હું[૮] મૂકું નહીં, ચિત્ત ચોંટ્યું નળને ચરણ. ૭

વીરસેનસુતનો દૂત હંસ, મેં તેહેને દીધી [૯]આશ;
[૧૦]ના કહું તો લાજે જનની, [૧૧]જનકની જાયે નાસ. ૮

તમો પધાર્યા દૂત થઈ ને, સુરનું કરવા હેત;
શકે તો નળ વિષ્ટિને આવ્યા, સુરશું કરી સંકેત! ૯

જથારથ બોલો રે જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાંહે છો તેવા દેખું છું, હસે નાખી મોહની જાળ." ૧૦

સંન્યાસી કહે, 'હો સુંદરી, કોણ માત્ર નૈષધપત્ય;
દેવ વિના નોહે મનુષ્યને [૧૨]અગોચરની ગત્ય. ૧૧

બુદ્ધિહીન બાલા દેખીએ, છે માનવ ઉપર મોહ;
સ્વર્ગસદન[૧૩] મઘવાનું મૂકી, કાં ઇચ્છે નળ ઘર-ખોહ? ૧૨
તું નહીં વરે તો દેવ ચારે, કરશે[૧૪] બલાત્કાર;
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, [૧૫]જો જાચશે સુર લગાર.' ૧૩
દમયંતી કહે, 'દેહ પાડું, જલમાં કરું જલશાઈ.'
'વરુણ વસે છે નીરમાં, તુંને સઘ જાશે વાહી'[૧૬]. ૧૪

'પાવક પ્રગટી કાષ્ઠ સીંચી, માંહે કરું ઝંપાપાત.'
'વહ્નિ વરવા રહ્યો બેસી, વારુ વેહેવાની[૧૭] વાત!' ૧૫
'કંઠ પાશ કરું કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય.'
'તો અવગતે જમલોક જાશે[૧૮], સઘ વરે જમરાય!' ૧૬
'અનશનવ્રત કરું,[૧૯] તપ કરું, મરું ગુફામાં પેસી.'
'તે પુણ્યે તું સ્વર્ગ પામીશ, ઇંદ્ર રહ્યો વરવા બેસી' ૧૭

[ વલણ ]

'બેસી રહ્યો છે સુરપતિ, મૂએ તું છૂટે નહીં, ઘેલી રે;
અંતે અમર વરશે ખરા, માટે પરણ પ્રેમદા પહેલી રે.' ૧૮

કડવું ૨૩

[ રાગ-દેશાખ ]

દૂત કહે, 'સાંભળ સુંદરી, અમર નહીં મૂકે, પરણે ખરી.'
[૧]કન્યા કહે, 'હો જોગીજન, તું નળ સરખો દીસે દર્શન. ૧
હંસે જેહેવું રૂપ વરણવ્યું, તેહેવું તમારું દર્શન હવું.'
'ન હોઉં નળ, હું દેવનો દાસ;' નારી કહે, 'નાવે વિશ્વાસ. ૨
જો બ્રહ્મા કરે કોટી ઉપાય, [૨]નળ જેવો અન્ય નહીં નિર્માય;
[૩]જો સત્યવાદી હો તો સત્યને વદો, તાતના સમ જો મિથ્યા વદો.' ૩
સાંભળી નળને આવ્યું હાસ, દેખી[૪] દમયંતી ગઈ પ્રભુ પાસ;
'શીદ નાસો છો અરાપરા? પ્રીછ્યા, હા, હા[૫], સ્વામી ખરા.' ૪
તોયે નળ સત્યથો નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે;
ધસી દમયંતી [૬]ગઈ પ્રભુ પાસ, (તવ) અંતરધાન થયો નળ[૭]આકાશ. ૫
જ્યારે મીટામીટ જ ટળી[૮], ત્યારે ભીમકતનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની [૯]સ્નેહ છે સદા, મળી જતાં [૧૦]વાધી આપદા. ૬
દાસી પ્રતિબોધે છે સબળ, 'બાઈ [૧૧]તમોને વરશે રે નળ.'
વદે બૃહદશ્વ હો ધર્મરાય, નળ પેહેલો દૂત શીઘ્રે જાય.[૧૨] ૭
વદે સેવક ઇંદ્રને નમી, 'શે અરથે રહ્યા ટમટમી?
નળનું કાંઈ ન [૧૩]લાગ્યું કહેણ, ન [૧૪]છૂટે હંસે ઝાલ્યું પ્રેમરહેણ. ૮
કામની કુંદન, નળ હીરો સાર, જડનારો હંસ સોવનકાર;
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાએ શ્રવણે નવ ધર્યું. ૯
[૧૫]જેમ ગતે કરી બળિયો મારુત, તેમ [૧૬]સત્યે વીરસેનનો સુત.
નળને સત્યે મેઘ વર્ષા કરે, નળને સત્યે ધરા[૧૭] શેષ ધરે. ૧૦

નળ ન હોય તો મેરુ નિશ્ચે ડગે, ધર્મ ગ્રહ્યો છે નળરા લગે,
તમો ન પરણો[૧૯] તે કર્મનો વાક, બાકી નળે વાળ્યો આડો આક' ૧૧
[૧૯]એહેવે સમે રાય આવ્યા તહી, અથઇતિ વાર્તા સર્વ કહી·
'સ્વામી, મારુ કહ્યુ મન નવ ધરે, બીજો મોકલો જેનું કહ્યુ કરે ૧૨
માહારે વિષે [૨૦]લીનતા હવી, બીજી વાત નવ ગમે નવી'
પછે દેવતા કરે વિચાર, 'ફરી જાતા [૨૧]હસે સસાર ૧૩
આપણો શ્રમ [૨૨]કેમ જાયે વૃથા, તે માટે વરવી સર્વથા,
જો કન્યાને ગમ્યો નળ ભૂપ, તો આપણ લીજે નળના રૂપ' ૧૪
દેવ કહે, 'સુણો નષધરાય, અમો ધરુ તમ સરખી કાય,
પચ નળ ગ્રહીએ એક [૨૩]હાર, ભાગ્ય હશે તેને વરશે નાર' ૧૫
પુણ્યશ્લોક કહે, 'કા નહી સ્વ મ, [૨૪]મે આવવુ તમારે કામ,
માનવને કયાથી સુરની [૨૫]ગત, દેવ ચારની [૨૬]પામ્યો [૨૭]નગત [૨૮]૧૬
ઓલખ ધ કીધો [૨૯] નળ દેવ[૩૦], 'કાલ એમ કરવુ [૩૧]અવશ્યમેવ'
એ કથા રહી, ધર્મ, એટલે, હવે કન્યાની કોણ થઈ વલે ૧૭
ગઈ દમયતી જાહા છે માત, સ્વયવરની[૩૨] કીધી છે વાત,
લાડ-વચન [૩૩]કન્યાના ગમે, ઘણ્મા ભીમક આવ્યા તેણે સમે ૧૮
પુત્રીને શિર મૂકયો ભુજ, 'કાલે વરને વરજે તુજ,
ધખના છે તુજને જેહ તણી, તે આવ્યો છે નૈષધધણી' ૧૯
પુત્રી મનમાહા પ્રસન્ન થઈ, પોતાને અ ત પુર ગઈ
રાય ભીમક સભામા આવ્યા, શત પડાહારને[૩૫] તેડાવ્યા ૨૦
આજ્ઞા દીધી વિદર્ભરાયે, "જાઓ પડા વજાડો સેના માહે.
'આવજો સભા માહે રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર ૨૧
પ્રાણીમાત્ર આવજો સજ્જ થઈ,' જાઓ, પડો વજાડો, એવુ કહી"
[૩૬]જેણે શિબિર[૩૭] ઊતર્યા રાય[૩૮] ઘણા,
તાહા સેવક ફરે ભીમકતણા ૨૨

ઠામ ઠામ પડા વાજતા, ક્ષત્રિય [39]શણગારે સાજતા;
મલસ્નાન કરે અંગ ઊલટ, ફરી ફરી બાંધે મુગટ. ૨૩
રાતમાં શીખે ચાતુરી[40] ચાલ, રખે વીસરી જાતા કાલ;
આખી રાત થયા સાંતરા, [41]ઢળી ઢળી પડે, છે ઉજાગરા. ૨૪

વલણ

ઉજાગરા આખી રાતના, શણગાર સજતાં[42] થયું વહાણું રે;
સ્વયવરમાં ભૂપતિ મળિયા, [43]કવિ કહે, કેમ વખાણું રે! ૨૫

## કડવું ૨૪
(રાગ-સોરઠી)

વૈશંપાયન કહે, રાજન, સાંભળ સ્વયંવરનું વર્ણન;
[1]પડો વજાડ્યો સુણ્યો સર્વે રાતે, ઊઠ્યા ઊજમ થકા[2] પ્રભાતે. ૧
'શીઘ્ર જઈએ [3]વર્યાની તકે, તેહાં[4] મોકલ્યાં, ભાઈઓ, ભીમકે;
ન હોય અતિકાલ કીધાનું કામ, માંડવે ન મળે બેઠાનો ઠામ.[5]' ૨
ભીડ ભરાઈ ગામ ભાગળથી, [6]રંક જાય રાય આગળથી;
મળે શુકન સાંહાંમાં તેડે, શુકન વંદીને રથ ખેડે. ૩
કરે તિરસ્કાર[7] સેવક પર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ;
જાયે અસવાર બહુ અલબેલા, હય હીંડે જાણે [8]રણરેલા. ૪
ભરાય રથ માંહોમાંહે અટકે, ત્રાડે હસ્તી ને ઘોડા [9]ભડકે;
અસવાર પડે છે નીસરી, તે મળે [10]કહીંએક ફરી. ૫
વાહન [11]પડધી ચાલ્યાનો છબ, ચરણરેણુએ છાયો [12]અભ્ર;
[13]ત્યાં થઈ રહ્યું અંધારું ઘોર, પડી રહ્યો છે શોરાશોર ૬
બોલે દુંદુભિના બહુ ડંક, અકળામણનો વળ્યો[14] અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, [15]પ્રાણીમાત્ર વિરહી, રાજન. ૭
સ્વયંવર જોવાને કારણે, પ્રજા મળી મંડપ-બારણે;
દ્વારે ઊભા છે જોષિકાદાર, તેડે જેને જેવો અધિકાર. ૮

ડાહ્યા થઈ મંડપમાં પેસે, વાચી નામ ને[16]આસને બેસે,
એક મંત્રી, સેવક, ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ ૯

કોણ રૂપ[17]મંડપની રચના, [18]વરણવી શકે શું એક રસના!
કદલીસ્થંભ રોપ્યા દ્વારે, માંડ્યા આસન હારોહારે[19] ૧૦

જશગીત બંદીજન બોલે, [20]નહીં રાજા કો એની તોલે,
નાનાવિધ ચિત્ર ચીતરિયા, જાણે દેવવૃંદ ઊતરિયા ૧૧

ઊડે અબીલ ગુલાલના છાટા, વાજે ઢોલ ને ઘૂઘર ઘંટા,
સભા માંહા બેઠા મહામુનિ, લાગી વેદશાસ્ત્રની [21]ધૂનિ ૧૨

જતિ[22] જોગી બેઠા પાવન, [23]રાજભાટ ભણે ભાવન,
રાયને છત્ર ચમર ઢળે, મુગટે [24]મણિ બહુ [25]ઝળકળે ૧૩

[26]અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજિત્રનાદ થાયે અલેખે,
નટુઆ,કરે છે ત્યાંહાં નરત, ફરે ફૂદડી કાઢે સરત[27] ૧૪

બોલે ઘૂઘરી કેરા રણકા, ગર્વે ઘેલી નાચે ગુણિકા,
પગપાનીએ શોભે ઘરા,[28] વાજે કંકણ ને ઘૂઘરા[29] ૧૫

ગીત[30] ગાયે કોકિલસ્વરા, અનંગ વધારે[31] અપછરા,
જાણે મંડપ નગરી અમરા,[32] નાચે નારી નરચિત્તહરા[33] ૧૬

ભીમક ભૂપને દે છે માન, [34]આવી રહ્યા સર્વ રાજાન,
ગાનારી[35] ગાયે ગીતગાથા,[36] બાંધે તોરણ દેવાયે હાથા[37] ૧૭

[38]વસ્ત્ર કેસરમાં આકમઝોળ, બેઠા આસને આરોગે તાંબોળ,
વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સમા કર્યાં છે[39] વરવા ગાત્ર. ૧૮

શરીર ક્ષુદ્ર[40] કાષ્ઠના ખોડ, તેહેને દમયંતી વર્યાના કોડ,
બાળક, જોબન, ને વૃદ્ધા, તેહેને દમયંતી વર્યાની શ્રદ્ધા ૧૯

[41]કો તો મોટા કુળના કુંવર, કો કહે આદ્ય અમારું ઘર,
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ને મૂક્યા[42] પર ૨૦

ઘરડા થયા નાહાના વર, વતાં કરાવતાં [43]ભાગ્યા છર;
તનમન કન્યાને અર્પણ, [44]આગળથી ટાળે નહીં દરપણ. ૨૧
કેટલા કરે તિલકની રેખ, કેટલા કરે માંહોમાંહે દ્વેખ;[45]
કેટલા કરે માંહોમાંહાં પછાપૂછ, 'હું કેવો છું' કહી મરડે મૂછ. ૨૨
જેહેના મુખ માંહાં નહીં દંત, તેહેને પરણવાનું[46] ચંત;
કેવળ વૃદ્ધ ને ડાચાં મળિયાં,[47] તે બેઠા ટૂંપાવી પળિયાં. ૨૩
જોશીની[48] પ્રણિપત્ય કરી દેખાડે હાથ ને જનમોતરી;
[49]જો દમયંતી મુને પરણે, તો જોશી લાગું તાહારે ચરણે: ૨૪
જેહેનાં બેસી ગયાં ગલસ્થલ, મુખમાં રાખ્યા બબ્બે ફોફળ;
એમ ઊંચાં કરીને ગલોઠાં, ઘેલા[50]જુએ કાચમાં મોઢાં.[51] ૨૫
[52]પુરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય. ૨૬

વલણ

વાટ જુએ નળ તણી, દાસીને કહે સતી:
'હું મંડપમાં[53] પછે આવું, જો પ્રથમ આવે નૈષધપતિ,' ૨૭

### કડવું ૨૫

(રાગ-રામગ્રી)

મંડપ માંહે ભૂપતિ મળિયાજી,
અભિમાને ભરિયા, રૂપબુધ્ય[1] બળિયાજી;
'તેડો કન્યાને', ભીમક ઓચરેજી,[2] વૈદર્ભી શણગાર ધરેજી. ૧

ઢાળ

શણગાર સજતી સુંદરી, તે શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે,[3] માટે લગાડે વાર. ૨
કૃષ્ણાગરમર્દન વાસવર્ધન,[4] મહિલા કરે મર્જન;
બહુ નાર આવે, વધાવે, [5]વરસે મુક્તા-પરજંન. ૩

શુભ વચન શુકન વદે,[૬]ઉદ્યો હર્ષ અનંત;
[૭]ભેરીનાદ થાયે, ગીત ગાયે, બહુ કિંકરી નાચત. ૪
માનપૂર્ણ માનિની, મહિપતિ મોહવા કાજ;[૮]
સ્વયંવરના સુભટ[૯] જીતવા, [૧૦]ધરે શ્યામા સાજ. ૫
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાખવા મંડપક્ષેત્ર.
ભ્રૂકુટિ—ધનુષ્ય આકરશીયું, ને બાણ બંન્યો નેત્ર.' ૬
તારુણીને [૧૧]તેડવા મોકલે, રાયજી વારોવાર:
કુંવરી[૧૨] બાહેર નીસરો[૧૩], કરમાં ગ્રહીને હાર.' ૭
વાજિંત્ર વાજે, [૧૪]ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજમાત્ર જુએ બારણે,[૧૫]કેમ મળે દષ્ટોદષ્ટ. ૮
'એ કન્યા આવી! કન્યા આવી!'[૧]ઘોષ એવો થાય;
[૧૭]શર-શબ્દ થાયે, આગમન ધાયે, આઘાવાંકા વળી
વળી જોય. ૯

વલણ

જુએ રાજા ફરી ફરી, કેહેવું હશે કન્યાનું રૂપ રે;
એહવે સમે દેવ ચાર સાથે, આવ્યો નલરા ભૂપ રે. ૧૦

## કડવું ૨૬

(રાગ-મારૂની દેશી)

વાગી સ્વયંવરમાં હાક, એ નળ આવ્યો રે;
[૧]ભાગ્યાં બીજા ભૂપના તાક,[૨] એ નળ આવ્યો રે. ૧
[૨]જાણે ઉદયો નૈષધભાનુ, એ નળ આવ્યો રે;
અસ્ત થયા સૌ તારા સમાન, તે નળ આવ્યો રે. ૨
જે અનંત અનંગનો અંગ, એ નળ આવ્યો રે.
જાણે કનક કાયાનો રંગ, તે નળ આવ્યો રે ૩

ઝળકે[૫] ઝળહળ જ્યોત[૬], ઓ નળ આવ્યો રે;
મુગટ પર ચળકે વિદ્યોત, તે નળ આવ્યો રે. ૪

[૭]જ્યોત રવિની કુંડલ લેહેકે, ઓ નળ આવ્યો રે;
[૮]અરગજા અંગે બેહેકે, તે નળ આવ્યો રે. ૫

[૯]શોભે વદન પૂનમનો ચંદ, ઓ નળ આવ્યો રે;
[૧૦]કમલનયન પ્રેમનાં કંદ[૧૧] તે નળ આવ્યો રે. ૬

જાણે નાસિકા કીરની ચંચ, ઓ નળ આવ્યો રે;
[૧૨]કોઈ ન દેખે સરખા પંચ, તે નળ આવ્યો રે. ૭

કંઠે ગજમુકતાનો[૧૩] હાર, ઓ નળ આવ્યો રે;
[૧૪]કર કુંજર-શુંડાકાર, તે નળ આવ્યો રે. ૮

હૃદે નાભિકમળ શોભાળ, ઓ નળ આવ્યો રે;
[૧૫]કટીએ જીત્યો કુંજર-કાળ, તે નળ આવ્યો રે. ૯

ચાલતો શાર્દૂલની ગત્ય, ઓ નળ આવ્યો રે;
[૧૬]નિરાશ થયા નરપત્ય, તે નળ આવ્યો રે. ૧૦

[૧૭]એ તો દમયંતીનો પ્રાણ, ઓ નળ આવ્યો રે;
હવે એ પરણે[૧૮] નિર્વાણ, તે નળ આવ્યો રે. ૧૧

કન્યાને થયું તવ જાણ, ઓ નળ આવ્યો રે:
જેનું હંસે કીધું વખાણ, તે નળ આવ્યો રે. ૧૨

તેજે [૧૯]તો તપે જાણે ભાણ, ઓ નળ આવ્યો રે;
શીતળતાએ સોમ[૨૦] સમાન, તે નળ આવ્યો રે. ૧૩

ગતે કરીને જેહેવો વાય, ઓ નળ આવ્યો રે;
મહિમાએ [૨૧]શંકરરાય, તે નળ આવ્યો રે. ૧૪

મન-સ્થિરતાએ જેમ મેર, ઓ નળ આવ્યો રે;
[૨૨]જાણે ધને બીજો કુબેર, તે નળ આવ્યો રે. ૧૫

સત્યવાદી શિબિ[૨૩] સમાન, એ નળ આવ્યો રે;
ઐશ્વર્યે[૨૪] નીઘુશ[૨૫] રાજન, તે નળ આવ્યો રે. ૧૬
[૨૬]તે તો જુદ્ધે જાણે ઇંદ્ર, એ નળ આવ્યો રે;
[૨૭]ત્યાગી જેહેવો હરિશ્ચંદ્ર, તે નળ આવ્યો રે. ૧૭
દમયંતીને બહુ હર્ષ, એ નળ આવ્યો રે;
રખે વાર [૨૮]લાગે મન ફર્ક, એ નળ આવ્યો રે. ૧૮
એક આસને બેઠી નાર, એ નળ આવ્યો રે;
દાસી ઉંચલી [૨૯]ચાલે ચાર, એ નળ આવ્યો રે. ૧૯
[૩૦]શોભે સુંદર અતિ સકુમાર, એ નળ આવ્યો રે;
જઈ પોહોંતાં મંડપદ્વાર, એ નળ આવ્યો રે. ૨૦

વલણ

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઊંચલે ચાર રે;
નળ બેઠો સિંહાસને, [૩૧]ચતુરા ચિંતતી તેણી વાર રે. ૨૧

## કડવું ૨૭

(રાગ-કલ્યાણ[૧])

મંડપ મધ્યે માનિની, આસન બેઠી જાય;
[૨]સ્વયંવરમાં સુભટને જીતવા સુંદરી, વર્ણવું તે શોભાય. ૧

ચાલ છંદની[૩]

ભીમકતનયા, રૂપ બનયા, [૪]રસાલી રંગપૂરણું;
નરાંગના[૫] દેવાંગના, [૬]માનિની માન[૭]-ચૂરણું.
દુઃખમોચના,[૮] મૃગલોચના,[૯] લલિત-લક્ષણવંતયં;[૧૦]
[૧૧]મનઉલ્લાસિક, વેણુવાસિક, અલકા ઉપર મલતયં.
રાખડી અમૂલ, શીશફૂલ, સેંથે સિંદુર શોભયં;
ઝાલ ઝલકિત, રત્ન ચલકિત, ભૂપતનાં મન લોભયં.

અધર[12]સુધાસિંધુ, વદન ઇંદુ, ભ્રકુટિભ્રમર બે [13]ગૂજય,
નેત્ર અમલ જુગ્મ કમલ, [14]બહુ રંગ ફૂલી કુંજય ૫
અણિયાલા અંજન, ચપલ ખંજન, મીનમૃગ દ્વે હારય,
[15]પડયા રાય શૂરા, ઘાએ પૂરા, કટાક્ષબાણે મારય ૬
જુએ વિવિધ પેરે, નયણ ઘેરે, તિલક ભાલે કીધય,
દીપક પ્રકાશા, [16]હેમ નાસા, હીંડે કીર મન લીધય ૭
[17]દાડેમ-બીજ દંત, રસનાએ રસ અનંત,
શોભે ચિબુક મધુકર બાલય,
ગલુબંધ જુગતા, હાર મુક્તા, [18]માણેક માહા શોભાલય ૮
જુગ્મ ભુજ [19]અવલા અંબુજ, બાજુબંધ ઝૂમતા ઝૂલય,
હોય નાદ [20]રકણ, ચૂડી કંકણ, છે મુદ્રિકા બહુ મૂલય ૯
દશ આગળી [21]મુંગની ફૂળી, નખજ્યોત [22]નંગની ધારય,
[23]કુસુમગુચ્છ ઉદય ઠે કુચ, કુંજરકુભસ્થલભારય ૧૦
અલક લલિતા વહે[24] સલિતા, ઉદર પોયણ પાનય,
[25]વિચિત્ર-લંક કટી વંક, મેખલા ઘુઘરી ગાનય ૧૧
[26]બે જંઘ રંભા-કદલીસ્થંભા, હંસગજગતિ[27]હીંડય,
સુખપાલ મૂકી રાય ઢૂંકી, જાય [28]પાય માણે માડય ૧૨
નેપુર ઝણકત, વીછીઆ[29] અણવટ, ઘૂઘરી ઘનઘોરય,
[30]ઘાઘર ઘમર, અમૂલ અંબર કુંચેલ છૂટે દોરય ૧૩
[31]અગર બળે, ચમર ઢળે, રસિક રામા રાજ્ય,
ગીતક[32] લોલક, ચંગ ઢોલક, મૃદંગ વીણા વાજ્ય ૧૪
[33]કીર્તન ઘણી, બોલે બંદણી, ચાલે[34]મહસ્ર જે દિકાધારય,
[35]પચબાણ કરી સંધાણ, રાજપુત્ર હૃદે મારય ૧૫
[36]ભરમાયા ભૂપ, પડયા મોહકૂપ, તે પ્રેમપાશે બંધય,
હામથી ડગિયા, [37]રિસાલ ગગિયા, કો મીટ સામી નમ ધય [38]૧૬

આડા ઊતરે, ખુંખારા કરે, તોહે ભામની નવ ભાળયં;
આસનથી પડયા, કો લડથડયા, શકે પહોત્યા કાલયં. ૧૭

બોલી ન શકિયા, [૩૯]ચિત્ર લખિયા, કો નમે વારોવારય,
સમીપ ધસિયા, મુગટ ખસિયા, પૂઠેથી સેવક ધારય.[૪૦] ૧૮

[૪૧]કો કનક કાપે, લાંચ આપે, સાહેલીને સાધયં;
'જોઈ એ તે લીજે, વિખાણુ કીજે, વિવાહ મારો બાંધયં.' ૧૯

લાંબી કોટ કરતા, 'નથી નરતા,'[૪૨] કહે, 'હાર આરોપયં;'
ફરી મુગટ [૪૩]બંધે પ્રેમફંદે, પડયા નવ ગ્રહે કોપય. ૨૦

રાજાનાં ગૌર ગાત્ર તૃણમાત્ર તે તારુણી મન[૪૪] લેખયં,
મુખ મરડે, આંખ તરડે, અનેકને ઉવેખયં ૨૧

વલણ

અનેકને ઉવેખતી, આઘી ચાલી નાર રે,
ગઈ એક નળ જાણી કરી, દીઠી પંચ નળની હાર રે. ૨૨

## કડવું ૨૮

(રાગ-સારંગ)

મન ઈચ્છા નૈષધરાય તણી, કન્યા[૧] ગઈ નળરાય[૨] ભણી,
જુએ તો ઊભા છે નળ પંચ, કન્યા કહે, 'આ ખોટો સચ ૧
હંસનું કહ્યું અવરથા ગયું, નળનાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળિયો ધરા, આ કપટી કો આવ્યા ખરા' ૨
પાંચે નળ ચેષ્ટાને કરે, 'લાવ[૩] હાર,' કંઠ આગળ ધરે;
તવ દમયંતી થઈ ગાભરી, વિપરીત દેખી પાછી ફરી ૩
આવી જ્યાંહાં પિતા ભીમક, 'અરે તાતજી, જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દીઠા પંચ ને પડયો વિચાર'[૪]

ભીમક કહે, 'આશ્ચર્ય જ હોય, તું વિના પંચ ન દેખે કોય !
શકે દેવતા તાં નિરધાર, થઈ આવ્યા નળને આકાર. ૫

એ પરીક્ષા, [૪]નિમિષ નહીં ચક્ષ, વિરજ[૫] વસ્ત્ર, ઊભા અંતરિક્ષ'.
વાત સાંભળી ભીમક તણી, કન્યા આવી પંચ નળ ભણી. ૬

પિતાએ મારગ દેખાડ્યો, નારીએ નળ શોધી કાઢ્યો;
દમયંતી જેમ વરવા જાય, ધસી ઇંદ્ર નળ આગળ થાય. ૭

એક એકને આગળ[૬] કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
[૭]સંચ ન આવે રે ફરી ફરી; તવ દમયંતી થઈ ગાભરી. ૮

ઇંદ્રે મનમાં શાપ્યો હુતાશન, વાંદરના જેવું થયું વદન;
અગ્નિએ જાણ્યું ઇંદ્રનું કાજ, 'રીંછમુખો થજો મહારાજ.' ૯

વરુણે શાપ મનમાં દીધો, જમને માંજારમુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છિયું એવું, વરુણનું મુખ [૮]થયું શ્વાનના જેવું. ૧૦

રીંછ, વાંદર, શ્વાન, માંજાર, કન્યા કહે, 'વર [૯]રૂડા ચાર !'
ઇંદ્રરાય વાણી એમ ભણે, 'આધાવેધ[૧૦] માંડ્યો આપણે.' ૧૧

જમ કહે, 'કાં હસાવો લોક,' [૧૧]શાપ કીધા માંહોમાંહે શોક;
દમયંતી વિચારે વળી, 'સમાન શોભે પંચનળી.[૧૨] ૧૨
કોહોને વરીએ, કોહોને ઉવેખીએ, વરમાળ કોહોને આરોપીએ ?'
જોવા મલીઆ રાજકુમાર, એક નળ દેખે નિરધાર. ૧૩
બુદ્ધિવાન નારી છે ઘણું, માન મુકાવે દેવતા તણું:
ચારેને પૂછે કરી પ્રણામ, 'તમારા [૧૩]તાતનાં શાં શાં નામ ?' ૧૪
[૧૪]લોભ વિષે ગણ્યો નવ પાપ, 'વીરસેન પાંચેનો બાપ !'
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઈ જોઈ હસે. ૧૫
સખી [૧૫]કહે, 'શું ઘેલાં થયાં ? શું કપટરૂપને[૧૬]વળગી રહ્યાં ?
બીજા પુરુષ રૂપના ધામ, સાંભળો કહું દેશદેશનાં નામ.' ૧૬

દેશ સકળ નરેશનાં નામ; દાસી કહે વર્ણવી ગુણગ્રામ;
તોયે કન્યાને ન ગમ્યું કોય, ફરી ફરી પંચ નળને જોય. ૧૭

[૧૭]'હું હું નળ', પાંચે ઊચરે, પણ કન્યા કોહોને નવ વરે.
નારદજી અંતરિક્ષ આવીઆ, ઇંદ્રાણી આદિ તેડી લાવીઆ. ૧૮

ચારે દેવની ચારે નાર, [૧૮]ગગને દીઠી ભરથાર;
લજ્જા પામ્યા લોભી ઘણું, એ કારજ નારદ[૧૯] તણું. ૧૯

કન્યાએ દીઠી દેવાંગના, એમ[૨૦] જાણીને માંડયા વના :
'અમે અલ્પ જીવ કરૂપ, તમો [૨૧]ભારેખમ ભવના ભૂપ. ૨૦

અમો [૨૨]જમ–જરાથી ત્રસીએ, પૂજનિક તમને ઉપાસીએ;
[૨૩]તમે અમને ભીમક રાજન, હું તમને પુત્રી સમાન.' ૨૧

એવું કહીને ભરિયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પરતક્ષ;
ઈંદ્ર, વરુણ, વહ્નિ, જમરાય, શોભ્યો મંડપ જે જે થાય. ૨૨

[૨૪]નળને તે થયા તુષ્ટમાન, દેવ કહે, 'માગો વરદાન.';
બે બે વર આપે સુરરાજ, સહેજે નળનું સરિયું[૨૫] કાજ. ૨૩

કમળમાળ આપી સુરરાય, લક્ષ વર્ષે નવ સુકાય;[૨૬]
અશ્વમંત્ર આપ્યો રાજન, દિન એકે હીંડે શત જોજન. ૨૪

કહે અગ્નિ, 'નહીં દાઝે તુંય, જાંહા સમરે તાંહાં પ્રગટું હુંય.'
ધર્મ કહે, 'ભોગવે રાજભોગ, ત્યાં લગી નહીં પુરમાં રોગ. ૨૫

જે કરશે તારી કથા–વાચના, તેને ન હોય [૨૭]જમજાચના.
વરુણ કહે, 'સાંભળ નળરાય, સૂકું વૃક્ષ નવપલ્લવ થાય. ૨૬

સમર્યું જળ ઊપજે તત્કાળ'; આઠે વર પામ્યો ભૂપાળ
પછે દમયંતીને આપ્યો વર, અમૃતસ્રાવિયા [૨૮]હજો તારા કર.' ૨૭

સર્વે સ્તુતિ કીધી દેવતા તણી, વિમાને બેસી ગયા સ્વર્ગભણી;
દમયંતી હરખી તત્કાળ, નળને કંઠે આરોપી માળ. ૨૮

સાધુ રાજા [૨૯]સર્વે રહ્યા, અદેખવા[૩૦] ઊઠીને ગયા;
વરકન્યા પરણ્યાં[૩૧] રીત કરી[૩૨], ભીમકે પહેરામણી ભલી ભરી.[૩૩] ૨૯

લાડકોડ પ્હોત્યાં આપણાં,[૩૪] નળને વાનાં કીધાં ઘણાં;
નળદમયંતી બને જાય, વોળાવી વળ્યા ભીમકરાય ૩૦

ગાજતેવાજતે નળરાજા વળ્યા, એવે કળિયુગ-દ્વાપર સામા મળ્યા;
વરવા વૈદર્ભી નારદે મોકલ્યા, આવે ઉતાવળા [૩૫]શ્વાસે હલફલ્યા ૩૧

બેઠો મહિષ ઉપર કળિકાળ, [૩૬]કંઠે મનુષનાં શીશની માળ;
કરમાં કાતુ લોહશણગાર,[૩૭] શીશ સઘડી ધીક અંગાર.[૩૮] ૩૨

જઈ વરું દમયંતી રૂપનિધાન,' જુએ તો મળી સાહામી જાન.
[૩૯]કન્યાએ વર જાણ્યો વર્યો, [૪૦]કલિ ક્રોધે પાછો ફર્યો. ૩૩

જો નળે હું પરણવા દીધો નહીં, [૪૧]તો આજથી લાગું પૂંઠે થઈ.
નળરાજા આવ્યો પુર વિષે, કરે રાજ્ય [૪૨]નારીશું સુખે. ૩૪

ભોગવે ભોગ નાનાવિધ પેર, સ્વર્ગનું સુખ પામે[૪૩] ઘેર;
પ્રભુ-પત્નીને વાધ્યો પ્રેમ, સાચવે તે બહુ સત્ય[૪૪] ને નેમ ૩૫

ચારે વર્ણ પાળે [૪૫]કુલધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ;
તેણે કલિજુગનું ચાલે નહીં, હીંડે છીંડી[૪૬] જોતો જહીં તહીં. ૩૬

નગર પૂંઠે ફેરા બહુ ખાય, પણ સત્ય આગળ પ્રવેશ ન થાય.
સહસ્ર વરસ વહીને ગયાં, દમયંતીને બે બાળક થયાં. ૩૭

જુગ્મ બાલક સંગાથે પ્રસવ્યાં, પુત્ર પુત્રી રૂપે અભિનવાં;
નળદમયંતી[૪૭] હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું. ૩૮

એક દિવસે નળ ભૂપાળ, મંગાવ્યું જળ, થયો સંધ્યાકાળ;
રહી પાની કોરડી ધોતાં પાય, કલિજુગ પામ્યો પેઠાનો લાગ ૩૯

સંધ્યાવંદન કીધું રાજાન, પ્રવેશ કલિનો [૪૮]તેહે સ્થાન.
ત્યમ સેજ્યા સૂતો ભૂપાલ, સર્વાંગે વ્યાપ્યો કલિકાલ ૪૦

વલણ

કલિકાલ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધનો ધણી રે,
'હવે વઢાડું પિત્રાઈને', કલિ[૩૮] ચાલ્યો પુષ્કર ભણી રે ૪૧

## કડવું ૨૯

(રાગ કાહાનેરો)

કલિજુગ-દ્વાપર મલીને આવ્યા, પુષ્કર કેરે પાસ,
હાથ ઘસે ને મસ્તક ધૂણે, મુખે મૂકે નિશ્વાસ કલિ૦ ૧
વેષ વિપ્રનો ધરી અધર્મી, [૧]અન્યો મસ્તક ડોલે,
'નૈષધપતિ બેઠા તપ કરવા, થઈ તરણુને તોલે કલિ૦ ૨
એક કુળમા [૨]ઉદય બેઉના, તુ જોગી, નળ રાણો,
[૩]નળ ભોગ ભોગવે નાનાવિધના, તારે નહી જળદાણો [૪] કલિ૦ ૩
તમારા પિતાશુ અમારે [૬]મૈત્રી, તે માટે હેત કીજે,'
એવુ કહી કર ગ્રહી તાણ્યો, 'આવ્ય આલિંગન દીજે' કલિ૦ ૪
ભેટતામા પિંડ [૭]પુષ્કરના મધ્યે, કલિએ કીધો પ્રવેશ,
તેડી ચાલ્યા નૈષધપુર ભણી, કરવા નળશુ ક્લેશ કલિ૦ ૫
વાટે જાતા વાત પન્ઠી, [૮]નવ મળવુ નાખ્યે ઝાસા,
કાળ કહે, 'તુ દ્યૂત રમજે, હું [૯]થાઉ બે પાસા કલિ૦ ૬
[૧૦]પ્રથમ પોણુ કરજે વૃષભનુ, દ્વાપર થાશે પોઠી,
સર્વસ્વ વાહી[૧૧] લેજે નળનુ,' [૧૨]એ ઘાટે વાત ગોઠી કલિ૦ ૭
જદ્યપિ પુષ્કર પવિત્ર જ હુતો, નહુતી રાજ્યની અભિલેખા,
[૧૩]ઊપાઈ ઇર્ષ્યા નળરા ઉપર, મળ્યા જુગ્મ અદેખા કલિ૦ ૮
વૃષભવાહન પાસા કર માહા, આવ્યો રાજસભાય,
બાધવ જાણી, દયા મન આણી, ઊઠી બેઠો [૧૪]નળ રાય કલિ૦ ૯

'ભલે પધાર્યા પુષ્કરભાઈ, જોગી-વેષને છાંડો;
[15]આ ઘર રાજ્ય તમારું વીરા, રાજ-રીતને માંડો.' કલિ૦ ૧૦

આસન આપી કીધું પૂજન, પૂછે વાત કુશળક્ષેમ;
પુષ્કર કહે, [16]'બીજી વાત ન સંચે, દ્યૂત રમ્યાનો પ્રેમ.' કલિ૦ ૧૧

નળ કહે, 'બાંધવ, દ્યૂત ન રમીએ, એ અનર્થનું મૂળ;
તું જોગેશ્વર, કાં ઉપજાવે, ઉદર ચોળીને[17] શૂળ?' કલિ૦ ૧૨

પુષ્કર કહે, 'મારો પાંચ મુદ્રાનો, પોઠી જીતું કે હારું;
એકી પાસે બળદ મારો, એકી પાસે રાજ્ય તારું.' કલિ૦ ૧૩

કલિને સંગે પુણ્યશ્લોકને, પાપ તણી મત આવી;
દ્યૂત રમવું [18]અપ્રમાણ છે, પણ વાત આગળ છે ભાવી. કલિ૦ ૧૪

વલણ

ભાવી પદારથ ભૂપને, વેઠવું[19] છે બહુ કષ્ટ રે;
દ્યૂત રમવા [20]બેઠા રાય, કીધો કલિએ ભ્રષ્ટ રે. ૧૫

## કડવું ૩૦

(રાગ-મેવાડો[1])

નળરાજાએ દ્યૂત આરંભ્યું, સત્ય થયું સર્વ શોકજી;
નગર મધ્યે વાત જાણી[2], ત્રાહિ ત્રાહિ કરે લોકજી. ૧

દમયંતીએ નળને કહાવ્યું, 'બળદ ભણી મા જોશોજી;
એ વૃષભમાં વેરી સંચર્યો[3] છે, રમતાં રાજ્યને ખોશોજી.' ૨

ડાહ્યા લોક નગરના વારે, અને વારે ઘણું પ્રધાનજી;
કલિજુગે બુધ ભ્રષ્ટ જ કીધી, કહ્યું ન ધરે રાય કાનજી. ૩

બેઠા બંન્યો પોણ[4] પરઠીને, બોલ્યો પુષ્કરરાયજી;[5]
'જે હારે તે રાજ્ય મૂકીને, ત્રણ વર્ષ વનમાં જાયજી. ૪

[6]ત્રણ વર્ષ ગુપતે[7] રહેવું, વેષ અન્ય કો ધરીજી;
જો કદાચિત્ પ્રીછ[8] પડે તો, વન ભોગવે ફરીજી.' ૫

મહિમા મોટો કલિજુગ કેરો, નળને ગમતી[9] વાતજી,
નળ કહે રે, 'નાખ પાસા', ત્યારે વરસ્યો શોણિતવરસાદજી. ૬

હાહાકાર થયો પુર મધ્યે, વાયુ સામો[10] વાયજી;
નાખ્યા પાસા ને પુષ્કર જીત્યો, સર્વસ્વ હાર્યો રાયજી. ૭

હાર્યો નળ ને પુષ્કર જીત્યો, જઈ બેઠો સિંહાસનજી;
આણ પોતાની[11] વરતાવી પુરમાં, કહ્યું[12] નળને, 'જાઓ[13] વનજી. ૮

વનફૂળ પહેરો, [14]વન વસો, ને કરો વનફળ આહારજી;
[15]એક વસ્ત્ર રાખો શરીરે, સર્વ ઉતારો શણગારજી.' ૯

સર્વ તજી[16] એક વસ્ત્ર જ પહેર્યું, ઊઠ્યો તવ નળરાયજી;[17]
દમયંતીને કહાવિયું, 'તું જાજે પીહર :માંહ્યજી.'[18] ૧૦

રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં કાથજી;
શીર નામી સ્વામીને કહે છે, '[19]મુને તેડો સાથજી. ૧૧

સુખદુઃખની કીજે વાતડી, એકલાં નહીં સુહાયજી;[20]
હું સેવાને આવું [21]સહી રે, થાકો તો ચાંપું પાયજી.' ૧૨

કંથ કહે, 'હો કામિની, તું આવ્યે મને જંજાળજી;
તે દુઃખ સઘળું વેઠીએ, પણ ટળવળી મરશે [22]બાળજી.' ૧૩

રોતી કહે છે કામિની, 'જેમ છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારુણી રે, કેમે[23] ન થાઉં અલગીજી. ૧૪

વલણ

જો અળગી કરશો, કંથજી,[24] તો પ્રાણ તજું તત્કાળ રે;
નળ કહે, 'આવો વન વિષે, તો પીહર વોળાવો બાળ રે. ૧૫

## કડવું ૩૧

[રાગ–મેવાડો]

'મોસાળ પધારો રે,[1] મોસાળ પધારો રે,
બાહુઆં, મોસાળ પધારો રે, લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો રે, સહેજો મામીની ગાળ.' મોસાળ૦ ૧

[2]હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે રે,
હૃદયા ચાંપે પેટ, એ[3] છેલુંવહેલું લાડ;
'હવે [4]મળવું દોહ્યલું રે, મળીએ તો પ્રભુનો પાડ. મોસાળ૦ ૨

થયાં માત વહોણાં રે, થયાં માત વહોણાં રે;
માત વહોણાં [5]દયામણાં રે, નહીં કો રૂડો સાથ;
[6]રૂએ રાણી હૈયે ફાટતે, 'કોણ માથે ફેરવશે હાથ?' મોસાળ૦ ૩

[7]મંદિરના ગુરુજી હો, મંદિરના ગુરુજી,
મંદિરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે છે [8]તન;
જઈ કહેજો માહારી માતને રે, જીવની પેર કરજો [9]જતન.
મોસાળ૦ ૪

પુત્રી-જમાઈ રે, તમ તણાં પુત્રી-જમાઈ,
પુત્રી-જમાઈ તમ તણાં રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો માહારા તાતને રે, અમ જોગીનો લેજો તપાસ.
મોસાળ૦ ૫

ચુંબન કરતી રે, માવડી ચુંબન કરતી,
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય;
હૈયેથી નવ ઊતર્યાં રે[10], દમયંતી રાણી રોય મોસાળ૦ ૬

વલણ

રૂએ રાણી અતિઘણું રે, વછ[11] સોંપ્યાં ગુરુ-કર માંહે રે;
વોળાવ્યાં બે બાળકાં રે, ઋષિ સાથે [12]નગરાયે રે.

## કડવું ૩૨

(રાગ-વેરાડી)

બાળક વેળાવ્યાં વિપ્ર સંગાથે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુર મધ્યે, મળ્યાં મનુષ્યનાં[1] વૃંદ. ૧
પડો વાગ્યો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજલિ [2]જલની ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે. ૨
[3]બારણાં દે નળને દેખીને, જે પોતાનાં લોક;
તરસી દમયંતી પાણી ન પામી, કંઠે પડિયો શોષ, ૩
એક રાત રહ્યાં નગરમાં[4], ચાલ્યાં વહાણું વાતે;[5]
પુણ્ય[6]લોકની પૂંઠ જ લીધી, કલિ થયો સંઘાતે. ૪
જ્યાં વાવ, સરોવર, [6]કૂવા, પાકાં ફળની વાડી,
કલિજુગ આગળથી જઈને[7], સર્વ[8] મેહેલે ઉજાડી. ૫
ફળ જળ ને પત્ર ન પામે, રાણી[9] કરે આંસુપાત;
વનમાં ફરતાં રુદન[10] કરતાં, વહી ગયા દિન સાત. ૬
[11]એકેકું પટકુળ પહેર્યું, પ્રેમદા કોમળ દાઝે;
પાય પંકજપત્ર જેવા, તીવ્ર કાંટા ભાજે. ૭
એક માનસરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
[12]કલિજુગે તે ફોક ન થયું, [13]પીધું રાય ને રાણી. ૮
વારેવાર પાણી પીએ, ને બેસે ને વળી હીંડે;
નરનાર તે વારે[14]તૃપ્ત થયાં, પણ ક્ષુધા પાપણી પીડે. ૯
સ્વામી કહે, 'સંતોખાઈ[15] શ્યામા, બેસ થઈ ને સ્વસ્થ;
જઈ સરોવરમાં શોધી લાવું, જો જડે [16]એક બે મચ્છ.' ૧૦
થોડા જળમાં પેઠો નળરાય, [17]ધીવરનું આચરણ[18];
સાધુ રાયને શ્રમ કરતાં, મીન મળિયાં[19] ત્રણ. ૧૧

આણીને અબળાને આપ્યા, વામા કહે, 'થયુ વારૂ,'
નળ કહે, 'આપણ બે[૨૦] પ્રાણીને, શું હોય[૨૧] એટલા સારૂ ?' ૧૨

ભારજાના ભુજ માહે સોપ્યા[૨૨], ભૂપ ગયો બીજી વરા,[૨૩]
કલિજુગ સર્પ થઈ બિહાવે, મચ્છ નામે અરાપગ[૨૪] ૧૩

નળે શ્રમ કીધો ઘટિકા બે, મચ્છ ન ચડ્યા હાથ,
પેલા ત્રણ મચ્છ વહેચીને લીજે,[૨૫] વિચાર્યું મન[૨૬] સાથ. ૧૪

નળ આવ્યો નિરાશ થઈને, ત્રણ[૨૭] મચ્છ માહા ચિત્ત,
[૨૮]એટલા અ તરમા દમય તીને, થઈ આવ્યુ[૨૯] વિપરીત[૩૦] ૧૫

અમૃતસ્ત્રાવિયા[૩૧] કર કુમ્ણાના[૩૨], સજીવ [૩૩]થયા મચ્છ પળમા,
હાલ્યા મહિલાએ[૩૪] મૂકી છાડ્યા[૩૫] ઊડી પડ્યા જઈ જળમા [૩૬]૧૬

ઘેલી સઞ્ખી મીનને કાજે, પાણીમા વેવલા વીણે,
'હવે સ્વામીને શો ઉત્તર[૩૭] વાળુ ?' રુદન કરે સ્વર ઝીણે ૧૭

[૩૮]વીલુ મુખ રુએ વૈદર્ભી, નાથ આવતો નગ્ખે,
ચિહુ પાસ ભાળે, આસુ ઢાળે, સ્વાતિબિંદુ શુ વરસે ૧૮.

રોતી [૩૯]પત્ની પતિએ દીઠી, ધોળુ મુખ [૪૦]થયુ દીન,
'કહે રે પાપણી, [૪૧]ગટે હુ પાખે, ભક્ષ કીધા મીન ? ૧૯

હુ ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણીમાહે,
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ, પાપણી ક્યાહે ?' ૨૦

ફટફટ ફટતે બોલ્યા[૪૨] રાણી, પડે[૪૩] આસુ મોતીદાણા,
'ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યા,[૪૪] મે નવ રેહેવાયુ, રાણા' ૨૧.

નળ કહે, 'હુ સે શિખામણ દીધી, [૪૫]જ્યારે વિદાય થયો આકાશ,
એક દ્યૂત ન રમવુ, બીજે ન કરવો નારીનો વિશ્વાસ ૨૨

બે વાના વાર્યા તે[૪૬] કીધા, હાથે દુ ખ લીધુ માગી,
હું ભૂખ્યો ને તે મચ્છ ખાધા ! શુ આગ પેટમા લાગી ?' ૨૩

દમયંતી હા હા[૪૭] કરે, જાણે ‘સમ ખાઉં શાને;
સજીવ થયાં ને ઊડી[૪૮] ગયાં, [૪૯]કહું તો રાય તે નવ માને’ ૨૪

વલણ

ન માને રાજા એ આશ્ચર્ય મોટું, ઊડી ચાલ્યો નળરાય રે;
અણુતેડી દમયંતી રાણી, પીઉની [૫૦]પૂંઠે જાય રે. ૨૬

## કડવું ૩૩

(રાગ-વેરાડી)

આગળ નળ પૂંઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ [૧]તિરસ્કાર હીંડતાં કરે, [૨]હૈડું ફાટે, અબળા આંખ ભરે. ૧

‘ખાધાં મચ્છ હશે[૩] ગત[૪] ઘણી, [૫]તો હીંડતાં શું હારે, પાપણી ?
[૬]પી રે પાણી તું ફરી ફરી, કાં જે મચ્છ ખાધાં પેટ ભરી.’ ૨

બે મારગ આવ્યા આગળે, વિદાય નારી કીધી નળે[૭];
‘તું નહીં નારી, હું નહીં કંથ, આ તાહારા પીહરનો પંથ. ૩

માહારો[૮] ‘સંગ તુને નહીં ગમે, મહિયરમાં[૯] પેટ ભરીને જમે.’
[૧૦]નાથજી, તમો મુજને કરો ક્ષમા, મુને નથી પીહરની તમા. ૪

[૧૧]ફોકટ હું પર કરો છો રીસ, અજુગત આળ ચઢાવો શીશ;
દેવતાનું મુજને વરદાન, કાં એ નથી જાણતા, રાજાન ?’ ૫

હુતી વાત કામિનીએ કહી, [૧૨]કળિયોગે નળે માની નહીં.
આગળપાછળ બન્યો જાય, કળિએ કીધી બગની[૧૩] કાય. ૬

થોડી પાંખ ને માંસ જ ઘણું, લલચાયું મન નળરા[૧૪] તણું;
‘પંખીમાં દીસે ઘણો[૧૫] ભાર, નરનારીનો પુરણ આહાર. ૭

કોણ પ્રકારે બગને હણું, [૧૬]ઉપર વસ્ત્ર નાખું આપણું.’
ઉફરાંટી કીધી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન જ કરી. ૮

લાજ્યાં પંખી ને લાજ્યું વન, લાજ્યા સૂર્ય[17]મીંચ્યાં લોચન;
સ્વાદઇંદ્રિયે પીડચો મહારાજ, થયો નગ્ન મૂકીને[18] લાજ. ૯

પીતાંબર આલ્યું[19] ભૂપાલ, [20]જેમ ધીમર આલે જાળ;
[21]બ્રગ નિકટ ગયો તે રાય, તેમ તેમ કળિ [22]આઘેરો જાય. ૧૦

[23]ધાઈ વસ્ત્રનો નાખ્યો પાશ, કળિજુગ લેઈ ઊડચો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લેઈ, નળ બેઠો કપાળે[24]કર દેઈ. ૧૧

'અરે દૈવ, તેં એ શું કર્યું', વસ્ત્ર જતાં કાંઈ નવ ઊગર્યું!
ગયું રાજ, છત્ર, મહિમા ઘણો[25], ન રહ્યો અંગ સૂત્રનો તાંતણો. ૧૨

વિહંગમ વસ્ત્ર ગયો રે હરી, દમયંતી મા જોશો ફરી.'
પાછે ડગલે ગઈ સ્રીજંન, [26]આપ્યું અર્ધવસ્ત્ર, .'સ્વામી ઢાંકો તન.' ૧૩

અકેકો છેડો પહેર્યો ઊભે, જાણે તીરથ નાહ્યાં[27] એવાં શોભે;
અન્ન વિના અડવડિયાં[28] ખાય, સતને આધારે ચાલ્યાં જાય. ૧૪

મહાવનની આવી ઝખઝાળ, તે સ્થાનક થયો સંધ્યાકાળ;
બેઠાં જઈ બેહુ દ્રુમ તળે, ચૂંટી પત્ર પાથરિયાં નળે. ૧૫

દુઃખની વાત કીધી નવનવી, [29]તવ દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગોઅંગ[30] રહી છે વસી, મુખ જાણે પૂનમનો શશી. ૧૬

નળે દીઠી સૂતી સુંદરી, નિઃશ્વાસ મૂક્યો બે નયણાં ભરી;
'કોણ દિવસ આવ્યો, શ્રીહરિ! એ દુઃખે પ્રાણ જાય[31] નીસરી. ૧૭

વૈદર્ભી વસુધાવશ[32] પડી, [33]દુઃખ નહોતું દીઠું અધઘડી;
ઘણે દોહલે વરી મેં એહ,' જુએ રાજા જોઈને[34] દેહ. ૧૮

નખથી નરખનાં જોયું સુખ, ત્યાહારે લાગ્યું મનમાં [35]દુઃખ;
'શી સગાઈ પરતનયા તણી, દુષ્ટ દમયંતી એ પાપણી. ૧૯

શી પ્રીત[36]છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાધાં એણીએ;
[37]મલિન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર; ૨૦

ન ઘટે રહેવું એ સાથે મળી'—રાયને [૩૮]ઉપજાવે એમ કળિ
[૩૯]'તો શમે હૃદયની દાઝ, [૪૦]મૂકું વનમાં એકલી આજ.' ૨૧

બુદ્ધિભ્રષ્ટ મન રાજા તણું, કળિનો પ્રેર્યો ક્રોધે[૪૧] ઘણું;
મન માંહાં આશંકા ગણે, એક વસ્ત્ર પહેર્યું એ જણે. ૨૨

મધ્યેથી ચીર ફાડું બળ કરી, થાય શબ્દ, જાગે સુંદરી;
હોય છુરી[૪૨]તો છેદું પટકુળ,' કળિ થયો કાતું અનરથનું મૂળ. ૨૩

નળે લીધું છુરિકાશસ્ત્ર,[૪૩]તે વડે વહેર્યું[૪૪] વચ્ચેથી વસ્ત્ર;
કટકા બે એ પટકુળના કરી, ચાલ્યો નળ મૂકી સુંદરી. ૨૪

ગયો ડગલાં સાત જ ભરી, પ્રીત શ્યામાની સાંભરી;
નળ વિમાસણ મનમાં કરે, 'એકલડી એ ફાટી મરે. ૨૫

તર્યો હું[૪૫] દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી;
ત્રૈલોક્યમોહન[૪૬] એ માનુની, કેમ[૪૭]વેદના સહેશે રાનની? ૨૬

ઘટે મૂકી જાવું મને:' નળ આવ્યો દમયંતી કને.
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો. ૨૭

કળિ તાણે વાટ વન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
[૪૮]વિચારે વિચારનિધિમાં પડયો, [૪૯]આવન જાવત
હિંડોળે ચડયો. ૨૮

સાત વાર આવ્યો ફરી ફરી, [૫૦]તજી ન જાય સાધુ સુંદરી;
નબળ બળ કળિનું થયું, પ્રેમબંધન ત્રૂટીને ગયું. ૨૯

સર્પ કંચુકીને તજે જેમ, [૫૧]મેં દમયંતી તજવી[૫૨] તેમ;
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી[૫૩] નવ કરે. ૩૦

જેવું [૫૪]વમનનું રે અન્ન, તેહવી[૫૫] મારે એ સ્ત્રીજન.
કો સમે મુજને મારે નેટ, હું પે વહાલું એહને પેટ.' ૩૧

એવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડયો[૫૬] સાસોટ;
ત્યાંહાં લગી ધાયો ભૂપાલ, [૫૭]રહ્યો જાંહાં થયો પ્રાત:કાલ. ૩૨

વલણ

કાળ અરુણ-ઉદે તણો,[૫૮] તાંહાં લગે ધાયો ધીશ[૫૯] રે;
[૬૦]જાગ્યો રુદે થયું દુઃખ ઉદે, જ્યારે દીઠો દીશ[૬૧] રે ૩૩

## કડવું ૩૪

(રાગ-રામગ્રી, રોક-લહેરકાની)

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ[૧] વિલાપ,
વ્યાકુળ અંગ[૨] પોતા તણું, અવનિ પછાડે[૩] આપ. ૧
વૈદર્ભી વામા,[૪] રંક રામા, એકલડી વન મધ્ય;
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની [૫]વળી અવધ્ય ૨
નહીં મળે ફરી કોકિલાસ્વરી, શે[૬] ઊપન્યો વિખવાદ?
'મનગમયંતી,[૭] બોલ દમયંતી,' નળે માંડ્યો સાદ. ૩

'વિશ્વમોહિની, સૃષ્ટિદોહિની,[૮] સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ, દર્શનદુર્લભ, બોલ પ્રિયુના પ્રાણ.' ૪
વન ફરતો, રુદન કરતો, જોતો[૯] આવ્યાની વાટ;
કળિએ ચરણ ધરણનાં ભૂંસ્યાં, [૧૦]કીધું વન નિરવાટ. ૫
વડકાલે ભૂપાલ વળગ્યો, તે રુએ હૃદયાફાટ;
'મોહધારણ,[૧૧] કમ કારણ,' કહે ભુજ દઈ લેલાટ ૬
રાય વિલપે, ઘણું કલપે, સંભારી સુખસ્નેહ;
'કણુધ આવી, વાત[૧૨] ભાવી, [૧૩]અન્યા અલ્પ દીધો છેહ. ૭

અજગર, નાગ, વરુ, વાઘ, છે દારૂણ વનની હદ;
કરાડ કોતર, સિંહના સ્વર, શ્યામા ફાટી મરશે સદ્ય. ૮
દોહલે પામી[૧૪] ગજગામી, દેવ ગયા નિર્મુખ;
[૧૫]સ્વયંવર-સાથ સાંભળી વાત, સર્વ પામશે સુખ.'[૧૬] ૯

કોણ નેત્ર લુહે, રાય રુએ, એક શબ્દ સાંભળ્યો ગાઢ;
[17]જો પ્રેમજલ, મુકાવ નળ, બળતાને બાહર કાઢ.'[18] ૧૦

સાભળી વાણી, [19]જાણી રાણી, [20]બેઠો છે રોઈ ને સ્વર;
હરખે ભરાયો, શબ્દે[21] ધાયો, વીરસેન-કુંવર. ૧૧

[22]પાડે બરાડા, બળે દવાડા; તરફડે મેટો વ્યાલ,
'દયાસિંધુ,-દીનબંધુ', કહે,[23] 'કાઢ નળ ભૂપાલ.'[24] ૧૨

વહ્નિવરદાન, [25]ગયો રાજાન, નાગે કીધો નમસ્કાર,
'આપ પ્રાણદાન, હો [26]કરુણાવાન, હું કરીશ કાંઈ[27] ઉપગાર.' ૧૩

વિષથી ન બીધો, નાગ[28] લીધો, જોજન દેહ પ્રમાણ;
ખંધે ચડાવી, મૂક્યો બાહર આવી, શાતા[29]પામ્યો પ્રાણ. ૧૪

'[30]પુણ્યશ્લોક સાચા, વિપ્રવાચા, મળ્યો વૈદર્ભી-કાંત;'
પૂછે નળ, 'દાધો સબળ, મુને કેહે માંડી વૃત્તાંત.' ૧૫

વલણ

'વૃત્તાંત કેહે, ભાઈ, કોણ છે? પામ્યો બહુ પરિતાપ રે';
[31]સર્પ કહે, 'રાય સાંભળો, મુને હવો [32]ઋષિનો શાપ[33] રે'. ૧૬

## કડવું ૩૫

(રાગ-દેશાખની ચાલ, દૂકડી)

બોલ્યો નાગ કરીને પ્રણામ, 'રાય, મારું કર્કોટક નામ;
હું પ્રાચીન[1] કર્મે પામ્યો સંતાપ,' સપ્ત-ઋષિએ મુને
દીધો શાપ. ૧

વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી[2] મુજ તણી;
ફુત્કારી ફણા નાખી વિષજ્વાલ, દાધા સપ્તઋષિ, ચડ્યો કાળ. ૨

'પતિત તેં, નાખી વિષલહેર, [3]બળ દવમાં અવની ઉપેર;
બહુ કાળ [4]વમે વહ્નિ માંહ્ય[5], ભોગવજે દુઃખ, જીવ નહીં જાય.' ૩

મેં જાણ્યું શાપ[૬] ટળે નહીં ખરો,'મુનિ[૭],શાપનો અનુગ્રહ કરે ;
વહ્નિવેદના દોહેલી ઘણું' : કહ્યુ, 'દરશન થાશે નળરાય તણું. ૪

પુણ્યશ્લોક બાહાર કાઢશે, [૮]તે તુને શાંતિ[૯] પમાડશે.'
[૧૦]તે દનનો વન દાઝું અહીં,સાત[૧૧]સહસ્ર વર્ષ ગયાં છે વહી ૫

તે તમો આજે દુ:ખ ટાળિયું, સત્ય પુણ્યશ્લોકે પાળિયું
[૧૨]મારી દેહને અતિ સુખ થયું,ઋષિવચનનું ફળ પામિયું.' ૬

એવું કહીને સર્પ જ ધસ્યો, [૧૩]કર્કોટક નળ–કોટે ડસ્યો;
[૧૪]લાગી વિષજ્વાલા, દાધ્યો ભૂપ,કાળી કાયા થયું કૂબડું રૂપ. ૭

કાજળપે શ્યામતા[૧૫] વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ;
છતે દતે ડાચાં ગયાં મળી, નીસર્યું[૧૬] ખૂંધ, કટી એવડ વળી ૮

નળ કહે, 'ધન્ય કદ્રુકુમાર[૧૭], ઘણો રૂડો કીધો ઉપગાર !
[૧૮]તુંને મેં આપ્યું પ્રાણદાન, તેં કીધો હું શાહી સમાન'. ૯

નાગ કહે,'રખે દુ:ખ ધરો,[૧૯] જોતાં એ ઉપકાર જ[૨૦] ખરો;
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કોઈ નહીં ઓળખે એણે[૨૧] વર્ણ. ૧૦

આ ત્રણ વસ્ત્ર આપું છું ભૂપ, પરિધાને થાશે [૨૨]મૂળગુ રૂપ
તે જોયાં પહેરી[૨૩], પરીક્ષા કરી, તત્ક્ષણ કાંતિ ભૂપની ફરી ૧૧

હરખ્યો નળ,થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું[૨૪] નામ;
[૨૫]ભૂપાલ વ્યાલ થયા વિદાય, ગયો અયોધ્યા નૈષધરાય ૧૨

દેખી માણસ ખસે અરાંપરાં, [૨૬]ધાય બાહુક પૂઠે છોકરાં;
જે જે મારગ મહિપતિ પળે,તાંહાં તાંહાં માણસ[૨૭]જોવા મળે. ૧૩

[૨૮]હમે લોક, 'રૂપે લીહ વાળી !' [૨૯]કેડે કામુરડાં પાડે તાળી;
રાજ્યસભા માંહાં રાજા ગયો, પ્રતિહાર-સાથ ખસીને રહ્યો. ૧૪

હસી સભા, હસ્યો [૩૦]ઋતુપર્ણ, 'વિધિએ[૩૧] આ કાંહાંથી
નિરમ્યું[૩૨] વર્ણ !
હાર્યું કાજળ ને જાંબુફળ, આ તો રૂપે જાણે બીજો નળ ! ૧૫

કહો, કોણ છો સ્વરૂપના ધામ? [૩૩]કેમ આવવું પડ્યું, શું કામ?'
નળ કહે, 'મારું બાહુક નામ, આવ્યો ઉદર ભરેવા કામ. ૧૬
હું અશ્વમંત્ર જાણું, રાજન, એક દિવસે ખેડું શત જોજન'
કહે ઋતુપર્ણ, 'મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ! ૧૭
નળ ઇંદ્ર વિના કો જાણે નહીં, [૩૪]મંત્ર-પ્રાપ્તિ તુજને કાંહાં થઈ?'
'ઘેર મંત્રપાઠ કરતા નળરાય, હું નળસેવક શીખ્યો વિદ્યાય. ૧૮
નૈષધનાથ તો[૩૫] વનમાં ગયો, તે દુ:ખે બળી હું આવો થયો;
આવ્યો છું રેહેવા તમ કને, અન્નવસ્ત્ર [૩૬]આપજો મને. ૧૯
નહીં કરું [૩૭]બીજું નીચું કામ. નહીં ધરાવું સેવક નામ;
રાયજી, હું નહીં તમને નમું, [૩૮]સ્વયંપાક કરીને જમું.' ૨૦
રાજા કહે, 'રહો જેમ તેમ, વિદ્યાવાન[૩૯] જાવા દઉં કેમ?'
[૪૦]હયદાસપતિનો અધિકાર, સેવકમાત્ર કરે નમસ્કાર ૨૧
જદ્યપિ માન તે પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું;
[૪૧]અશ્વપતિ મહારાજા થયો, હયશાળામાં [૪૨]વાસો રહ્યો. ૨૨
[૪૩]વિયોગની વેદના મન ઘણી, નિત્ય સુએ શ્લોક
એક જ ભણી :

आतपे धृतिमता सह वध्वा, यामिनीविरहिणा विहगेन।
सेहिरे न किरणा हिमरश्मेर्दुःखिते मनसि सर्वमसह्यम्॥ *

એવું કહીને કરે શયન, વિસ્મે થયા[૪૪] પડોશીજન;
'બાલબિહામણુ આવી વસ્યો, કદ્રજને[૪૫] વિયોગ તે કશો? ૨૪

---

* किरातार्जुनीयम्, सर्ग ९, श्लोक ३१

એનો નીચે મુજબ અનુવાદ દલપતરામે સરકારી કાવ્યદોહનવાળા 'નળાખ્યાન'માં આ શ્લોક નીચે મૂક્યો છે:—

'જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સાંઝ રજ રમતાં રવિતાપ સાખે;
રાતે વિજોગ થકી ચંદ્રપ્રકાશ ખૂચે; જો દુઃખ હોય દિલમાં કશુંયે ન રૂચે.'

તે સ્ત્રીએ સુકૃત શું કર્યું, જેણીએ આ સ્વરૂપને વર્યું ?
વારું થયું જે વિપત પડી, આ ભૂતથી છૂટી બાપડી !' ૨૫

વલણ

'બાપડી છૂટી', લોક કહી[૪૬]: રહ્યા નળરાયને રીઝવી રે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, દમયંતીની શી વલે[૪૭] હવી[૪૮] રે. ૨૬

## કડવું ૩૬

(દોહરા)

સ્વપ્ન આવ્યું નારને, મૂકી જાય છે નાથ;
જાગી ઊઠી [૨]અચાનક, ગ્રહેવા પ્રભુનો હાથ. ૧

[૩]થઈ ગાભરી ફરી ફરી, [૪]જુએ ચારે પાસ;
અબળાનાં હૃદય કારમાં[૫], હું બીહું તમારે હાસ[૬]. ૨

જોયું [૭]વનકું ફરી ફરી, સમ દઈ કીધો સાદ;
[૮]ન બોલ્યો નાથ,નિરાશ થઈ, પછી રોઈ અતિશે નાદ. ૩

(રાગ-મારુની દેશી)

'અમો અબળા માણુસ બીજે, ન કીજે હાસ રે, હો નળરાય;
કેમ ધીરજ ધરું હું નારી, તમારી દાસ રે. હો નળ૦ ૪

રાત અંધારી તો માહારી વલે કોણ થાશે રે, હો નળ૦
તમ ચરણ કેરી આણ, પ્રાણ મારા જાશે રે, હો નળ૦ ૫

[૯]આંહાં તો વાજે સાવજ-પાગ, વાઘ બોલે વરુ રે, હો ન૦
[૧૦]બોલો બોલો,રેંહવાયે છે કેમ ?સમ[૧૧]હું તો મરું રે, હો નળ૦ ૬

હાં હાં જી જાઓ છો હાઠ, રાઢ થાશે ફાંસું રે, હો નળ૦
ગુપ્ત[૧૨] રહ્યા, નવ આવે દયા, દેખી આંખડીએ[૧૩]
આંસુ રે, હો નળ૦ ૭

તમારાં પગલાં ન દેખું[૧૪], કંથ, પંથ કેમ લહું રે, હો નળ૦
નિશા અંધારી, ભયાનક સ્થાનક, કેમ રહું રે, હો નળ૦ ૮

નૈષધરાયની રાણી તાણી[૧૬] તાણી રુએ રે, હો નળ૦
[૧૭]પ્રભુજી અંગઅવેવ માહારા તારા જુએ રે,' હો નળ૦ ૯
[૧૮]ઘેલી સરખી ચાલે, વહાલે તરછોડી રે, હો નળ૦
માંડ્યું વનડું[૧૯] જોવું, રોવું મૂક્યું છોડી રે, હો નળ૦ ૧૦
[૨૦]વલવલતી વૈદર્ભી વાટે, ઉચાટે ભરી[૨૧] રે, હો નળ૦
[૨૨]કારણ સ્વામી શું, હું પરહરી રે, હો નળ૦ ૧૧
વહાલાજી, ન દીજે છેહ, નેહ વિચારો રે, હો નળ૦
[૨૩]કર્મે વાળ્યો આડો આંક, વાંક શો માહારો રે, હો નળ૦' ૧૨

વલણ

[૨૪]"શો માહારો અપરાધ, સ્વામી, દારુણ વન મૂકી ગયા રે ?
અલ્પ પ્રાંતે હું તજી, અંતર ન ઉપજી દયા રે ?" ૧૩

## કડવું ૩૭

(રાગ-રામગ્રી, દેશી[૧])

વૈદર્ભી[૨] વન[૩] વલવલે, અંધારી રે રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી રે જાત. વૈદર્ભી૦ ૧
રસનાએ નામે નલ તણું, [૩]જપતી રે જાય;
શુધ નથી શરીરની, [૪]ભાજે કંટક પાય. વૈદર્ભી૦ ૨
[૫]રોઈ રોઈ રાતી આંખડી, [૬]ખરે [૭]આંસુ-નીર;
[૮]નયણે ધારા ખળખળે ઝરે, વહે[૯] છે રુધિર. વૈદર્ભી૦ ૩
[૧૦]હીંડતી તે આખડે, લાગે પગમાં ઠેસ;
ચાલતી[૧૧] ઊભી રહે, [૧૨]ભરાય કાંટે કેશ. વૈદર્ભી૦ ૪
અંગે ઉઝરડા ઘણા, ઝરે[૧૩] શોણિતધાર;
'હો નળ', 'હો નળ,' બોલતી, બીજો નહીં[૧૪] વિચાર. વૈદર્ભી૦ ૫
ઊંડાં કોતરમાં ઊતરે, ચડે ગિરિ કરાડ;
અશુધે ઉધડકે[૧૫] નાડી, પાડે વાઘ બરાડ. વૈદર્ભી૦ ૬

વાંકી વાટ, [16]ટીંબા ટેકરા, ભયાનક[17] ખોહ;
રાફમા સાપ ફૂફવે, ઘણું ઘૂઘવે ઘોહ. વૈદર્ભી૦ ૭
શબ્દ પશુપંખી તણા, ન પડે કાંઈ પ્રીછ;
[18]વરુ ઘણાં અરણ્ય બિહાવે, ઘણાં ધાયે રીંછ. વૈદર્ભી૦ ૮
શૂકર, રોઝ છિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુનાદ[19] હોયે ઘણા, બહુ બોલે શિયાળ. વૈદર્ભી૦ ૯
[20]આંબા આમલી એહેરામણી, એખરા અપાર;
શીમલ સમડી સેકટા,[21] ન સૂઝે પંથવિચાર. વૈદર્ભી૦ ૧૦
ખેર, ખાખર ને કાચકી, અને કંટાળા થોર;[22]
બાવળિયા બહુ [23]બાવળી, [24]બિહામણી બોર. વૈદર્ભી૦ ૧૧
આખડી પડે સુંદરી, ચરણે વેલા વીંટાય;
છૂટા કેશ કામિની તણા, ઝાંખરે ઝીંટાય. વૈદર્ભી૦ ૧૨
વૃક્ષ અથડાયે અંગશું, મૂકે કાંટામાં પાય;
શુધ નથી [25]વાગ્યા તણી, ભજતી[26] નળરાય. વૈદર્ભી૦ ૧૩
દિવસ-નિશા પ્રીછે નહીં, એહેવું જાડું[27] અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, [29]તાંહાં દહાડા ત્રણ. વૈદર્ભી૦ ૧૪
[30]અન્ન-ઉદક નાહવું નહીં, નહીં બેસવું શયન;[31]
ત્રણ[32] દિવસ એમ વહી ગયા, રોતાં ભમતાં[33] વંન. વૈદર્ભી૦ ૧૫

વલણ

[34]વન ભયાનક ભામિની ભમી, ત્રણ[35] દિવસ ગયા વહી રે;
વાટ ઘાટ ને ઠામ ગામ, [36]કાંઈ પ્રેમદા પામી નહીં રે. ૧૬

## કડવું ૩૮

(રાગ-રામગ્રીની દેશી, લહેકતી)

ભૂલી ભમે છે ભામિની રે[1], નૈષધનાથની નાર રે;
'હો નળ, હો નળ,' બોલતી રે, ભીમક-રાજકુમાર રે. ભૂલી૦ ૧

ધોવાયુ[૩] કાજળ આસુએ. કરી વેદનાએ [૪]વ્યાકુળ રે,
અરધ ઉઘાડી દેહડી, નાથે [૫]ફાડ્યુ છે પટકુળ રે ભૂલી૦ ૨

એહવે દીઠો એક ચીતરો, ધાઈ દમયતી ઊલટ રે,
પૂછે[૬] ભાળ, નળભૂપાળની તારા જેવી છે કટ રે ભૂલી૦ ૩

શાર્દૂલ દીઠો વનમા, વૈદભી પૂછે વાહાટ્યે[૭] રે,
'નૈષધનરેશ[૮] વાટે મળ્યા ? છે તાહારા સરખી ચાલ રે'[૭] ભૂલી૦ ૪

સાવજ થાયે ગાભગ, ભય પામી નાસી જાય રે
[૯]રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કપાય રે ભૂલી૦ ૫

પૂછે ઊંચા દ્રુમને,[૧૦] 'તાહારી શાખા ગગન નિહાળે રે,
તરુપાત,[૧૧] જો માહારી વતી,[૧૨] કહી દીએ[૧૩]નળભૂપાળરે ભૂલી૦૬

પર-ઉપકારી તમો છે સદા, વળી શીતળ તાહારી છાય રે,
નૈષધનાથ કહુ દીઠડા, હુ જાઉ છુ વન માહ્ય રે ભૂલી૦ ૭

ઉત્તર દ્રુમ આપે નહી, તેમ તેમ ગણી રોય રે,
પુણ્યશ્લોકે હું[૧૪] પરહરી, ત્યારે શત્રુ થયા સૌ કોય રે ભૂલી૦ ૮

અજગર પડ્યો છે વાટમા, વિકાસી [૧૫]મુખભાગ રે
[૧૬]દમયતીએ પ્રીછ્યુ નહી, તેના મુખમા મૂક્યો પાગ રે ભૂલી૦ ૯

ચરણ ગળ્યો જાનુ[૧૭] લગે, વિષ ચરી[૧૮]ગયુ શરીર રે,
પડી ભોમ, સાદ [૧૯]નલને કરે, મુખે પાડે રીર[૨૦] રે ભૂલી૦ ૧૦

અજગર આનદ પામિયો, [૨૧]ભલુ જડિયુ ભક્ષ રે,
[૨૨]વૈદર્ભી ઘણુ વલવલે ઊચા ચડિયા ચક્ષ રે ભૂલી૦ ૧૦

[૨૩]કઠે બધાઈ કાચકી, મુખે પડિયો શોષ રે,
[૨૪]મરણ સમે મૂક્યો[૨૫] નહી, રસના[૨૬]-રૂદે પુણ્યશ્લોક રે ,, ૧૧

રોતી રાણી સાભળી, એક પારધી આવ્યો ધાઈ રે,
પગ પડ્યો[૨૭] અજગરમુખમા, દીઠી શ્યામા સાહી રે ભૂલી૦ ૧૨

પારધીએ અજગર ચીરિયો, કુહાડાના ઘાયે રે;
જુગતે કરી મુકાવિયો, નળપત્નીનો[૨૮] પાય રે. ભૂલી૦ ૧૩
વૈદર્ભીને વિષ ચડ્યું નહીં, છે વાસવનું[૨૯] વરદાન રે;
[૩૦]કરતલવાસ સુધા તણો, દેહ રહી પરમ નિધાન રે. ભૂલી૦ ૧૪

વલણ

દેહ રહી પરમ નિધાન રે, હળાહળ ગયું ઊતરી રે;
કેહે ભટ પ્રેમાનંદ પછે શું દુ:ખ[૩૧] પામી સુંદરી રે. ૧૫

## કડવું ૩૬

(રાગ-મારુની દેશી ટૂંકડી, ચાલ શોકની)

વિષધર માર્યો વ્યાધે આવી; મહિલા મૃત્યુ થકી મુકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો દમયંતી તેડી સાથે. ૧
પારધી હીંડ્યો [૧]જુગને જીતી, વૈદર્ભી જાય બીહીતી બીહીતી;
ગયો એક તળાવડી તીર, પ્રક્ષાલન[૨] કીધું સર્પ-શરીર. ૨
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, વ્યાધે[૩] અજગર કીધો ભક્ષ;
મુખનું પાસું રહેવા દીધું, બાકી શરીર[૪] ભોજન કીધું. ૩
દમયંતી વિસ્મે હવી, આ તો વારતા દીઠી નવી!
[૫]જીવાંતક કહે, 'હો નારી, તમો દીઠી વિદ્યા [૬]અમારી. ૪
મનની ખટપટ છાંડો, પ્રેમકટાક્ષ મુજ પર માંડો;
હું તો પારધીપતિ છું વ્યાધી, પટરાણી કરું, ભલે લાધી. ૫
કોણ માત તાત ને સ્વામી, [૭]વન નીસર્યાં વૈરાગ્ય પામી?
[૮]એકલાં આવ્યાં આણી દિશે, કોણ નામ, બોલો રળી રીસે. ૬
કોણ વચન કહ્યું કંવરધું, [૯]કાં અંબર અંગે અરધું?
શું નળ નળ મુખે જપો? [૧૦]છો ડાહ્યાં, ઘેલાંમાં ખપો. ૭
જદ્યપિ દુ:ખ તમોને પડિયું, [૧૧]પણ ભાયેગ માહારું ઊઘડિયું.'
એમ કહી ગયો સ્પર્શ કરવા, અબળા[૧૨] લાગી ઓસરવા. ૮

ધસ્યો રાહુ ચદ્રને ઝાપે,[૧૩] દમયતી થરથર કાપે,
[૧૪]'મા ભર રે ઓરુ ડગ, તુજ પર તૂટી પડશે ખગ[૧૫] ૯

હુ તો ભીમકરાયની બાળી, ઘેલા, ન[૧૬] હુ ચળવા-વાળી
હુ તો દમયતી નળની નારી,' [૧૭]વ્યાધી કહે 'ભાગ્યદિશા મારી!' ૧૦

એવુ કહીને પાપી ધશીઓ, અબળાને ક્રોધ મન[૧૮] વશીઓ,
'મૂરખ, કહ્યુ[૧૯] માનની માહારુ, [૨૦]હો જમપુરના વટેમારુ ૧૧

ઉપગાર તાહારો[૨૧] હુ જાણુ, તે માટે દયા મન આણુ,
બલ મા[૨૧] કરતો હુ સાથે, મૂર્ખ, મગણુ [૨૨]આવ્યુ છે માથે' ૧૨

'કેમ જાવા દઉ ભોળી ભામા? હુ વિરહી તણી વિસામા,
હુમા શા રે અવગુણ દેખે, મુને શા માટે ઉવેખે? ૧૩

માહારે મદિર સ્ત્રી છે ત્રણ, તે રહેશે તમારે [૨૩]ચર્ણ,
[૨૪]તમ્યો જીવન જીવશુ[૨૫] જડિયા, કોણ સુકૃતે સાપડિયા ૧૪

થનાર હશે તે દઈશ થાવા, પણ નહી દેઉ તુહુને જાવા,
સુખે [૨૬]વ્યાધવાસમા વર્તો, હુ નળપે ન[૨૭] હોઉ નરતો ૧૫

[૨૮]લક્ષણવતી મુને લોભાવો, પૂરી વાસ સદન શોભાવો,
[૨૯]અન્નવસ્ત્ર વિના નહી દમાઓ, લો ગૃહસ્થાશ્રમનો લહાવો ૧૬

[૩૦]ભક્ષ દુખ ન ધરશો ચિત્ત, [૩૧]શત પશુ હું વધ કરુ નિત્યે,'
ઊચુ જોઈ કહે, 'ધન્ય વિધાતા, તુ મને દમયતીનો દાતા ૧૭

માહારી કર્મદિશા છે ચડતી, વૈદર્ભી[૩૨] પામ્યો ગડગડતી,[૩૩]
[૩૪]દેવે ન પામી ખપ કરતા, મુને વાર ન લાગી વરતા ૧૮

તરણાનો મેરુ, મેરુનુ તરણ,[૩૫] તાહારી લીલા, અશરણશરણ'
ભોગવી ન શકયો નૈષધસ્વામી, નળે એ ખોઈ ને મે પામી ૧૯

શુ નળ નગ ધખના[૩૬] લાગી? [૩૭]રાગ નિશાએ ગયો ત્યાગી,
[૩૮]શુ લોભી લો નળનુ નામ, જેણે દુખિયા કીધા આમ? ૨૦

ઓલો અધાર પ્રાણજીવન' ધાયો દેવાને આલિંગન
ક્રોધે સતીએ સંભાર્યું સત, રોઈ[39] મમર્યાં કમલાપત ૨૧

'વિઠ્ઠલજી[40] ચડજો વહારે, હું રહી છું તમારે[41] આધારે,
છો વિપત અમેના વિશ્રામ,[42] મધુસૂદન, રાખો મામ ૨૨

આપ્યું પદ ધ્રુવને અવિચલ, ગ્રાહથી મુકાવ્યો મદગજ,
રાખ્યો પ્રહ્‍લાદ વસિયા[43] સ્થંભ, [44]રખે કરો હું વેરે વિલંબ ૨૩

સત હોય સદા નિરંતર, અસત્યથી[45] હોઉં સ્વતંતર,
ન મૂક્યા હોય નળ[46]મનથી, કુદૃષ્ટે[47] જોયું હોયે અન્યથી ૨૪

આપતકાળે રહી હોઉં[48] મતે, [49]સુખ સમે રહી હોઉં શુભ મતે,
પંચમહાભૂત સાક્ષી આપું, ન[50]ચૂકી હોઉં નળનું ધ્યાન ૨૫

સત્યબળે દેઉં છું શાપ, ભસ્મ થાજો [51]વ્યાધીનું આપ'
વાચક નીસર્યું મહિલા મુખથી અગ્નિ લાગ્યો [52]પગના નખથી ૨૬

[53]ન ચયું સ્તવન બેહુ કર જોડી, નમતામાં થયો રાખોડી,
પ્રેમદા પામી પરિતાપ, 'ઉપગારીને દીધો [54]શાપ ૨૭

જદ્યપિ વ્રત નવ ભાગ્યું, પણ લૌકિક લાંછન લાગ્યું,
લોકને પારધીનો સંદેહ, માટે [55]પાડું મારી દેહ ૨૮

આત્મઘાતે[56] હું નથી બીહીવી, શું કરું સ્વામી પાખે જીવી ?[57]
કેશનો પાગરો ગૂથી ગંઠે[58], ભરાવ્યો ફાંસો કામિનીએ કંઠે[59] ૨૯

[60]'હા વિષ્ણુ, એટલું માગતી[61] મરું, નળની દાસી થઈ અવતરું '
મરણથી[62] ઉગારી લીધી, તાહા માયા કળિએ[63] કીધી ૩૦

તાપસ આશ્રમ દીઠી વાડી, ગઈ દમયંતી કાનો કાઢી,
નગ્ન દિગંબર છે[64] મહંત, ગઈ પાસે હરખ્યું ચિત ૩૧

ઓટ્યો કળિજુગ નાસા ચઢી, [65]'અપ્રીત મન્ઠ માટે થઈ,
શંકે ભીમકસુતા દમયંતી[66], તજી નાથે હીંડે ભમયંતી[67] ૩૨

અલ્પ અપરાધની ભ્રાન્તે[૬૮], કામિની તજી દીસે છે કાન્તે'[૬૯]
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર. ૩૩
ફરી ફરીને[૭૦] પાગે નમે, 'નળનું પ્રશ્ન કરોજી[૭૧] તમે.'
મુનિ કહે, 'નળ[૭૨] છે ક્ષેમ[૭૩], પણ ઉતાર્યો[૭૪] તુજથી પ્રેમ. ૩૪
નળ નારી શોધે[૭૫]છે અન્ય, [૭૬]તું કર જે ઉપજે મન.'
હરખ્યો પ્રેમદાનો પ્રાણ, 'માહારા પ્રભુને[૭૭] છે કલ્યાણ. ૩૫
લક્ષ નારી કરો રાજન, પણ માહારે તો [૭૮]નળનું ધ્યાન.'
હરી[૭૯] હામ તો જાણી નળ, નારીએ લીધાં જળ ને ફળ. ૩૬
પામી વિરામ[૮૦] કીધું શયન, નિદ્રાવશ થઈ સ્ત્રીજન.
[૮૧]સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુઃખ બમણું થાય. ૩૭

વલણ

નળ-સ્ત્રી નિદ્રાવશ થઈ, સ્વપ્નમાં પુણ્યશ્લોક રે;
ચાર ઘડીએ[૮૨] જાગી ચતુરા, તો [૮૩]આશ્રમ-વાડી ફોક રે! ૩૮

## કડવું ૪૦

(રાગ-મલ્હાર)[૧]

ભીમકસુતા જાગી કરીને, ચારે દિશાએ[૨] જોય રે;
[૩]નહીં તાપસ, વન બિહામણું, નળની રાણી રોય રે. ૧
'હું પાપણીને પગલે કરી, મુનિએ મૂક્યો ઠામ રે;
મેં કોણ અકૃત[૪] આચર્યાં, જે વિપત પડે છે આમ રે?' ૨
[૫]હીંડે સાદ કર'તી સ્વામીને, [૬]'ત્રિભોવન-નાયક નર રે,
ગગન રહ્યા હરખે ઘણું, [૭]મેં ઉવેખ્યા અમર રે. ૩
લક્ષણવંતે લોક હસાવ્યા, [૮]આ સ્વયંવરના શત્રુ સર્વ રે;
આજ રિપુને વહી જાય છે, [૯]કૌતક કેરું પર્વ રે. ૪
એહેવું જાણી મારા નાથજી, દાસીની લેજો[૧૦]સંભાળ રે;
[૧૧]હો વિહંગમ વેવિશાળિયા, મુને મૂકી નળ ભૂપાળ રે. ૫

બોલો આધાર પ્રાણજીવન' ધાયો દેવાને આલિંગન.
ક્રોધે સતીએ સંભાર્યું સત, રોઈ[39] સમર્યા કમલાપત. ૨૧
'વિઠ્ઠલજી[40] ચડજો વહારે, હું રહી છું તમારે[41] આધારે;
છો વિપત સમેના વિશ્રામ,[42] મધુસૂદન, રાખો મામ. ૨૨

આપ્યું પદ ધ્રુવને અવિચલ, ગ્રાહથી મુકાવ્યો મદગળ;
રાખ્યો પ્રહ્લાદ વસિયા[43] સ્થંભ, [44]રખે કરો હું વેરે વિલંબ. ૨૩

સત હોય સદા નિરંતર, અસત્યથી[45] હોઉં સ્વતંતર,
ન મૂક્યા હોય નળ [46]મનથી, કુદૃષ્ટે ન[47] જોયું હોયે અન્યથી ૨૪

આપતકાળે રહી હોઉં[48] સતે, [49]સુખ સમે રહી હોઉં શુભ મતે,
પંચમહાભૂત સાક્ષી ભાણ, ન[50] ચૂકી હોઉં નળનું ધ્યાન. ૨૫

સત્યબળે દેઉં છું શાપ, ભસ્મ થાજો [51]વ્યાધીનું આપ'
વાચક નીસર્યું મહિલા-મુખથી, અગ્નિ લાગ્યો [52]પગના નખથી. ૨૬

[53]ન થયું સ્તવન બેહુ કર જોડી, નમતાંમાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, 'ઉપગારીને દીધો [54]શાપ. ૨૭

જદ્યપિ વ્રત નવ ભાગ્યું, પણ લૌકિક લાંછન લાગ્યું;
લોકને પારધીનો સંદેહ, માટે [55]પાડું મારી દેહ. ૨૮

પ્રાણત્યાગે[56] હું નથી બીહીવી; શું કરું સ્વામી પાખે જીવી?[57]
કેશનો પાંગરો ગૂંથી ગંઠે[58], ભરાવ્યો ફાંસો કામિનીએ કંઠે[59] ૨૯

[60]'હો વિષ્ણુ, એટલું માગતી[61] મરું, નળની દાસી થઈ અવતરું.'
મરણથી[62] ઉગારી લીધી, તાંહાં માયા કળિએ[63] કીધી. ૩૦

તાપસ આશ્રમ દીઠી વાડી, ગઈ દમયંતી ફાંસો કાઢી;
નગ્ન દિગંબર છે[64] મહંત, ગઈ પાસે હરખ્યું ચિંત ૩૧

બોલ્યો કળિજુગ નાસા ગ્રહી, [65]'અપ્રીત મચ્છ માટે થઈ;
શકે ભીમકસુતા દમયંતી[66], તજી નાંથે હીંડે ભમયંતી[67]. ૩૨

અલ્પ અપરાધની ભ્રાન્તે[૬૮], કામિની તજી દીસે છે કાન્તે'[૬૯]
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર. ૩૩
ફરી ફરીને[૭૦] પાગે નમે, 'નળનું પ્રશ્ન કરોજી[૭૧] તમે.'
મુનિ કહે, 'નળ[૭૨] છે ક્ષેમ[૭૩], પણ ઉતાર્યો[૭૪] તુજથી પ્રેમ. ૩૪
નળ નારી શોધે[૭૫]છે અન્ય, [૭૬]તું કર જે ઉપજે મન.'
હરખ્યો પ્રેમદાનો પ્રાણ, 'માહારા પ્રભુને[૭૭] છે કલ્યાણ. ૩૫
લક્ષ નારી કરો રાજન, પણ માહારે તો [૭૮]નળનું ધ્યાન.'
હરી[૭૯] ઠામ તો જાણી નળ, નારીએ લીધાં જળ ને ફળ. ૩૬
પામી વિરામ[૮૦] કીધું શયન, નિદ્રાવશ થઈ સ્ત્રીજન.
[૮૧]સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુઃખ બમણું થાય. ૩૭

વલણ

નળ-સ્ત્રી નિદ્રાવશ થઈ, સ્વપ્નમાં પુણ્યશ્લોક રે;
ચાર ઘડીએ[૮૨] જાગી ચતુરા, તો [૮૩]આશ્રમ-વાડી ફોક રે! ૩૮

## કડવું ૪૦

(રાગ-મલાર)[૧]

ભીમકસુતા જાગી કરીને, ચારે દિશાએ[૨] જોય રે;
[૩]નહીં તાપસ, વન બિહામણું, નળની રાણી રોય રે. ૧
'હું પાપણીને પગલે કરી, મુનિએ મૂક્યો ઠામ રે;
મેં કોણ અકૃત[૪] આચર્યાં, જે વિપત પડે છે આમ રે?' ૨
[૫]હીંડે સાદ કર'તી સ્વામીને, [૬]'ત્રિભોવન-નાયક નર રે,
ગગન રહ્યા હરખે ઘણું, [૭]મેં ઉવેખ્યા અમર રે. ૩
લક્ષણવંતે લોક હસાવ્યા, [૮]આ સ્વયંવરના શત્રુ સર્વ રે;
આજ રિપુને વહી જાય છે, [૯]કૌતક કેરું પર્વ રે. ૪
એહેવું જાણી મારા નાથજી, દાસીની લેજો[૧૦]સંભાળ રે;
[૧૧]હો વિહંગમ વેવિશાળિયા, મુને મૂકી નળ ભૂપાળ રે. ૫

હો વજાવતી માહારી માવડી, માહારું ઢાંકો ઉઘાડું ગાત્ર રે;
હો ભીમક માહારા તાતજી, શોધી મનાવો [12]જામાત્ર રે. ૭
હો નૈષધદેશના રાજિયા, [13]અણચિંત્યું દો દરશન રે;
ભૂપરૂપને જાઉં ભામણે, [14]હો સલૂણા સ્વામિન રે.' ૮
વૈદર્ભી નાથવિજોગણી, વિરહે વ્યાકુલ શરીર રે;
ચતુરાને વનમાં ચાલતાં, આવ્યું સરિતા-તીર[15] રે. ૯
આનંદી અબળા ઘણું, ઊતરતા દીઠા લોક રે;
ધાઈને પૂછે પ્રેમદા, 'ભાઈ ઓ, દીઠા પુણ્યશ્લોક રે?' ૯

વલણ

'પુણ્યશ્લોક છે એ સાથમાં?' પૂછે નળની નારી રે;
નદી ઊતરતાં આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારી[1] રે. ૧૦

## કડવું ૪૧

(રાગ-મહ્‌લારની દેશી ઢેકની)

સાસભરી પૂછે સતી, વેપારી રે :
'દીઠા, કહીં નૈષધપતિ, વણજારા[2] રે ૧
પ્રભુ ગયા છે પરહરી, વેપારી રે;
છે તમ માંહાં? વાત કહો ખરી, વણજારા રે. ૨
દેખાડો નળરાયને, વેપારી રે,
રૂડું હજો સઘળા સાથને, વણજારા રે. ૩
સાચું બોલો, [3]નદી-તીર છો, વેપારી રે;
વિપત-વેલાના[4] વીર છો, વણજારા રે ૪
રૂપે બ્રહ્માએ વાળી હદ, વેપારી રે;
મારો સ્વામી ઓળખાયે[5] સદ્ય, વણજારા રે. ૫
અદ્દભુત ગોરું ગાત્ર, વેપારી રે;
દીઠે અડસઠ વળે જાત્ર, વણજારા રે. ૬

ગોરું મુખ, મૂછ વાંકડી, વેપારી રે;
[૬]મોટી મોટી છે આંખડી, વણજારા રે. ૭

[૭]કાંતિ મણિ જેવી ચળકતી, વેપારી રે;
ચાલ જેની છે લટકતી, વણજારા રે. ૮

કંઠે મોતીનું[૮] લહેરિયું, વેપારી રે;
અરધું પટોળું પહેરિયું, વણજારા રે. ૯

મુગટે માણેક ઝળકતાં, વેપારી રે;
શ્રવણે[૧૧] કુંડળ લળકતાં, વણજારા રે. ૧૦

અધર[૧૨] આંબાની કાતળી, વેપારી રે;
વિશાળ રૂદે, કટી પાતળી, વણજારા રે. ૧૧

[૧૩]બોલ સાકરપે મીઠડા, વેપારી રે;
એહેવા નૈષધપતિ કહીં દીઠડા? વણજારા રે.' ૧૨

વણજારા એમ ઓચરે, 'સુણ શ્યામા રે;
નિર્લજ્જ વનમાં શું ફરે, [૧૪]હો ઘેલી રે?' ૧૩

કો કહે, 'કૃત્યા વન વસી,' હો ઘેલી રે?
કો કહે, 'દીસે રાક્ષસી,' હો ઘેલી રે. ૧૪

કો કહે, 'મોટી પાપિણી,'[૧૫] હો ઘેલી રે;
કો કહે 'દીસે શાકિણી,' હો ઘેલી રે. ૧૫

કો કહે, 'નારી, હું નૈષધપતિ, હો ઘેલી રે;
આવો આલિંગન દીજે સતી, હો ઘેલી રે.' ૧૬

વાંકી દૃષ્ટે દૃષ્ટ જુએ ઘણા, સુણો ધર્મરાય રે;
દુઃખ પામ્યામાં ન રહી મણા, સુણો ધર્મરાય રે. ૧૭

રોતી નાવે બેઠી સુંદરી, સુણો ધર્મરાય રે;
લોક [૧૬]માંહે મળતી ઊતરી, સુણો ધર્મરાય રે. ૧૮

વેપારી ત્યાંહાં વાસો રહ્યા, સુણો ધર્મરાય રે;
[17]બે પહોર નિશાના ગયા, સુણો ધર્મરાય રે ૧૯

નયણે [18]આંસુડાં ગળે, સુણો ધર્મરાય રે;
દમયંતી બેઠી જાળા[19] તળે, સુણો ધર્મરાય રે. ૨૦

ગજજૂથ જળ પીવા આવિયાં, સુણો ધર્મરાય રે;
થઈ સિંહ [20]કળિએ [21]બિહાવિયાં, સુણો ધર્મરાય રે. ૨૧

ભડકી મેગળ-મંડળી, સુણો ધર્મરાય રે;
વેપારી માર્યા મદગળી*, સુણો ધર્મરાય રે. ૨૨

જે સતીને બાજ્ય[22] બોલિયા, સુણો ધર્મરાય રે;
તે પાપી ગજ[23] રગદોળિયા, સુણો ધર્મરાય રે. ૨૩

[24]અધિષ્ઠાતા જે વેપારી તણો, સુણો ધર્મરાય રે;
તેડ્યો જીવતો સાથ આપણો,[25] સુણો ધર્મરાય રે. ૨૪

'ભાઈ ઓ કૌતુહળ મોટું હવું, સુણો સાથી રે;
[26]તુને ઘટે છે વનમાંહાં જવું, સુણો સાથી રે.' ૨૫

એહવે કળિજુગ પાપી આવિયો, સુણો ધર્મરાય રે;
તે વેષ જોષીનો રે લાવિયો, સુણો ધર્મરાય રે. ૨૬

તિથિપત્ર જોઈ જોષી કેહે, સુણો ધર્મરાય રે;
[27]વ્યાપારી ચેત કો જીવતું ન રેહે, સુણો ધર્મરાય રે. ૨૭

વલણ

ન રેહે કોઈ જીવતું, ઉતપાત મોટો[28] હોય રે;
આ કૃત્યા આવી કાલની,[29] તેણીએ ખાધા સર્વ કોય રે.' ૨૮

## કડવું ૪૨

(રાગ-મેવાડો)

દેખાડી દીધી હો, કળિએ સુંદરી;
ધાયા વ્યપારી હો, લાવ્યા ખંધન[1] કરી ૧

પૂર્વે ઠરાવી હો, [2]એ કો શાકિણી;
નળને સમરે હો, [3]મધુરભાષણી. ૨
બોલ્યો અધિકારી હો, ' મારો સરવે મળી;'
[4]એવાં દુખને હો, દેખાડે કળિ. ૩

ગડદાપાટુ હો, પહાણુ ને લાકડી;
એણી પેર મારી હો, બાલા[5] બે ઘડી. ૪
રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે;
બંધન ત્રૂટ્યું હો, [6]નાસતી આખડે. ૫
હું વધૂને દેખી હો, પૂર્વજ લાજિયા;
મુજને રાખો[7] હો, નૈષધરાજિયા. ૬
ત્રાસે નાસે હો, પાછું ફરી જુએ;
[8]રાજમારગે હો, દમયંતી રુએ. ૭

અંગે ઢીમાં[9] હો, રુધિરધારા ઝરે;
સોળ બહુ ઊઠ્યા હો, અવલોકન કરે. ૮
ઉષ્ણ[10] રેણુ હો, ચરણે દાઝે રે;
કલિ પૂંઠે પળિયો હો, દુઃખ દેવા કાજે રે. ૯

નગર એક આવ્યું હો, અબળા ઉલ્લાસી રે;
રાજ્ય કરે છે હો, ભાનુમતી માશી રે. ૧૦
પુરમાં આવી હો, આપત અવસ્તા રે;
ઘેલી જાણી હો, લોક સહુ હસતા રે. ૧૧

બાળક પૂંઠે હો, તાળી પાડે રે;
શે ઢાંકે [11]કાયા હો, રેણુ ઉરાડે રે. ૧૨
વૈદર્ભી ચીડીલી[12] હો, શેરી ચહુટે ફરે;
નાખે કાંકરા

છજે[13] બેઠા છે હો, માશી ભાનુમતી,
મોકલી દાસી હો, તેડાવી[14] સતી. ૧૪
'દયા તેને આવી હો, દેખીને રકજી,
જાણ્યું કો કારમી હો, રૂપનો વકજી' ૧૫

વલણ

સતી તેડાવી રાણીએ, જઈ અબળા ઊભી રહી રે,
ભાણેજે માશી ઓળખી,[15] પણ માશીએ ભાણેજ ઓળખી નહીં રે ૧૫

## કડવું ૪૩

(રાગ ગોડી)

દમયતી મદિરમાહા પળે, અવાસન આણ્યા[1] આખડી તળે,
ભાનુમતી જોઈ વિસ્મે હવી, કેહે, 'પ્રેમદા[2] કોણ પરભવી? ૧

[3]પ્રભુ તાહારા તનમાહા રમે, ભાગ્યવાન દીસે કા [4]વન ભમે?
છો રુદ્રાણી, બ્રહ્માણી, વૈષ્ણવી? કોણ કારણ રૂપ ધર્યું માનવી? ૨

લૌકિક કષ્ટ વેઠો છો, માત, [5]કહો મન મૂકી જથારથ વાત'
'બાઈ, હુ માનવી સર્વથા, [6]કર્મભાવે ભોગવીએ વ્રથ ૩

નરનારીએ તીરથજાત્રા માડી, [7]અતરિયાળ પ્રભુ ગયા છાડી,
[8]ન જાણીએ શુ દુ:ખ મન ધરી, નિશાએ નાથ ગયો પરહરી ૪

કર્મકથા એ માત માહારી,' માશી કેહે, 'સાભળ નારી,
કહીએક તુ દીઠી છે ખરી, જાણે [9]ભગિનીની દીકરી ૫

તેહેને ન હોય અવસ્થા[10] એહેવી, છે[11] રૂપે દમયતી જેહેવી,
સુખે રહે સદનમા સતી, તુ માહારે જેહેવી ઈદુમતી ૬

સુબાહુ સુત માહારો જેહ, બેહેન કરી ને રાખશે ગ્રેહ'[12]
કેહે દમયતી રાખી[13] મામ, 'નહી કરુ હું નીચુ કામ, ૭

[૧૪]દહાડી એક વિપ્રને આપું અન્ન, હું હવિષ્યાન્ન કરું ભોજન.'
એહેવું સાંભળી હરખ્યાં રાણી, રાખી અબળા ઊલટ આણી. ૮
સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
[૧૫]જાપે રાત દિવસ નળનું ધ્યાન, [૧૬]વિદેશી વિપ્રને આપે આમાન્ન ૯
તેડાવે ટહેલિયો વાટે જતો, જાણે નળ સ્વામી થાયે છતો;
હવિષ્યાન્ન જમે ને અવનિ સુએ, દેહદમન કરી [૧૭]મનમાં રુએ. ૧૦
સંભારે સુખ તે વારા[૧૮] તન તપે, રાતદિવસ[૧૯] તે નળને જપે.
ઘણા દિવસ ગયા એમ વહી, કલિયુગને મન ચિંતા થઈ. ૧૧
[૨૦]'નળથી મન ચળે નહી સતી, તો કેમ વરાયે માહારી વતી ?
જો દ્વેષ આણે [૨૧]નળ સાથે, તો દમયંતી આવે મુજ હાથે. ૧૨
કાંઈ વળી વિપત્ય પાડું, એહેને માશી સાથે વઢાડું;'
માશીની કુંવરી ઇંદુમતી, એક દહાડે [૨૨]નાહાતી હતી. ૧૩
મોતીનો હાર કંઠથી કાઢ્યો, [૨૩]ભીંતને ટોડે [૨૪]વળગાડ્યો;
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે. ૧૪
[૨૫]ગોખલામાં પેઠો પાપી કળિ, મુગતાફળની માળા ગળી;
ઇંદુમતીએ માંડ્યો શણગાર, જુએ તો નવ દીઠો હાર. ૧૫
અરોપરો તે ખોળ્યો ઘણું, વિચાર્યું [૨૬]કૃત એ દાસી તણું;
પૂછ્યું તેડાવી એકાંત, 'બાઈ તુજ ઉપેર આવે છે ભ્રાંત. ૧૬
[૨૭]લાવ વહેલી, કાંહાં મૂકી માળ ?' દમયંતીને લાગી જવાળ;
'બહેનબાઈ, મા[૨૮] ચડાવો આળ, પ્રથવી જાશે રસાતાળ. ૧૭
જોઈ બોલો વદને વાક્ય, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

વલણ

'કુંભીપાક પડે સર્વથા, ન[૨૯] બોલે સાચું જેહ રે;
ઘેર રાખી રંક જાણી, હવે કાં આપો છેક રે ?' ૧૮

## કડવું ૪૪

( રાગ-પરજિયો )

ઇંદુમતી કહે, 'સાંભળ બાઈ, લોકને કાં હસાવે[૧] ?'
કહે વૈદર્ભી, 'વણચોરીએ શા માટે આળ ચડાવે[૨] ?'
'હાથમાંથી' માહારો" હાર લઈ ને ના કહે કેમ ચાલે ?'
'તસ્કર કરીને તો બંધાયે,[૩] જો વસ્તુ સાથે[૪] ઝાલે.'
'મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે ?'
'એહેવી [૫]ભૂંડી હોઉં તો, [૬]રાજમાતા કેમ રાખે ?'
'માત માહારીએ માન દીધું, તે સતી સરખી[૭] જાણી.'
'અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં ગ્રહ્યો પાણિ ?'
'અમે પરીક્ષા તારી કીધી, જો[૮] ભરથારે પરહરી.'
'બાઈ, મીહીણું સેહેવા જોગ્ય થઈ,[૯]તાહારા ઘરની પેટભરી.'
'ચોરી કરવી ને આંખ ભરવી, એ તો ક્યાંહાંનો ન્યાય ?'
એહેવે રાજમાતા પધાર્યાં, રોઈ બેઉ કન્યાય
આપાપણું દુઃખ કહ્યું માતાને, નયણે ઢાળે આંસુ;
એક કહે, 'માહારો હાર જ લીધો,' એક કહે, 'ચોરી ફાંસુ.'
ચતુરશિરોમણિ રાજમાતા, અંતર માંહાં વિમાસે;
માળા ગઈ એ આશ્ચર્ય મોટું, સતી કેમ વરાંસે?૧૦
'તું તો દેવી જેહેવી છે, તેવી દીસે નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવર્તે, જો કીધું હોયે હાસ.
સરખેસરખાંમાં હોય કૌતુક, આપો માળા,[૧૧]મા તાણો;[૧૨]
રાજકુંવરી[૧૩] રિસાળ ઘણું[૧૪] છે, જો[૧૫] થાશે જાણોવાણો.[૧૬]
[૧૭]માળા હોયે[૧૮]માહારા ઘરની, તો [૧૯]ફરી શોધ ન કીજે;
છે શ્વસુરપક્ષની સર્વે જાણે, તેહેને શો ઉત્તર દીજે ?'

રૂદે ફાટતે કેહે[૨૦] દમયંતી, 'અપવાદ દીધો એહેવો;[૨૧]
[૨૨]હા હા બાઈજી, હાર તમારો, લીધો છે, મેં દેવો. ૧૨

ન ઘટે, રાજમાતાજી, તમને, ન [૨૩]દુ:ખ દેવું ઘેર રાખી;
અમો ન હોઉં ચોરીનાં કરનારાં, છું જશ તણાં અભિલાષી.' ૧૩

ઈંદુમતી કેહે, 'આપ્યે છૂટશો, શું ચોર એ[૨૪] હાલો ?
માળા માહારી હાથમાં મૂકો, જો જશ હોયે વહાલો.' ૧૪

સેવક સખી સર્વે કેહે રે, 'એણીએ માળા લીધી;
બાંધો, તાણો, મારો, પછાડો,' એમ[૨૫] અબળા આકળી કીધી. ૧૫

વલણ

કીધી નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસ રે;
દમયંતી દુ:ખ પામી ઘણું, પછે[૨૬] સમર્યા શ્રી જુગદીશ રે ૧૬

## કડવું ૪૫

(ગગ-મારુની દેશી)

હો હરિ, સત્યસઘાતી,[૧] હરિ હું કહીયે[૨] નથી સમાતી;
હરિ, માહારાં કોણ કર્મનાં[૩] કરતું,[૪] હરિ, ચોરીથી શું નરતું ?[૫] ૧

હરિ, હું શા માટે દુ:ખ પામું ? હરિ, જુઓ હું રાંકડી સાહામું.
હરિ, ગ્રાહથી ગજ મુકાવ્યો, હરિ, હું પેર[૬] રોષ શે[૭] આવ્યો ? ૨

હરિ, હું નથી દુ:ખની ધીર, હરિ, છો વિપત્ય વેળાના વીર;
હરિ, તમો મન અપરાધ ન લાવો, હરિ તમો અનાથબંધુ કહાવો ૩

હરિ, હું હરખતણી હણાઈ,[૮] હરિ, હું ચોરટીમાં ગણાઈ;
હરિ, હું કોહાની ને કોણ તણી, હરિ, જુઓ હું દુ:ખણી[૯] ભણી. ૪

[૧૦] હરિ, દોહેલું ઉદર ભરવું, હરિ, ઘટે છે મુજને મરવું.
હરિ, હું ભરથારે છાંડી, હરિ, હું કોહાને દુ:ખ કહું માંડી ? ૫

હરિ, મેં કોણ પાતિક કીધાં ? હરિ, મેં [૧૧]સાધુ મહીણાં દીધાં;
હરિ, મેં રાખ્યું હોયે સત્ય, હરિ, વહાલા હોયે નળપત્ય' ૬

એહેવું મનમાં ધરિયું ધ્યાન,[૧૨] 'સત્યની વાહેર ધરજો ભગવાન'.
અંતરજામીએ બુધ જ દીધી, સતીએ આંખ રાતી કીધી. ૭
કેહે માશીને કરી ક્રોધ, 'બાઈ, હારની[૧૩]ફરી કરો શોધ;
સાખી સૂરજ, વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય. ૮
બાઈ, હાર તમારો જડજો, લેનારું ફાટી પડજો.'[૧૪]
એહેવું કેહેતામાં કળજુગ નાઠો, ચડડાટ ગોખલો ફાટ્યો.[૧૫] ૯
માંહાં થકો પડ્યો નીસરી હાર, ત્રૂઠ્યા સતીને વિશ્વાધાર;
[૧૬]અંતરીક્ષથી અકસ્માત, વરસ્યો હાર તણો વરસાદ. ૧૦
એક એકપેં અધિકાં મોતી, રાજમાતા ટગટગ જોતી;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે. ૧૧
'બાઈ, તું છે મોટી સાધ, અમારો[૧૭] ક્ષમા કરો અપરાધ.'
ઈંદુમતી થઈ ઓશિયાળી, ન દેખાડે[૧૮] મુખડું વાળી. ૧૨

વલણ

વાળી મુખ દેખાડે[૧૯] નહીં, સત્ય સતીનું રહ્યું રે;
બૃહદશ્વ કેહે ધર્મને, વૈદર્ભ-દેશે[૨૦] શું થયું રે. ૧૩

## કડવું ૪૬

(રાગ-દેશાખ)

બૃહદશ્વજી કહે કથા રે, સુણો ધર્મ ભૂપાલ;
સુદેવ સાંચર્યો રે, [૧]લઈ તવ બન્યો બાળ. ૧
માધવી કેશિની[૨] રે, સખી દમયંતીની નેહ;
શોભે સાહેલડી રે, જેમ પ્રાણ-વહોણી દેહ. ૨
કુંદનપુર માંહાં આવિયાં રે, ઋષિ, સખી ને સુત;
દેખી દોહેલાં રે, ભીમકે જાણ્યું અકૃત. ૩
છોરુ છેહ પામિયાં રે, રાયે રૂદયાશું લીધાં;
બાપે[૪] મૂકિયાં રે, દીસે દામણાં બીધાં. ૪

સુદેવ શોકે ભર્યો રે, દુઃખે દેહી[૫] દાસીની જોડી;
મીરે મીટ મળી રે, [૬]મોટે સર્વે રુદન મૂક્યું છોડી. ૫

[૭]જાતાં જામાત્રનું રે, [૮]જાણ્યું જોગી થઈ ને જાવું,
[૯]સહીજન સાંભર્યું રે, માંડ્યું નળગુણ ગાવું. ૬

પૂછે વજાવતી રે, 'બોલો સુતા–સાહેલી;
દીકરી કાંહાં ગઈ રે, બે બાળકડાંને મેહેલી?' ૭

નાથ નૈષધતણો રે, ગયો રે માયા ઉતારી;
સુદેવે વારતા રે, કહી ભૂપને વિસ્તારી. ૮

વિલપે વૈદર્ભપતિ રે, નિશ્વાસે સાગર સૂકે;
ભીમકની ભામિની રે, ભાણેજાં રૂદેથી ન મૂકે. ૯

કુટુંબ ટોળે મળી રે, ભોમ સ્વયંવરની નીરખે;
દમયંતીએ આંહાં નળ વર્યો રે, હીંડ્યાનાં પગલાં પરખે. ૧૦

રાણી કેહે, 'સંચજી રે, પરિશોધ[૧૦] પૂજ્યની કીજે;
જમાઈજી નવ મલે રે, તો આપણ જોગવટો લીજે. ૧૧

શોધી કાઢો સર્વથા રે, જો માહારુ જીવવું જાણો;
દીકરી મળ્યા વિના રે, મુખે ન મૂકું હું દાણો.'[૧૧] ૧૨

ભીમકે મોકલ્યા રે, સેવક સહસ્ર એક;
'ખપ કરી ખોળજો રે,[૧૨] કાઢો જઈ ક્ષિતિનો છેક.' ૧૩

એવે ઊડતી વારતા રે, ભીમકે સાંભળી કાન;
દમયંતી એકલી રે, નળે મૂકી રોતી રાન. ૧૪

[૧૩]માતા વિલપે[૧૪] ઘણું રે, દુઃખે દાધું અંતઃકરણ;
મેળાવો[૧૫] કાંહાં હશે રે, દીકરડી પામશે મરણ.[૧૬] ૧૫

વજાવતી માતાને રે, નાવે નિદ્રા રૂદયા સાડ;
સુતાને શોધવા રે, સુદેવને ચઢાવ્યો પાડ. ૧૬

વલણ

પાડ ચઢાવ્યો સુદેવને, કહે રાણી ને રાય રે,
'ગુરુ, તમ વિના અર્થ ન સરે,' એમ કહી લાગ્યાં પાય રે. ૧૭

### કડવું ૪૭

(રાગ રામગ્રી)

બ્રાહ્મણ ચાલ્યો [1]અનુચર–વેશજી, અટણ કરતો [2]દેશ દેશજી;
કલા પાડી વરવું ગાત્રજી, જીરણ વસ્ત્ર ગ્રહ્યું તુંબીપાત્રજી. ૧

ઢાલ

પાત્ર કરમાં રહિત જોખમે, જોષ્ટિકા, જીર્ણ વસન;
દુઃખે [3]દરિદ્રી દેખીએ, જદપિ છે સંપન્ન ૨
નીરખે ઓવારા[4] નવાણના, જ્યાંહાં નીર ભરતી નાર;
જૂથ જુએ જુવતી તણાં, ન જડે ભીમક–કુમાર. ૩
તીરથ જાત્રા [5]જજ્ઞ જાગરણ, એ[6] સ્ત્રીઓનો સમવાય;
અજાણ્યો થઈ જુએ બ્રાહ્મણ, શીશ ધૂણી જાય. ૪
પગે અટણ, રસનાએ રટણ, દમયંતીનું નામ;
[8]શ્રમ કરતાં સુદેવને, આવ્યું રાજમાતાનું ગામ ૫
વિપ્ર પુર માંહાં આવિયો, વધામણી પામ્યો તરત;
સાંભળ્યું જે રાજમાતા ઊજવે છે વરત. ૬
પૂર્ણાહુતિની વેળા હુતી, જોવા મળ્યા [9]સર્વ જન;
[10]દાસીઓ મલી દમયંતી, કરે [11]પાત્રનું દરશન ૭
અપૂર્વ મનીશનું કરે દર્શન, નીરખે નરની કાય;
વિચાર એહેવો વૈદર્ભીને, આવી મળે નળરાય. ૮
વેદ [12]અધ્યયન કરે વાડવ, અભિષેક, આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાય, [13]હોય ભેરીનાદ. ૯

દીક્ષા લીધી [૧૪]સુબાહુએ, બેઠા [૧૫]તેજસ્વી જન;
હુતદ્રવ્ય હોમાય વિવિધ પેરે, ધૂમ્ર ગયો[૧૬] ગગન. ૧૦

દાન આપે સવત્સી ગાય, રાય ભર્યો અહમેવ;
જજ્ઞના [૧૭]જ્ઞકુંડ માંહાં, આવી રહ્યો સુદેવ. ૧૧

દેહદુર્ગ[૧૮] રેણુએ ભર્યો, જેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;[૧૯]
સભા સર્વે ખડખડ હસી, ‘આ રત્ન ક્યાંહાંથી આવ્યું?’[૨૦] ૧૨

મંડપ જજ્ઞ જોયાં નહીં, ન જોયો દીક્ષિત નરેશ;
ગેહેલો જશો આઘો ધસ્યો, સર્વને મારે પગની ઠેશ. ૧૩

લોક કહે, ‘હો ગેહેલિયા, ટહેલિયા અંતર[૨૧] અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ, વિકલ[૨૨] દષ્ટ, શું સ્ત્રી સાથે સંબંધ?’ ૧૪

કહ્યું કોહોનું નવ સાંભળે, છે કલેવર માંહાં કષ્ટ;
એહેવે દમયંતી ને સુદેવની, મળી દષ્ટેદષ્ટ. ૧૫

નિમેષ થાતી રહી નયણે, વિચારમાં પડિયાં બેહુ;
સાસે ભરાયાં બોલવા,[૨૩] સર્વને થયો સંદેહ. ૧૬

‘વિપ્ર કો વૈદર્ભનો, એહેનાં નયણાં માંહાં નેહ;[૨૪]
માહારે પીહર માંહાંથી પધારિયો, સુદેવ સાચો એહ.’ ૧૭

ગુરુએ તે ગોરી ઓળખી, જડયું [૨૫]બાળાનું એંધાણ;
ભામિનીના ભાલ ઉપેર, વિધિએ નિર્મ્યો ભાણ. ૧૮

[૨૬]ગોપ રાખતી માશીને મંદિર, કેશ કેરી લટે;
ખસી વેણી સૂરજ ઝલક્યો, રૂદે ભરાયું ઊલટે. ૧૯

સમીપ આવ્યાં સાંમસાંહાંમાં, નેત્ર ગળે[૨૭] જેમ નેવ;
સાથે બંને બોલિયાં, [૨૮]‘હો દમયંતી!’ ‘સુદેવ!’ ૨૦

વલણ

સુદેવ દમયંતી મળ્યાં, ધરણ ઢળ્યાં, મૂર્છા હવી[૨૯] રે;
[૩૦]સભા સર્વ વિસ્મે થઈ, ‘આ વારતા દીસે[૩૧] નવી[૩૨] રે!’

## કડવું ૪૮

( રાગ-વેરાડી : શબ્દસાંકળી )

મૂર્છાથી મહિલા જાગી, પૂછ્યું ગુરુને પાગે લાગી;
'શકે ઘરના હો મુનિ ?' 'હા દીકરી, કાં તું સૂની ?'
'દુર્બળ કોણ કારણે ?' 'દાસી માશી-બારણે.'
'ઓળખી નહીં માડી ?' 'મેં[2] દેહની કળા પાડી.'
'શું માશીએ દુઃખ દીધું ?' 'ના જી, વાછલ્ય[3] કીધું.'
'નાથજીએ કાં મૂકી ?' 'નેટ કાંઈ હું ચૂકી.'[4]
'[5]નથી ચૂકવાવાળી,' 'ન તજે અન્યા [6]ટાળી.'
'માતપિતા જે તાહરાં,' 'રોતાં હશે ચોહોધારાં.'
'[7]પીહુરથી હું આવ્યો સતી,' 'શું તાંહાં છે નૈષધપતિ ?'[8]
'હા નળની થઈ [9]છે શોધ,' 'મને દે[10] છે પ્રતિબોધ ?'
'નિશ્ચય નળ પ્રગટ,' 'છે વાણી માંહાં કપટ.'
'છોરુને છેહ કાં આપ્યાં ?' 'છતે બાપે છે [11]નબાપાં.'
રાજમાતાજી :પૂછે, 'ઋષિ, કહે, તાહરા[12] શું છે ?
એ કોણ કોણ[13] જાણેજી ?' 'એ તો તમારી ભાણેજી.'
કેહે,[14] 'ભાણેજી [15]મારી ?' 'દમયંતી, [16]નળની નારી.'
'વાત કેમ નીપજી ?' 'ભરથારે એ [17]ત્યજી.'
'દ્યૂત રમીને હાર્યા, તે માટે વન પધાર્યા;
શું જાણીએ શા કાજે, ત્યાજ કરી મહારાજે.'
'તું [18]દમયંતી ખરી[20] ?' 'હા, થઈ રહી છોં કિંકરી.'
માશી ધરણી ઢળી, [21]સભા થઈ વ્યાકુળી.
સુદેવ કહે છે નાટ, 'એમ ભૂલ્યાં શા માટ ?'
જે પોતાનું પેટ, તેને કેમ વિસાર્યાં નેટ ?'

'હું વરાંસી, બાપ' માશી કરે વિલાપ.
થઈ રહ્યો હાહાકાર, સુદેવ કરે ધિક્કાર.

વલણ

સુદેવ કરે[૨] ધિક્કાર, ઓળખી નહીં સુંદરી સતી રે;
[૩]રાજકુંવર લાજ્યો ઘણું, રુએ અતીશે ઇંદુમતી રે.

કડવું ૪૯

(રાગ–ગોડીની દેશી)

રાજમાતા લજ્જા પામ્યાં, તે રે આવ્યાં દમયંતીને પાસઃ
'દીકરી,[૧] દુઃખે દહાડા નિર્ગમ્યા રે, વર્ત્યાં થઈને દાસ. ૧
[૨]અધર્મ અમો આળ ચડાવિયાં રે,[૩] ઓછું અર્પ્યું અન્ન;
ભોજન પેટ ભરી ન પામિયાં રે, વસતું લેખ્યું[૪] વન. ૨
છબીલી, સુજને[૫] કહેવું હતું રે, [૬]પ્રગટવું હતું નેટ;
પરાધીન[૭] પિંડ પોખિયો રે, તેં પરવશ ભરિયું પેટ. ૩
રત્ન[૮] માહારી દીકરી રે, ગણી ઠીંકરીને[૯] સમાન;
વૈદર્ભી વિપત્ય વેઠી ઘણી રે, [૧૦]ખોયું વપુનું વાન. ૪
[૧૧]દાસપણે રહી બાપડી રે, તેણે દુઃખે હું [૧૨]બાળી;
દુર્બળ[૧૩] દારિદ્ર જણાવિયું રે, [૧૪]પાસે નહીં વાસની વાળી. ૫
સૂવાને કાજે સાથરો રે, વસ્ત્ર પહેરવાને[૧૫] જાડું;
[૧૬]શીતળ નીરે નાહી દીકરી રે, નહીં નેહેરી ને [૧૭]નાડું. ૬
દાધું કલેવર માહારું* રે, ચીરી કોયલા કાઢું;
ફૂલફૂલી માહારી દીકરી રે, [૧૮]જમી અન્ન દીધું ટાઢું. ૭
હવે જીવીને [૧૯]શું કરું રે, વિષ ખાઈને પોઢું[૨૦];
થઈ ગોઝારી બહેન આગળ રે, [૨૧]શું દેખાડું[૨૨] મોઢું.' ૮
ઇંદુમતી મુખ સંતાડતી રે, 'હું છેક થઈ છઠોરી;
[૨૩]હું ભૂંડી ભવોભવ વાત રે, ચડાવી હારની ચોરી.' ૯

લજ્જાસાગર માંહાં બૂડી ગયો રે, મોશિયાઈ સુબાહુ;
[24]સુતસૂરજને આવી ગ્રસે[25] રે, અપરાધ રૂપી રાહુ. ૧૦

એમ ઓશિયાળાં સર્વે થયાં રે, બોલી દમયંતી વાણી;
'માશી, તમ ઘેર સુખ પાંમી ઘણું રે, સાક્ષી [26]સારંગપાણિ. ૧૧

દોહેલા દહાડા હું ઊતરી રે, અને રહી માહારી લાજ;
તમો પુત્રી સરખી હું ગણી રે, ન દીધું નીચું કાજ.' ૧૨

માશી ભાણેજને[27] મળ્યાં રે, ઓળખ્યાનાં[28]આલિંગન;
[29]શતસહસ્ર સ્વાગત માંડિયાં રે, માન્યો ઘણું સુનિજંન. ૧૩

વસ્ત્ર વસુ વાહન આપિયાં રે, વિનવિયો વિપ્રરાય;
ઘણુંએક દમયંતીને આપિયું રે, પછે માશી નમી[30] પાય. ૧૪

સુબાહુ સાથે તેડિયો[31] રે, વોળાવ્યાં કુંદનપુર;
સુખશોભાએ જાય સુંદરી, પંથ ઘણો છે દૂર. ૧૫

ભાનુમતી ભેટે ફરી ફરી રે, 'ભાણેજી મારી સાધ;
તું છાં છત્રપતિની પ્રેમદા રે, માહારો ક્ષમા કરે[32] અપરાધ.' ૧૬

પાય લાગી માગી આજ્ઞા રે, [33]બેસી ખેડી સુખપાલ;
બ્હેન–માશી જાતાં માગતાં રે, 'વૈદર્ભી, રાખે[34] વાહાલ.' ૧૭

વલણ

·વ રાખે વૈદર્ભી, ક્ષેમે મળજો નૈષધનો ધણી રે;
..ડ કાળે[35] પોહોતી પ્રેમદા, પીહર[36] ગઈ વધામણી રે. ૧૮

## કડવું ૫૦

(રાગ-મેવાડો)

[1]હરખભરી સુદેવે વ. ભણી, ... ...ી;
[3]આ આવી નગરી ... ...ી, ... ૧

[4]કહો તો લઈ

પી... જુઓ ૨

એ દીસે [૫]દુર્ગ કેરા કાંગરા, [૬]હો મુનિ;
આ ડોલે [૭]હસ્તી સાંકળે લાંગર્યાં[૮], હો મુનિ. ૩

એ પેલાં ઘરવાડીનાં ઝાડુવાં[૯], હો મુનિ;
શું કરતાં હોશે માહારાં ખાડુવાં, હો મુનિ. ૪

[૯]કેમ જીવી હશે બે સાહેલડી, હો મુનિ;
[૧૦]મુને દેખીને માતા થાશે ઘેલડી, હો મુનિ. ૫

એ નીર ભરી જાય સ્ત્રીનાં જોડલાં[૧૧], હો મુનિ
એ હણહણે [૧૨]બાપજી કેરાં ઘોડલાં, હો મુનિ. ૬

એ દીસે સ્થળ સ્વયંવર તણું, હો મુનિ;
અહીં હાર્યું દેવે દેવતાપણું, હો મુનિ. ૭

નવીસરે રે અવસ્થા મુહને રાનની, હો મુનિ;
કયાંહાં[૧૩] દેખું રે જાત તમ જજમાનની, હો મુનિ. ૮

પ્રભુ[૧૪] વિના પીહરિયું મુહને ગ્રસે, હો મુનિ;
નળ વિના ઉજ્જડ, કોયે નવ વસે, હો મુનિ. ૯

શ્વાસભર્યો સુદેવ, પુરમાં સાંચર્યો, હો મુનિ;
'વધામણી', 'વધામણી' એમ ઓચર્યો, હો મુનિ. ૧૦

સભા સર્વ વિસ્મે હવી[૧૫], હો મુનિ;
જાણ્યું પ્રગટ્યો નૈષધરવિ[૧૬], હો મુનિ. ૧૧

'શો[૧૭] હરખ રે', પૂછે ભીમક ફરી ફરી, હો મુનિ;
'એ આવે રાય તમારી દીકરી, હો મુનિ.' ૧૨

ચાલ્યો રે ભીમક કુંવરી ભણી, 'કાંહાં દમયંતી?[૧૮]'
વજાવતી રે જાતી હરખી ઘણી, 'કાંહાં દમયંતી?' ૧૩

[૧૯]ધાયાં ભાઈ ને ભોજાઈ લજ્જા વીસરી, 'કાંહાં દમયંતી?'
[૨૦]હરખે પડ્યાં ઝાંઝરિયાં નીસરી, 'કાંહાં દમયંતી?' ૧૪

[21]ગેહેલી રે સાહેલી મળવા ધસી, 'કાંહાં દમયંતી?'
શીશ ઉઘાડાં રે, [22]પાલવિયાં પડે ખસી, 'કાંહાં દમયંતી?' ૧૫
[23]વાયે ભરાયે શોભે કેશ મોકળા, 'કાંહાં દમયંતી?'
અંબર છૂટે ત્રુટે કટીમેખલા, 'કાંહાં દમયંતી?' ૧૬
આવી રે પીહરમજા સોહામણી, 'કાંહાં દમયંતી?'
દીઠી રે દીકરી દુઃખે દામણી[24], 'કાંહાં દમયંતી?' ૧૭
ભુજ ભરી મહિયરિયાંને[25] મને મળે દમયંતી:
જુએ[26] માવડી મુખ-ભુજ મૂકી ગળે, દમયંતી.' ૧૮
'માહારી માવડી, આવડી શે[27] દુબળી, દમયંતી?'
'[28]શું પૂછવું, પ્રીતડી પતિની ટળી, હો માવડી' ૧૯
[29]આંસુ ફેડી રે, તેડી મંદિર આવિયાં, દમયંતી;
દાસીવેશનાં વસન[30] મુકાવિયાં, દમયંતી. ૨૦

વલણ

મુકાવ્યો વેશ માતતાતે, બાલક મૂક્યાં ખોળે રે;
[31]બે વર્ષે બાળકાં મળ્યાં માને ટોળે રે. ૨૧

## કડવું ૫૨

(રાગ–આશાવરી)

વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય ભૂપાળ રે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, મળિયાં [1]અન્યો બાળ રે. ૧

સાથ ભ્રાત ને ભોજાઈ મળિયાં, મળિયાં માત ને તાત રે;
પણ દમયંતીને નાથ વિના[2], અંતર માંહાં અશાંત[3] રે. ૨

કુટુંબ સર્વે પૂછે પ્રેમે, શી શી વાર્તા વીતી રે;
[4]ઘટે તેવો સમાચાર સતીએ, કહ્યો અથ-ઇતિ રે. ૩

પરિશોધ[૫] નળની મંડાવી, ભીમકે મોકલ્યા દાસ રે,
પ્રભુ પાખે દમયંતી, પાળવા લાગી સંન્યાસ રે ૪

[૬]અલવણ અન્ન અશન કરે, અવનિ પેર શયન રે,
આભૂષણરહિત અંગ અબળાનું, કાજળ વિના નયન રે ૫

નીમ રાખે નાનાવિધનો, ઉગ્ર આખડી પાળે રે,
પતિવ્રતા તો પિઉને ભજે, અન્ય પુરુષ ન ભાળે રે ૬

નામ નળનું, ધ્યાન નળનું, સખીશું નળની વાત રે,
દુખે જાયે દિનરજની, નયણે[૭] વરસે વરસાત રે ૭

[૮]પરદેશી પંચ વિપ્રને, નિત્ય આપે આમાન્ન રે,
વૈદર્ભી જાણે, વાડવ વેષે, આવે નળરાજાન રે ૮

એવે રત આવી વર્ષાની, વૈદર્ભી-વિરહ-વધારણ રે,
ગાજે મેહ, ઉધરકે દેહ, સખી આપે [૯]મન ધારણ રે ૯

વિનતા હીંડે વાડી માહે, દ્રુમલતાને તળે રે,
[૧૦]સુગંધ સંઘાથે શીતળ બિંદુ, ગોરી ઉપેર ગળે રે ૧૦

કોકિલા બપૈયા બોલે, [૧૧]શબ્દ ભેદે અંગ રે,
વિરહિણીને વીજળી તે જાણે, અંગે[૧૨] વાગે સાંગ રે ૧૧

વર્ષાકળે વિયોગ દમે, માનુનીને મર્માળો[૧૩] રે,
વૈદર્ભી વર્ષાકાળ ઊતરી, આવ્યો શત્રુ શિયાળો રે ૧૨

આગિયા આકાશે ઊડિયા, [૧૪]અબુ નિર્મળ ઈંદુ શરદ રે,
[૧૫]પતિવિયોગ પીડે પાપી, સતી રહેતી સત બરદ રે ૧૩

દુખે દિવસ નાખે દમયંતી, વરસ એક ગયું વહી રે,
ત્રણ સંવત્સરની અવધ પોહોતી, નાથ તો આવ્યા નહીં રે ૧૪

સુદેવને તેડી સ્તુતિ કીધી, આંસુ નયણે ઢાળી રે,
'નૈષધનાથને કોણ મેળાવે,[૧૬] હે ગુરુ[૧૭]નમ ટાળી રે? ૧૫

[18]જનમ તણા તમો છો હેતસ્વી, [19]કાજ મુનિએ કરવું રે;
[20]ન જોઈએ કહ્યાની વાટ, ઘટે શોધવા નીસરવું રે. ૧૬

[21]ધીરજ આપ્યું નૈષધનારને, વેષ નાનાવિધ ધરતો રે;
દમયંતીએ [22]શીખવ્યો હીંડ, ટહેલ સઘળે કરતો રે. ૧૭

રથ બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરે[23] રે;
જાંહાં ગામ આવે ત્યાંહાં, કળા પાડી વેષ ટહેલિયાનો ધરે[24] રે. ૧૮

દોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અજોધ્યા માંહે રે;
સભા માંહે ટહેલ નાખી,* જાંહાં બેઠો ઋતુપર્ણ રાય રે: ૧૯

'અલભ્ય[25]વસ્તુની પ્રાપ્તિ થઈ, પરિત્યાગ[26]તેહનો કીધો રે;
ધર્મ-ધોરીધર [27]ધિક્ તુંને, ફરી તપાસ ન લીધો રે. ૨૦

રંકે રત્નનું જતન ન થાયે,[28] જાત નીવડી નેટ રે;
વિલપે છે વસ્તુ [29]વહોરતિયા, તું કાં ભરે પરઘર પેટ રે? ૨૧

કુળ લજાવ્યું, કરમી [30]માણસ, કીર્તિ કીધી ઝાંખી રે;
ચતુર નર[31] વિચારી જોજો;" ટહેલ સુદેવે નાખી રે. ૨૨

સભા સર્વ વિસ્મે થઈ,[32] કાંઈ ટહેલ દીસે[33] મર્માળી[34] રે;
[35]ઘેલિયો ટહેલિયો કરીને કાઢયો,ઉત્તર ન આપ્યો વાળી રે. ૨૩

સુદેવ ગયો હયશાળા માંહાં, ટહેલ કીધી તે ઠાર રે;
મહિલાનાં કહાવ્યાં[36] વચન સુણીને, બાહુક નીસર્યો બહાર રે. ૨૪

કદ્રજ[37] કાયા, કામળ[38] ઓઢી, કર માંહાં ખરેરો રે;
પ્રગટ મારી[39] ખંખારી બોલે, તીખો ને તરેરો રે. ૨૫

કારમો સરખો કપોલ ચડાવે, ટૂંકડા કર નચાવે રે;
નાસિકાએ સરડકા તાણે, બેહુ નયણાં મચમચાવે[40] રે. ૨૬

"ભારે વચન કહ્યું તેં[41] બ્રાહ્મણ,નીસર્યો છાં[42]મેહેણાં દેવા રે;
[43]વસ્તુને વિપત્ય, તો વહોરતિયો, કરતો હશે પરઘેર સેવા રે. ૨૭

વહોર્યું[૪૪] તે કાંઈ રત્ન જાણી, કાચ થઈ નીવડિયું રે;
[૪૫]તત્ત્વરહિત માટે તજ્યું છે, [૪૬]નથી છૂટી પડિયું રે. ૨૮

[૪૭]તે મિત્રને પરહરીએ, જેહનું મન વિના મળવું ઠાલું રે;
[૪૮]તે સ્ત્રીને પરહરીએ જેહનું, પિયુ વિના પેટ વહાલું રે. ૨૯

વાંક ન હોયે વેહોરતિયાનો, રહ્યો હશે નિજ ધર્મે રે;
વસ્તુ વિપત્ય પામતી હશે, તે પોતપોતાને કર્મે રે." ૩૦

ગૂઢ વચન કહી ઘોડાર માંહે, બાહુક જઈ ને બેઠો રે;
સુદેવ તો સાંસામાં પડિયો, પ્રાણ વિચારમાં [૪૯]પેઠો રે. ૩૧

'બોલી નૈષધનાથ તણી, હાર્દ અનાહુત[૫૦] રે,
નળ ભૂપ એને કેમ કરી માનું, રૂપે બીજો ભૂત રે![૫૧] ૩૨

જઠરભરણ કો રીસનું જાણું, ફરી ન જાયે બોલાવ્યો રે;'
પડોશીને પૂછી કાઢયું, 'ત્રણ વરસ થયાં એ આવ્યો રે. ૩૩

રાજાએ પ્રીત કરીને રાખ્યો. અશ્વવિદ્યા[૫૨]કાંઈ જાણે રે;
પવિત્ર નૈવેદ્યને[૫૩] પાળે, કાંઈ વિયોગનું દુ:ખ આણે રે.' ૩૪

એહેવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વૈદર્ભ દેશ રે;
વૈદર્ભી આનંદ પામ્યાં,[૫૪] વિપ્ર પૂજ્યો વિશેષ રે. ૩૫

શ્યામાએ સમાચાર પૂછયો, 'કહીં[૫૫]સ્વામીની સંભાળ[૫૬]રે?'
સુદેવ કહે નિસાસો મૂકી, 'જડયો નહીં ભૂપાળ રે. ૩૬

દેશવિદેશ [૫૭]ગામઉપગામ, અવની ખોળી બાધી રે;
અટણ કરતાં અયોધ્યા માંહાં, શુધ[૫૮]કાંઈએક લાધી રે. ૩૭

સભા ન સમજી ઋતુપર્ણની, રહ્યા મસ્તક ટાલી રે;
[૫૯]બાલ-બિહામણ ઘોડાર માંહાંથી, બાહુક ઊઠયો બોલી રે. ૩૮

[૬૦]સ્વરૂપ જોઈ હું 'છળ્યો'છું, સ્વપ્ન માંહીં બિહાવે રે;
નાઠો આવું છઉં ફરી ફરી જોતો, રખે પૂંઠે આવે રે. ૩૯

ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુ રે;
અયોધ્યા માંહાં રોતાં રાખવા, [૬૧]બાળકને:તે હાઉ રે. ૪૦

તેણે ટહેલનો ઉત્તર આપ્યો, કાંઈ [૬૨]સ્વાદ-ઇંદ્રીનો વાંક રે;
કહ્યું, 'વસ્તુ ખોટી[૬૩]નીવડી, તો શું કરે વોહોરતિયો રાંક રે? ૪૧

[૬૪]પ્રિયજનપેં પેટ વાહાલું, તેહેનો સંગ તે માઠો રે;
[૬૫]બેહુને દુ:ખસરખું હોશે એમાં,'એમ કહી ઘરમાંહાં નાઠો રે. ૪૨

[૬૬]એ બોલી તે બાહુકિયાની, જુઓ વિચારી, બાઈ રે;"
મર્મવચન સુણી મહિલાનું, રૂદે[૬૭] આવ્યું ભરાઈ રે. ૪૩

વલણ

ભરાયું રૂદે રાણી તણું, [૬૮] આંસુ મૂકયાં રેડી રે;
'બાહુક ન હોય, તે નૈષધપતિ, સુદેવ, લાવો તેડી રે.' ૪૪

## કડવું પર

(રાગ-સોરઠી મારુ)

આંસુ ભરતી, ભામિની રે, કરે વાણીનો વિચાર, ગુરુજી;
એ ન હોય બાહુકના બોલડા રે, હોય વીરસેનકુમાર, ગુરુજી.
એ જીવન પ્રાણ-આધાર, ગુરુજી, લો તેનો સમાચાર, ગુરુજી. ૧

ભ્રાંત પડે છે રૂપની રે, પ્રગટ્યો માહારો [૧]પાપ, ગુરુજી.
રૂપ ખોયું કહીં રાયજીએ રે, કોણે દીધો દીસે છે શાપ, ગુરુજી.
માહારા જાયે તનના તાપ, ગુરુજી, તમો વડે થાય મેળાપ, ગુરુજી. ૨

અશ્વરક્ષકનો નોહે આચારો રે,* અંતરની જાણે વાત, ગુરુજી;
બોલે બોલ જ મારવા રે, ન હોય ઘોડારિયાની ઘાત,[૨] ગુરુજી.
હું જાણું બોલ્યાની ઘાત, ગુરુજી, હોયે પુષ્કરજીનો ભ્રાત, ગુરુજી. ૩

પુનરપિ જાઓ તેડવા રે, [૩]જીવન વસે છે જ્યાંહાં, ગુરુજી;
પરીક્ષા પુણ્યશ્લોકની રે, એક દહાડે આવે આંહાં, ગુરુજી.
જાઓ અયોધ્યા માંહાં ગુરુજી, હવે બેસી રહ્યા તે કાં, ગુરુજી? ૪

જઈ કહો ઋતુપર્ણને રે, તજી વૈદર્ભી નળ મહારાજ, ગુરુજી;
ફરી સ્વયવર માંડીઓ રે, જાઓ[૪] લગ્નનો દહાડો આજ, ગુરુજી.
એ વાતે નહીં લાજ,[૫] ગુરુજી, જેમ તેમ કીજે કાજ, ગુરુજી. ૫

કપટે લખી કંકોતરી રે, ઋતુપર્ણને નિમંત્રણ[૬], ગુરુજી;
સુદેવ, તેડી લાવજો રે, જોઈએ બાહુકનાં આચરણ, ગુરુજી.
ગુણ[૭] ઉપેર અંતઃકરણ, ગુરુજી, ન જોઇએ વપુનો વર્ણ[૮], ગુરુજી. ૬

વલણ

આચરણ અશ્વપાલકનાં રે, આંહાં આવ્યો ઓળખાયે રે;
પત્ર લેઈ પ્રપંચનું સુદેવ આવ્યો અયોધ્યા માંહે[૯] રે.

કડવું ૫૩

(રાગ-સામેરી)

[૧]સુદેવ સભા માંહાં આવિયો, જાંહાં બેહો ઋતુપર્ણ;
[૨]કર માંહાં આપી કંકોતરી, ઉપર લખ્યું આમંત્રણ.

[૩]પ્રાતસમે પત્ર લાધ્યું, કીધું અવલોકન:
'[૪]સ્વસ્તિશ્રી અયોધ્યાપુરી ઋતુપર્ણ રાય પાવન. ૨

વૈદર્ભથી લખિતંગ ભીમક, નળે દમયંતી પરહરી;
એહેને દેવનું વરદાન છે, માટે સ્વયંવર માંડ્યો ફરી. ૩

પૃથ્વીના ક્ષત્રિય આવશે, તમો આવજો ખપ કરી;
સૂર્યવંશીને વરવું[૪], કુંવરીએ ઇચ્છા ધરી.' ૪

ભૂપ આનંદે ભર્યો, સભા માંહે એમ ભાખે;
'ભાઈ ઓ, વેદવ ણી, દમયંતી[૫] ન વરે કોહોને હું પાખે.'[૬] ૫

અધર ડસે ને કર ઘસે, વિપ્ર ઉપેર આંખ કાઢે;
'નોહાતરિયો નિર્માલ્ય[૭] દીસે છે, આવ્યો લગ્નને દહાડે.' ૬

સુદેવ કહે, 'હું શું કરું? વેગળું તમારું ગામ;
શત[8] ઠામ ઠામ થાતાં [9]આવવું, કંકોતરીનું કામ.' ૭

ધાઈ ગયા હશે સર્વ ભૂપ, જે પ્રથમ રૂપના પલકા;
ઋતુપર્ણ આસનથી [10]ઊઠે બેસે, થાય પરણવાના સળકા. ૮

'હાય,[11] ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો[12] આંતરો હોત, તો જાત જેમ તેમ દોડી.' ૯

ત્રાહિ ત્રાહિ બોલે, મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા.
'વૈદર્ભી વરતાં વેર વાધ્યું[13] અરે બ્રાહ્મણ ભૂંડા! ૧૦

સાંઢ [14]સંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, [15]ન જમું માહારાં મોહોડાં.' ૧૧

સભા માંહાં બેઠા સહી,[16] પરધાન બોલ્યા વચનઃ
'પેલો બાહુક શે અરથે આવશે, બેઠો વણસાડે છે અન્ન?' ૧૨

ઋતુપર્ણ આનંદ પામિયો, મોકલ્યો[17] સેવક;
'લાવ તેડી બાહુકિયાને, જાણે ગયાની તક.'[18] ૧૩

શ્વાસભર્યો દાસ આવ્યો, અશ્વપાલકને પાસ;
'ઊઠો ભાયા,[19] ભૂપ તેડે, એહેવા[20] પરાણો રાશ.' ૧૪

ચાલ્યો બાહુક ચાબકો ઝાલી, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે[21] નીરખતો, નાકે સરડકા ભરતો. ૧૫

[22]સભામાં સહુ હાસ્ય કરંતા, 'આ રત્ન રથખેડન![23]'
ઋતુપર્ણ બોલ્યા માન દેઈ, 'આવો દુઃખફેડન.[24]' ૧૬

ઘણે દિવસે કામ આવ્યું, રાખો માહારી લાજ;
તમો પરણાવો દમયંતી, વૈદરભ જાવું આજ. ૧૭

સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં રાખ્યા એહેવું જાણી;
આજ વૈદરભ લઈ જાઓ, તો ગ્રહું દમયંતીનો પાણિ' ૧૮

બાહુક વળતું બોલિયો, ફુલાવીને નાસા;
'આ ભિયા પરણશે' દમયંતીને! અરે પાપિણી આશા! ૧૯
હંસકન્યા કેમ કરે,[૨૫] વાયસશું સંકેત?
નિર્લજ્જની સાથે ન[૨૬] નીસરું, અમે થાઉં ફજેત. ૨૦
છછોરા[૨૭] ન થઈએ છત્રપતિ, [૨૮]પરપત્નીને શું તલખાં?
કેમ વરે વર જીવતાં? એ મિથ્યા [૨૯]મારવાં વલખાં. ૨૧
પુણ્યશ્લોકની પ્રેમદા, ને ભીમક તણી પુત્રી;
તમો વિષયીને લજ્જા કશી[૩૦]? અમો પડું ઊતરી.'[૩૧] ૨૨
રાય કહે, 'માહારી વતી, હયપતિ, હય હાંકો;
માહારે તો સર્વસ્વ ગયું, તમો [૩૨]જે વારે ના કોહો.' ૨૩
બાહુક વળતો બોલિયો, 'જ્યાંહાં હોયે સ્વયંવર,
અંતર નહીં સ્વામીસેવકનો, [૩૩]આપણ બન્યો વર.' ૨૪
હાસ્ય કરીને કહે રાજા, 'વર તમો પ્રથમ;
ભાગ્ય ભડશે કન્યા જડશે, ત્યાંહાં જઈએ જયમત્યમ.' ૨૫
દૂબળા ઘોડા ચાર જોડયા, રથ કીધો સાવધાન;
શીઘ્ર ત્યાંહાં શણગાર સજવા,[૩૪] સાંચર્યો રાજાન. ૨૬
રાણી કહે ઋતુપર્ણને, '[૩૫]પરહરી ઉપર પ્રેમ;
[૩૭]ક્ષત્રી થકા કરો ઘઘરણું, નહીં હોયે અંતે ક્ષેમ. ૨૭
પતિએ તજી તે અણસતી[૩૮], કાંઈ એક ગોરી ગુધ;[૩૯]
બાહુક વડે તે [૪૦]પામવી, રાય[૪૧] રહ્યું[૪૨] ઊજળું દૂધ. ૨૮
સૂર્યવંશી તણી શોભા[૪૩] તમથી ઝાંખી હોઈ[૪૪]'
રીસ ચડી ઋતુપર્ણને, પછે[૪૫] ધણિયાણી ધકોઈ.[૪૬] ૨૯
'અમો ભ્રમર કુસુમ કોટી સેવું, તું શું [૪૭]ચલાવાં ચાલ?
વીજળી સરખી લાવું વૈદર્ભી, [૪૮]તુંહને શોકનું સાલ.' ૩૦

એમ કહી સભામાં આવિયો, દુંદુભિ[૪૯] રહ્યાં ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને[૫૦], 'કાં જોડયા દુર્બળ[૫૧]વાજી ? ૩૧

કાને લૂલા, ચરણે રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નીસર્યાં, ત્વચા ગાઢી, ભયાનક [૫૨]હણુહણે. ૩૨

ચારે ન હોયે ચાલવાના, આગળ નીચા પૂંઠે ઊંચા;
ખૂંધા ને ખોડે ભર્યા, બે કરડકણા,[૫૩] બે બુચા. ૩૩

પવનવેગી પાણીપંથા, શત જોજન હીંડે હેઠ;
એહેવા ઘોડા મૂકીને, કાં જોડયા[૫૪] દૈવની વેઠ ?' ૩૪

બાહુક કેહે, 'શી ચેષ્ટા માંડી ?[૫૫] ઓળખો અશ્વની જાત ?
જો પુષ્ટ હયને જોતરશો [૫૬]તો, હું નહીં 'આવું સંઘાથ.' ૩૫

'એ અશ્વ રાખો,[૫૭] રથ હાંકો,' ચઢી બેઠો ભૂપાલ;
રાશ – પરાંણો પછાડિયો, બાહુકને ચઢિયો કાળ. ૩૬

[૫૮]આતીવાર લગે લાજ રાખી, બોલ્યો નહી માંમૂચ;[૫૯]
આગળથી રથ કેમ બેઠો, હું પેં[૬૦] તું તે[૬૧] ઊંચ ?' ૩૭

ઋતુપર્ણ હેઠો ઊતર્યો,[૬૨] વિવિધ વિનય[૬૩] કરતો;
જાય ભૂપ પાસે, બાહુક નાસે, રથ પૂંઠે[૬૪] ફરતો. ૩૮

પ્રણિપત્ય કીધી ઋતુપર્ણે, 'હયપતિ, હઠ મૂકો;
ઉપગારી જન[૬૫] અપરાધ માહારો, બેઠો તે હું ચૂકયો.'[૬૬] ૩૯

બાહુક કહે, 'જદ્યપિ[૬૭] રાશ ઝાલું, બેસીએ બેહુ જોડ;[૬૮]
તુજને હરખ પરણ્યા તણો, તેમ હુંયે[૬૯] ભર્યો છઉં કોડે' ૪૦

સાહામસાહામાં ચક્ર ગ્રહીને, બંન્યો સાથે ચઢિયા;
એડી દીધી બાહુકે[૭૦], ત્યારે અશ્વ ઢળીને પડિયા. ૪૧

મુગટ ખસિયો રાયજીનો, માનશુકન ત્યાંહાં હુઆ;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે 'ધણી–મુઆ !' ૪૨

૭૧'અન્ન તેહેવા અશ્વ નિર્બળ,' ખાંચે ખીજી ખીજી;
રાય કહે, 'લોક સાંભળે, હું વિના ગાળ દો ખીજી.' ૪૩
સુદેવ તાણી બેસાડિયો, ૭૨રાય ચડાવે ડાળા;
શેરીએ શેરીએ જાન જોવા, ૭૩ઊભાં લોકનાં ટોળાં. ૪૪
દુર્બળ ઘોડા, દરિદ્રી બ્રાહ્મણ, જોગ્ય સારથિનો જોડો;૭૪
વૈદર્ભીને વરવા પધારે,૭૫ ભલો ભજ્યો વરઘોડો !૭૬ ૪૫

હાંકે ને હીંડે પાછા પાછા, જૂંસરાં૭૭ કાઢી નાખે;
તાણી દ્રોડે ઘર ભણી, ઊભા રહે વણરાખ્યે ૪૬

પૃષ્ઠ૭૮ ઉપર પડે પરાણા, કરડવા પાછા ફરે;
પોહોળે પગે રહે ઊભા, વારવાર મળમૂત્ર કરે. ૪૭
૭૯રાય કેહે, 'હો હયપતિ, નથી વાત એકો સરવી.'
બાહુક કેહે, ૮૦'ચંતા ઘણી છે, માહારે દમયંતી વરવી'. ૪૮

ઘણે દોહેલે ગામ મૂકયું, રાયે નિસાસા મૂકયા;૮૧
પુણ્યશ્લોકે હેઠા ઊતરીને, કાન હયના ફૂંકયા. ૪૯
અશ્વમંત્ર ભણ્યો ભૂપતિ, ૮૨ઇંદ્રનું ધરિયું ધ્યાન;
અશ્વ ચાર૮૩ ઊડતા, ઉચ્ચૈઃશ્રવાને સમાન. ૫૦

અવનીએ અડકે નહીં, ૮૪રથ અંતરિક્ષ જાય;
દોટ મૂકી બેઠો બાહુક, ૮૫'રખે પડશો રાય.' ૫૧
માંહોમાંહે વળગી બેઠા, ભૂપ ને બ્રાહ્મણ;
રાય વિમાસે,૮૬ 'વરે૮૭ કન્યા, વરૂઆમાં ૮૮ વશીકર્ણ ! ૫૨

કામણગારો કાળિયો, એહેના ગુણ છે રસાળ;
ત્રણ કોડીનાં ટાટુઆં, એણે કીધાં ૮૯પંખાળ !' ૫૩
હસી રાજા બોલિયો, ધામડી બાહુકના સ્કંધ;૯૦
'તાહારે પુણ્યે માહારે થાશે, વૈદર્ભીશું૯૧ સંબંધ. ૫૪

વાજી-વિદ્યા વાસવની, તુજ કને પરિપૂર્ણ;
નાહાની વાત નુ હે જે,[92] રેહે મંત્રનું સ્ફુરણ. ૫૫
ઐરાવત ઉચ્ચૈઃશ્રવા, હાર્યો ગરુડનો વેગ;
તમારે હાકવે હવડાં થયા[93], વૈદર્ભ લેગાભેગ.' ૫૬

વિખાણે પોતાનાં ભાગ્યને, અને ભૂપ કાઢે ગેહેલાં,
'જો દમયંતી મુજને વરે, તો બાહુકને પૂજું પેહેલાં. ૫૭
ભીમકસુતાનો હસ્તમેલાપક, જો ત્યાંહાં થાયે, હયપતિ'—
બાહુક કહે, 'વિલંબ શું[94] છે, પ્રબળ તાહારી રતિ.' ૫૮

વાટ ઓસરે વાત કરતાં, ઊડતા ચાલે અશ્વ;
રાય વિદ્યા વિખાણે, ન જાણે મંત્રનુ[95] રહસ્ય. ૫૯
તાણ્યા ન રેહે ત્રેહેક્યા, દે દોટ ઉપેર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયનો પામરી જોટો. ૬૦

'હાં હાં, રાખ' કરતાં[96] હય હીંડ્યા, રથ ગયો જોજન;
બાહુકે રથ રાખિયો, 'જાઓ,[97] લેઈ આવો રાજન.' ૬૧
રાય વળતું બોલિયો રે, શ્રમ[98] મન વિચારી:
'દમયંતીના નામ ઉપેર, નાખી[99] પામરી ઉતારી. ૬૨

[100]જો લેઈ આવે:તો તુજને આપું, બાહુક, બંન્યો જોડ.'
બાહુક કેહે, [*]દમયંતી ઉપર, તું સરખા વારું[1] ક્રોડ. ૬૩

[2]રાય મોટા દાનેશ્વરી બોલ્યા[3], બાહુક, જાચક તું થા;
પરણવા જાઉં છું દમયંતી, લેઉં તાહારી ભીખના[4] ચૂથા?' ૬૪

એહેવું કહી રથ ખેડિયો; રાય મન વિમાસે:
રંક હોય તો સદ્ય લલચે[5], મોટો કેમ વિરાસે? ૬૫
'હયપતિ, તમમાંહાં વિદ્યા મોટી, ગુણે વળિયો છેક;
[6]તમારે પ્રતાપેથી છે, મુજ કને વિદ્યા એક. ૬૬

ગણિતશાસ્ત્રને હુ જાણુ છુ, કોહો તો દેખાડુ કરી'
[7]એક બેઢાનો વૃક્ષ તા દીઠો, બાહુક પડ્યો ઊતરી ૬૭

રાય પ્રત્યે કેહે બાહુક, 'ગર્વવચન કહ્યા[8] આવડા,
આ બેઢાની જમણી ડાળે[9], કેટલા છે પાદડ ?' ૬૮

રાયે વિચારી કહ્યુ, 'સહસ્ર ત્રણ શત ને ત્રણ'
બાહુકે જઈ વૃક્ષ છેદ્યુ, ડાળ પાડી ધર્યુ ૬૯
ગણી જોયા બાહુકે, ઊતર્યા તતે તત,[10]
ઉત્કૃષ્ટ વિદ્યાને દેખી, હરખ્યુ નળનુ ચત ૭૦

ફરી આવ્યો રથ પાસે, [11]કહ્યુ, 'રાય તમો ધન્ય'
ભૂપ કહે, 'જો મન મળે[12], તો વિદ્યા લીજે[13] અન્યોન્ય' ૭૧
માહોમાહા મત્ર આપ્યો, મને મન ગયા મળી,
પરીક્ષા કરવા વિદ્યા, નળે ડાળ છેદી વળી ૭૨

કહ્યા તેટલા પત્ર ઊતર્યા, ગણિત[14] સખ્યા મળી,
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાહાથી નીસર્યો[15] કળિ ૭૩
પાડાનુ ચર્મ પહેરિયુ, ઊટચર્મના ઉપરણા,
ટૂકડા ચરણ ને શ્યામ વર્ણ, કેશ છે પચવર્ણા ૭૪

કરમાહા કાતી, આખ રાતી, મુખે રુધિરના ઓઘગળ,
ભર્યો રીસે શગડી શીશે, ઊઠે અગ્નિજ્વાળા ૭૫

નીસરી નાઠો, [16]ભય-ફાટ્યો, ધાયો નળનરેશ,
[17]લપડાકે પાડી શગડી, ગ્રહ્યા કળિના કેશ. ૭૬

વીજળી સરખો[18] ખડ્ગ વીજ્યો[19], 'ન જાયે જીવતો પાપી,
રાજ ભ્રષ્ટ કીધુ, દુખ દીધુ, રહ્યો દેહમા વ્યાપી.' ૭૭
રગદોળ્યો રેળ્યો [20]રણુ માહા, 'કેમ પડ્યો[21] હુતો પૂઠે ?'
આખ તરડે, દત કરડે, મરે ખડ્ગની મૂઠે ૭૮

ઊઠે, અડવડે, અવનિ પડે, અકળાન્યો અલેખે;
[22]આહુકના હસ્ત, કલિનાં અસ્થ, ઋતુપર્ણ નવ દેખે. ૭૯

રુદન કરતો, આંખ ભરતો, કળિ પગે લાગે,
'પુણ્યશ્લોકજી, ઉગારીએ, [23]ન મારીએ, ઘણું વાગે' ૮૦

'[24]અધર્મનાં એ મૂળિયાં, તુને જીવતો કેમ મૂકું?
[25]અમો તેં રોવરાવિયા, નથી નેત્રનું જળ સૂકયું. ૮૧
અરે પાપી ધર્મછેદન, વિશ્વવેદનાકારી,
વિયોગદાતા, છેદનશાતા[26], તેં તજાવી નારી. ૮૨

[27]અવગુણ કેહેવા, કરાવી સેવા, પારકે મંદિર.'
વદે દીન વાણી, મૃત્યુ[28] જાણી, [29]નેત્રે ભરે નીર: ૮૩
'મહારાજ, વળના[30] મારજો, [31]ગુણ અવગુણ જોઈ.'
નળ કહે, '[32]અવગુણભાજન, સૃષ્ટિ સર્વ વગોઈ.' ૮૪

'સ્વામી, બે ગુણ મોટા મુજમાં, [33]અવગુણ-આચ્છાદન.'
નળ કેહે રે 'ગુણ અવગુણ, બેહુનું કર વર્ણન' ૮૫
'સ્વામી, પ્રથમ અવગુણ વર્ણવું, માહારું જે આચર્ણ;
જાંહાં હું ગયો ત્યાંહાં ધર્મ નહીં, ભ્રષ્ટ ચારે વર્ણ. ૮૬

દંભી લોભી લૂલતા[34], બ્રાહ્મણને કરું ભ્રષ્ટ;
અલ્પ આયુ, અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ. ૮૭
અણઆચાર ને અપરાધ બહુ[35], અનંત આભડછેટ[36];
[37]સુધ હું સ્નાનશીલિયો, હું ભખળ કરું નેટ. ૮૮

જપ, તપ, તીરથ, જાત્રા, દેયા દાન છંડાવું;
[38]મહિમા મરજાદા મુકાવું, ઉન્મારગ[39] મંડાવું[40]. ૮૯
[41]અભક્ષ-ભક્ષ, અદર્શ-દર્શ, અવાકયને બોલાવું;
હંસ[42] કરું ધ્યાન માંહાં, હું તપ[43] ઘકી ડોલાવું. ૯૦

સ્વજન-વૈર, પરશું મૈત્રી, . નીચની સંગત;
[૪૪]વૈષ્ણવ તાં ફેડું, વિષે થાપું, કરે ભારજાની ભગત્ય. ૯૧

માતાપિતાને પુત્ર ઉવેખે, દેખે [૪૫]શ્યામામાં સાર;
ક્રીડા કામ, જામ આઠ શું ત્રિયા માંહાં[૪૬] તદાકાર. ૯૨

[૪૭]વિષયવાત કરતાં જામ જાયે, ગાય ગોરીના ગુણગ્રામ;
[૪૮]લંપટ નિર્લજ ઈવરતાં[૪૯], જપે નારીનું નામ. ૯૩

હેલા માંહાં બ્રહ્મચર્ય મુકાવું, મુનિ પડે મોહ માંઝ[૫૦];
[૫૧]પાખંડ લંઠ સુખે જીવે, [૫૨]એહેવું માહારું રાજ. ૯૪

હું વ્યાપું ત્યાં [૫૩]હરિહર શા? નહી દેવ દેવસ્થલ;
જ્ઞાનગોષ્ઠિ [૫૪]નહીં ગુણી, એહેવું માહારું બળ. ૯૫

સ્વામીદ્રોહી, ગુરુદ્રોહી, જન મિત્રદ્રોહી ઘણા;
વચનદ્રોહી, બ્રહ્મદ્રોહી, એ સર્વ લક્ષણ[૫૫] આપણાં. ૯૬

પ્રજા ખોટી, રાય લોભી, નિરંકુશ[૫૬] લંપટ નાર;
વ્યભિચારિણી ને કારણી[૫૭], ભમતી હીંડે પરદ્વાર[૫૮]. ૯૭

ભરથાર પહેલી કરે ભોજન, સુએ સ્વામી પહેલી;
થાકે નહીં તે વાદ કરતી, વઢકણી મનમેલી[૫૯]. ૯૮

ક્રોધમુખી ને ચોરટી, લોભણી લખલખતી;
સાચી વાત મળે નહીં, આઠે પહોર બકબકતી[૬૦]. ૯૯

થોડાબોલી સાધુ મુદ્રા, ' સ્વામીને સૂતો વેચે;
[૬૧]પૂછ્યો ઉત્તર તંત બોલે, બોલે પેચે પેચે. ૧૦૦

[૬૨]અભડાવી નવેણુ અન્ન ચાખે, જણાવે પરમ પવિત્ર;
કળિ કહે માહારે પુણ્યે[૬૩], એહેવાં સ્રીનાં ચરિત્ર. ૧૦૧

[૬૪]પંડિત દુઃખી, મૂરખ સુખી, ભોગીને રોગ ભરિયા:
અસાધુ અંત સંતોષે[૬૫] પામે, સાધુ ઘડી[૬૬] ન ઠરિયા ૧

અન્ન તાં ખાનાર નહીં, ખાનાર તાં નહીં અન્ન;
ધન તાં દાતાર નહીં, દાતાર તાં નહીં ધન. ૧૦૩

રૂપ ત્યાંહાં રે ગુણ નહીં, ગુણ ત્યાંહાં નહીં રૂપ;
શા શા અવગુણ વર્ણવું પ્રતાપ માહારો, ભૂપ![૬૭] ૧૦૪

શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનું ઉપસર્પણ[૬૮];
સ્ત્રીની સ્વાગત[૬૯] કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ. ૧૦૫

[૭૦]છલ છલભેદ ખેદ અઘ, કોટી કરે અંન્યાય;
ગોવિક્રય હયવિક્રય ને વિક્રય કરાવું કન્યાય. ૧૦૬

પરપત્ની ને[૭૧] પરનિંદાભર્યા[૭૨] કોટી અપલક્ષણ;
[૭૩]અપવિત્ર અન્ન, સીમંત અન્ન. ક્રિયા-અન્ન ભક્ષણ. ૧૦૭

વાટ પાડી[૭૪] વિશ્વાસઘાતી, માહારા રાજમાં બહુ વાધે;[૭૫]
દેવની પૂજા[૭૬] તજે, ને અસુરને આરાધે. ૧૦૮

[૭૭]વિષયી વૈરાગી, ભોગી જોગી, ખોટા વણજ વ્યાપારી;
વિષયસેવા[૭૮] કરે ને ગર્ભ ધરે, નવ[૭૯] વરસની નારી. ૧૦૯

[૮૦]સુરભી પય થોડું કરે, વળી દકાળ ને[૮૧] દુરભક્ષ;
શોક રોગ વિયોગ ઘેર ઘેર, સદા જળ ભરે ચક્ષ ૧૧૦

કોનું રૂડું દેખી નવ શકું, માહારે કો સાથે નહી સ્નેહ;
કળિ કહે, 'નળરાયજી, અવગુણ માહારા એહ, ૧૧૧

[૮૨]કો કોને નમ્યું ન આપે, જ્યાં રાજ્ય માહારું હોય;
સાચું કો બોલે નહીં, ને જૂઠું બોલે સરવ કોય, ૧૧૨

વિશેષ [૮૩]કેશ આમળી ઝાલ્યા, ચઢી નળને રીસઃ
'હવે, દુષ્ટ, મૂકું નહીં, સદ્ય છેદું શીશ.[૮૪] ૧૧૩

અધરમી અવની વિષે, આવડા તાહારા ઉન્માદ;[૮૫]
તારો વધ[૮૬] જાણીને વિશ્વ,[૮૭] મુજને દેશે આશીર્વાદ.' ૧૧૪

કવિ વળતું બોલિયો, 'હા, હા, ઘાત કરો છો કેમ?
પછે મુજને મારજો, બે ગુણ કહું પ્રથમ. ૧૧૫
કૃત, ત્રેતા, દ્વાપર માંહાં, સહસ્ત્ર વર્ષ તાપસ તપે,
તોયે હરિ–હર–બ્રહ્મા દરશન કોને ન આપે.' ૧૧૬
કળિ કહે, માહારા વારામાં,[88] ધરે ધ્યાન દઢ વિશ્વાસે,
તો [89]ઇષ્ટદેવ સવથા, આવી મળે ખટ માસે ૧૧૭
[90]એક ગુણ એ માહારો, બીજો કહું વિસ્તારી;
શત વાર દાન કરે [91]ત્રણ યુગે, એક વાર પામે ફરી. ૧૧૮
ભાવે કભાવે નરનારી આપે,[92] માહારા વારા માંહે;
એક વાર દાન દીએ,[93] તે સહસ્ત્રગણું ત્યાં થાયે' ૧૧૯
'અગણિત અવગુણ[94] તાહારા, બે ગુણે ઢંકાયા.'
નળ કહે, જા, નહીં હણું, બે ગુણે ઊપની માયા[95] ૧૨૦
(પણ)[96] માહારા રાજ્યમાં તું [97]નહીં, જો હોયે જીવવાનું કામ,'
કળિ કહે, 'હું કાંહાં વસું? આપો રહ્યાનો[98] ઠામ. ૧૨૧
જાંહાં જાંહાં જાઉં તાંહાં નામ[99] તમારું, કાંહાં રહું હું દાસ?[100]
નળ કહે, 'બેઢાના વૃક્ષ માંહાં, સદા પૂર તું વાસ.[1] ૧૨૨
[2]જે જન છાયા જાણીને આવશે, સ્પર્શ કલિનો થાશે;
તેણે દિવસે સુકૃત કરશે, તે નિથ્યા થઈ ને જાશે. ૧૨૩
જ્યાંહાં કથા કહેવાયે માહારી, તાંહાં થકી જા, કહું;[3]
બે સ્થાનક બળ ન કરવું, દૂર રહેજે તુંય'[4] ૧૨૪
રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણ સમજ્યો નહીં,
હર્ષપૂરણ હય[5] હાંકયા, જાણે પ્રેમસરિતા વહી ૧૨૫

વલણ

[6]વહી ચાલ્યો નળ સબળ, લજ્જા પામ્યો નાટ રે;
કહે ભટ પ્રેમાનંદ નાથની, વૈદર્ભી જુએ વાટ રે. ૧૨૬

## કડવું ૫૫

( રાગ કેદારો[1] )

ઋતુપર્ણ કહે વિપ્રને, એ શું કારણ, સુદેવ રે;
ભ્રાત પડે છે મુજને, નથી સ્વયંવરના અવેવ રે. ૧

મુનિ, મિથ્યા મને લાવિયા, કાંઈ કીધું[2] કપટ રે;
રિપુ[3]લોક હસાવિયા, ફેરો પડ્યો ફોગટ રે. ૨

વેહેવાકર્મ નથી દીસતું, તાંહાં નથી રચ્યો[4] મંડપ રે;
દુદુભિ નથી બોલતાં, નથી થાતું તાંડવ[5] રે.' ૩

સુદેવ વળતું બોલિયો, છે છાનું વેહેવાનું કર્મ રે[6];
કંકોતરી કોણે[7] લખી છે, [8]ન ભાંજશો ભીમકને[9] ભર્મ રે. ૪

ક્ષણુ એક રહીને આવજો, પૂછેથી મહારાજ રે.'
આગળથી તે[10] સાંચર્યો, વધામણી કરવા[11] કાજે રે. ૫

વૈદર્ભી જુએ છે વાટડી, વિપ્ર આવ્યો ઘર માંહે રે;
હરખે ભરી સુંદરી, દમયંતી લાગી પાયે રે. ૬

'રૂડી કહેજો વધામણી, શું પધાર્યા પ્રાણનાથ રે?'
'બાઈ, રૂપે રે[12] નથી ઓળખ્યો, શત જોજન કીધો સાથ રે. ૭

છે રૂપ તેહેનું બિહામણું, જાણે[13] બીજો નળ[14] રે;
[15]બાહુકને પરીક્ષાને તેડજો, એકાંત વાડી સ્થળ રે.' ૮

દમયંતી હરખી ઘણું, [16]જે આવ્યા ઋતુપર્ણ રે;
નગરલોક હસે ઘણું, જોઈ [17]સારથિનો વર્ણ રે. ૯

ભીમકરાય[18] સાહામો ગયો, રથથી ઊતર્યા રાય રે;
ત્રણે[19] રાજકુંવર મળ્યા, ઊઠી સર્વ સભાય રે. ૧૦

વલણ

સભા સર્વ બેઠી થઈ, આસન બેઠા ભૂપ રે.
ભીમક આદિ સર્વ કો, જુએ સારથિનું રૂપ રે. ૧૧

## કડવું ૫૬

(રાગ-કેદારો : દેશી લહેકણી)

ભૂપ ભીમક ભક્તિ[1] કરે ઘણી રે, ' ભલે પધાર્યા
અજોધ્યાધણી રે;
[2]થાકયા અવયવ દીસે દેહના રે, એકલા[3], નથી શેં સેના રે ? ૧
હય દુર્બળ વળિયો છેક રે, સારથિ સંસાર–વીત્રેક રે;
કાંઈ અટપટું સરખું દીસે રે,' એહેવે બાહુક બોલ્યો રીસે રે: ૨
' ઋતુપર્ણ, મૂકો રથ તાણી રે, ઊઠો, ઘોડાને કરો ચાર–પાણી રે,'
નાખ્યો પરાંણો ને રાશ રે, જઈ બેઠો ઋતુપર્ણને પાસ રે. ૩
આવે લગતો,[4] રાય આઘો ખસે રે, સભા મુખે વસ્ત્ર દેઈ હસે રે;
તેમ મચમચાવે આંખડી રે, ખોળામાંહાં વસ્ત્રની ગાંઠડી રે. ૪
ઋતુપર્ણને બાહુક[5] પૂછે રે, 'વેહેવાનો વિલંબ શો છે રે ? '
રાજા[6] સાને રાખે વારી રે, તેમ બાહુક બોલે ખંખારી રે. ૫
ઋતુપર્ણને પૂછે ભીમક રે, ' શું સખા કરે છે જક રે;
એ મિત્ર કયાંહાંથી ઉપરાજ્યો રે, જેથી કામ[7]હીરું છે લાજ્યો રે ! ૬
ઘણુ થાકયા, રેણુ ભરાણા રે, કોહો, કયાં થકી આવ્યા, રાણા રે ? '
ઋતુપર્ણ કહે, ' આ બિયા ગુણી રે, એકુ વિદ્યા નથી ઊણી રે. ૭
કો વિદ્યાએ ન જાયે વાધી રે, તે માટે મૈત્રી એ શું[8] બાંધી રે;
રથહાંકણુ વિદ્યા હાથે રે, મેં મૃગયાં તેડયા સાથે રે. ૮
વન ભમતાં થયો અતિકાળ રે, આંહાં આવી ચડયા, ભૂપાળ રે;'
ભીમક કહે, 'કીધી કરુણા રે, આજ સહેજે સ્વામી પરુણા રે.'

ભૂપે હલભલ[9] કીધી રે, આજ્ઞા રસોઈની લીધી[10] રે;
ભૂપ બાહુકનો ભેદી રે, કહે, 'આ ભિયા છે આપ-નૈવેદી રે' ૧૦

વલણ

'આપનૈવેદી છે સારથિ', હસ્યો ભીમક ભૂપાળ રેઃ
'અન્નવમન[11] થાયે દરશણે, તે[12] ભિયા મહા સૂગાળ રે!' ૧૧

## કડવું ૫૭

(રાગ-નટની દેશી[1])

બાહુક મોકલ્યો વાડી માંહે, રસોઈ સ્થળ એકાંત;
વૈદર્ભી કહે, 'કીજે પરીક્ષા, પુણ્યશ્લોકની પડે ભ્રાંત'.
ભીમકે સેવકને આજ્ઞા આપી, અશ્વનો લિયો તપાસ;
ઋતુપર્ણ ઊતર્યા[2] ભવ્ય ભવનમાં, કરે સેવા દાસ.

દમયંતીએ પિતાને કહાવ્યું, 'આજ્ઞા તમારી લીજે;
બાહુકમાં ગુણ છે નળરાજાના, અમે પરીક્ષા કીજે.'
એકાંત વાડી દમયંતીની, ત્યાંહાં કીધું રસોઈનું સ્થળ;
[3]ઠાલો કુંભ આણીને મૂક્યો, મૂક્યાં કાષ્ઠ, નહીં અનલ.

બીજાં પાત્ર મૂક્યાં નાનાવિધનાં, [4]ન મૂક્યું મેક્ષણ;
માધવી કેશિની[5] મૂકી સેવાને, જાણે સર્વ લક્ષણ.
દમયંતી બેઠાં ઝરૂખે, અંતરપટ આડો બાંધી;
'તેડી આવો[6] રૂપાળાને, જોઈએ કેમ જમે છે રાંધી.'

[7]દાસી એક તેડવાને આવી, 'ચાલો, કંદર્પ કોડ;
અમારી બાઈજીની વાડી સોહાવો, ચાલો, ચંપાના છોડ'
[8]ઊઠયો નળ, ચાલ્યો અંતઃપુર[9], આનંદ અંતર આણી,
સખી-સાહેલી આશ્ચર્ય[10] પામે, હસે સણગટ[11] તાણી.

[12]જુએ હેરીને દમયંતી, વિસ્મય પામી મનમાં;
"આ સ્વરૂપની ન મળે જોડી, જોતાં ત્રણ ભુવનમાં. ૮
શરીર દીસે દવનું દાધું, સ્કંધે જાડો, પગે પાતળો;
ટૂંકડા કર ને નસ[13] નીસરી, મોટો પેટનો નળો. ૯

કાંહાં નળ, કાંહાં બાહુક! કાંહાં સૂરજ, રાહુમંડળ!
વાંકું મુખ ને મસ્તક[14] મોટું, પાઘડી ઊડળગુંડળ. ૧૦
[15]એ સાથે શી ગોઠડી ઋતુપર્ણને, ભાવટ લાગી ભવની;
હીંડતાં પગને સ્પર્શે કરીને,[16] કાળી થાયે અવની. ૧૧

એહને વિદ્યા હય હાંકયાની, આશ્ચર્ય સરખું દીસે;
કતરાતો આવે, નાક ફુલાવે, ભ્રૂકુટિ ભરી છે રીસે.' ૧૨
દમયંતી પાસે હસતી હસતી, ભાભી આવી ત્રણ;
'બાઈ, આ પૂતળું [17]કયમ પધરાવ્યું? વારુ[18] રૂપ ને વરણ! ૧૩

[19]કદાચ નળજી[20] નીવડશે, રહેશે એહવું અંગ;
કોહો, બાઈ, તમો આ પુરુષનો, કેમ કરશો સંગ? ૧૪
શાપ હશે કો તાપસનો રે, નહીં જાય કોટી ઉપાગે[21];
આ ભિયા આસન બેસશે, તમે કેમ રહેશો વામાંગે[22]? ૧૫

જ્યાંહાં હશે ત્યાંહાંથી કાલ આવશે, બાઈ, તમારો સ્વામી;
એમ વલખાં શું મારો છો? કાંઈ ધીરજ ધરો, ગજગામી'[23]. ૧૬
[24]વૈદર્ભી કહે, 'કૌતુક[25] મૂકો, બેસો, કીજે પરીક્ષા';
'જાઓ, સેવા કરો બાહુકની', સખીને દીધી શિક્ષા. ૧૭

કેશિની[26] માધવી બંન્યો આવી, બાહુકજીને પાસ;
રૂદે ભરાયું નળરાજાનું, ઓળખી બંન્યો દાસ. ૧૮
સૂકા વૃક્ષને સ્પર્શ કીધો, સદ્ય[27] થયું નવપલ્લવ;
[28]દાસી બન્યો હરખ ભરાઈ, 'હોય વૈદર્ભીનો[29] વલ્લભ!' ૧૯

કેહે સહિયારી, 'હો આચારી, મન ન આણુશો ધોખો;
[૩૦]દ્રુમ તળે સ્થળ પવિત્ર કીધું છે, અમો દીધો છે ચોકો.' ૨૦

[૩૧]નાહવાનું વસ્ત્ર પેહેરે ઘણું શોભા, પાઘડી–પિછોડી વરજે;
જંઘાએ ગૂંછળાં કેશ તણાં રે, શરીર ભર્યું છે ખરજે. ૨૧

[૩૨]નીચું ઊંચું ભાળે અને શરીર ખજવાળે, દાસીએ
અવલોકન[૩૩] કીધો;
રાંટે રાટે પગે હીંડે ખડખડતો, હાલો કુંભ જઈ લીધો. ૨૨

વરુણમંત્ર ભણ્યો નળરાજા, તતક્ષણ કુંભ ભરાયો;
વીસ ઘડા રેડ્યા [૩૪]શિર ઉપેર, ઊભો રહીને નાહ્યો. ૨૩

દાસી અતિ[૩૫] આનંદ, પામી, કૌતુક દીઠું વળતું;
ચુહુલ માંહે કાષ્ઠ મૂક્યાં, અગ્નિ વિના મંત્રે[૩૬] કીધું બળતું. ૨૪

ઊભરાતું અન્ન કર વડે હલાવે, કડછીનું નહીં કામ;
સખી ગઈ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ: ૨૫

'વાણી, વૃક્ષ, જલ, અનલ, ચાર પરીક્ષા મળી;'
[૩૭]અન્ન લાવો અભડાવી,' વૈદર્ભી કેહે, 'જાઓ વળી.' ૨૬

રમતી રમતી [૩૮]નેહે નમતી, નીરખતી નિજ ગાત્ર[૩૯];
એકે બાહુક વાત લગાડ્યો[૪૦], એક નાઠી લઈ અન્નપાત્ર. ૨૭

'અરે પાપણી' કહી બાહુક ઊઠ્યો, દાસીએ મૂકી દોટ;
[૪૧]માધવી કેહે, 'ફરી રસોઈ કરો, હું દેઈ આપું અભોટ.' ૨૮

ફરી પાક નિપાયો નળરાજા, બેઠો કરવાં ભોજન;
પછે દમયંતીએ જોયું ચાખી, અણાવ્યું જે અન્ન. ૨૯

સ્વાદ ઓળખ્યો, 'નળરાય[૪૨] નિશ્ચે, પાક પરમ રસાળ';
[૪૩]કિંકરી ફરીને મોકલી, લેઈ[૪૪] સાથે બંન્યો બાળ. ૩૦

કરી પાડી રે (ગુ. ૩). ૨૭ હેંડતો તે વંન્ય વીપત્ય પાડી રે(ગુ. ૩). ૨૮ ગયા નાથ (ગુ. ૨), ગયો અબલા (ગુ. ૪). ૨૯ કુકર્મ (ગુ. ૨); કુકું ક્રમ (ગુ. ૪). ૩૦ આળ (ફા. ૧, ગુ. ૬, ન૦). ૩૧ ગુ. ૧માં બંને ચરણ ઊલટા ક્રમમાં છે. ૩૨ વિયેગે વગર સહઅસ્ત્રે રે (ગુ. ૩); વિયોગવસ્ત્રે (ફા. ૨); શતખંડ વસ્ત્ર વિયોગ શસ્ત્રે (ફા. ૧); અરધગેથી અલગી કીધી (ગુ. ૪); શતખંડ કીધું વસ્ત્ર નાથ શસ્ત્રે (ગુ. ૬). ૩૩ ફરીઉ વનમાંહી અર્ધું વસ્ત્રે રે (ગુ. ૩); ફરી વનમાં તારુણી...(ન૦, કા૦). ૩૪ ગુ. ૨નો પાઠ. 'મન નવ અટકી' (ગુ. ૧); વાત શી મન અટકી (ફા. ૨, ગુ. ૩, ૬, ન૦, કા૦); મનમેં સી વાત અટકી (ગુ. ૪). ૩૫ શીતલ–સીતલ (ગુ. ૨, ૪). આખી કડી ફા. ૧ તથા ગુ. ૬માં નથી. ૩૬ મસ્ત સેમે (સમયે) ઉગારી લીધી (ગુ. ૪). ૩૭ આ પછી ગુ. ૪માં નીચેની પંક્તિઓ વધુ છે:—

વલતી મથે તે સત્રુ થઓ, પટરાણી કર એવો બોલ કહો,
ન સકી જાવા જોર કરી, નગર ભણી ચોલો વેગે કરી.
નાવમે પુછે છે સુંદરી, સંધાએ હસ્તીએ પોકમે ભંગણ કીધી.
એક જોસીએ અબલા દેખાડી દીધી.........

૩૮ જોડણી—લોકે શૌહારી (ગુ. ૨); શાહારી (ગુ. ૩); સીહારી (ગુ. ૪). ૩૯ પરધાંમ જે (ગુ. ૪.) ૪૦ ઉદર (ફા. ૧, ગુ. ૪, ગુ. ૬). ૪૧ મોટી માલા (ગુ. ૧). ચઢી સી મોતીહારની ચોરી (ગુ. ૪). ૪૨ વર્ણવસ્ત્ર...(ગુ. ૧). ૪૩ નાડાં દેવા નેહેરી રે (ગુ. ૩). ૪૪ ગુ. ૨ પ્રમાણે. અહીસ્ત નારની નાર...(ગુ. ૧). ૪૫ બાહુકજી (ગુ. ૨, ૪). ૪૫ બાહુકજી (ગુ. ૨, ૪). ૪૬ ન ઘટે (ફા. ૧, ગુ. ૨, ૪, ૬); ઘટે છે (ગુ. ૩). ૪૭ વૈકુંઠનાથ (ગુ. ૨, ૩, ૪, કા૦). ૪૮ પુરુષને (ફા. ૧, ન, કા.); રે મિત્રને...(ફા. ૨); સ્નેહીને (ગુ. ૨); નેં સ્નેહી, તીને (ગુ. ૩). ૪૯ મર્મની વાંણી, નલનાથ...(ગુ. ૨, ૪); નલરૂપ (ગુ. ૩). ૫૦ સુણી (ફા. ૧); જોઈ પ્રીતને (ગુ. ૪). ૫૧ બીજ્યો (ફા. ૧, ગુ. ૨); વીસેસે બીજે (ગુ. ૪); પ્રીત વીસેરો તીની શનિ કાજે બીજો

રે (ગુ. ૩). ૫૨ ફા. ૧ નું ૬૦ મું કડવું અહીંથી શરૂ થાય છે. ગુ. ૬નું પણ તેમજ છે. ૫૩ પ્રભવે હોએ જ્વાળા (ગુ. ૨), પ્રેમજ્વાળા (કા૦). ૫૪ સુંદરી સાધ...(ગુ. ૨); સુંદરી સાધુ (ગુ. ૪, કા૦). ૫૫ ગુણહીન સાથે (ફા. ૧, ગુ. ૨–૩–૪, કા૦). ૫૬ ગુ. ૨ તથા ૩માં 'આયુષ્ય' નથી, તો ગુ. ૪માં 'યૌવન' નથી. ૫૭ અહીંથી શરૂ થતી ત્રણ કડીઓ ફા. ૧ તથા ગુ. ૬ માં વધારે છે, ને સાંથી લીધી છે. ૫૮ આ કડી ગુ. ૨માં નથી. ૫૯ જેણે આશ ફેડી (ગુ. ૬); સગાં માતની પ્રીત તે નાથે ફેડી (ફા. ૨); તે નાથે ફેડી (ગુ. ૩, ૪). ૬૦ ગયા તીર્થે નેં પુર્ષ સ્ત્રી સાથેં તેડી રે (ગુ. ૩); ગયો પુરૂષ તીર્થે નારી સાથ તેડી (ન૦, કા૦). ૬૧ સ્ત્રી ભરથારે (ફા. ૧, ગુ. ૨, ૫, ૬); નાથે (ગુ. ૩); ભમતાં રે (ન૦, કા૦). ૬૨ તે પાપણી નારીએ શર્વ ખાધા (ગુ. ૨); તે પાપણીએ પેહેલાં હું વિના તે ખાધાં રે (ગુ. ૩); તે પાપણીએ તાર પેલાં મછ ખાધાં (ગુ. ૪);...ત્રણે મછ ખાધાં (ફા. ૧). ૬૩...પ્રશ્નની રીત કેવી (ગુ. ૪). આ અને પછીની કડીને બદલે ફા. ૨માં એક જ આ કડી છેઃ 'કહો ભીમકબાળા તે ધર્મ કયાંનો? તેને મૂકતાં નાથને વાંક શાનો?' ૬૪ તેહેનો રે નાંહાનો (ગુ. ૧); તીનો, ન રહીએ શેની રે (ગુ. ૩). ૬૫ નાથનો (ગુ. ૨); કંથનો (ગુ. ૩). ૬૬ દોષ (ગુ. ૪). ૬૭ પ્રેમદા (ગુ. ૨). ૬૮ દીર્ઘ વાલે (ગુ. ૧); બાલે રે (ગુ. ૩). સ્વીકારેલો પાઠ ગુ. ૨, ૫, ફા. ૧–૨નો છે. ગુ ૪નો પણ તે જ છે, 'આંસુડાં' એવા ફેર સાથે. ૬૯ તેમ કંથ ગ્રહો હશે કોઈ નાગ કાલે રે (ગુ. ૩.), તેમ કંથને ડસ્યો હશે નાગ કાલે (ગુ. ૪). ૭૦ કહી (ગુ ૨); થયો હશે ડાકિણીનો...(ગુ. ૩), કહી ડાકણી સાકણી અપવાદ એવો (ગુ. ૪); થયું (કા૦). ૭૧ તેમ કહો હશે લોકે...(ગુ. ૨); મહાભૂત...(ગુ. ૩); કહું હસે...ભૂંજ જેહેવો (ગુ. ૧). ૭૨ જેમ (ગુ. ૨, ૩, ન૦, કા૦). ૭૩ હશે પરધેર...)ફા૦ ૧, ગુ. ૩, ગુ ૬, ન૦, કા૦). ૭૪ તેમ કંથે...(ગુ. ૩). 'હશે' ગુ. ૨માં નથી. ૭૫ કાંમ તે (ગુ. ૩). ૭૬ શાવલો (ગુ. ૨, ફા. ૨); ધોળું તીણે વસ્ત્ર જ પહેરી

(ગુ.૩).૭૭ કાસું કામનુ (ગુ.૨, ન.) ૭૮ મેં કહ્યો (ગુ ૨). તમે કહ્યો (ગુ.૩). ૭૯ આની પછી ફા. ૧માં આપણા પાઠની કડીઓ ૨–૨૨ આવે છે. ૮૦ મર્મ મનમાંહિ (ગુ. ૨); મનમાં પછી ધરો...(ગુ. ૩); મન ઉછાહ આણો (ગુ. ૪); મનમહિ ઉત્સાહ આણ્યો (ન૦, કા૦) ૮૧ ફા. ૧નો પાઠ. ગદગદ વાણી (ગુ ૧); ગદ્દવાણી (ગુ. ૨, ૩). એહેવો ભેદ ભેદી વના કોણ ભાખે (ગુ ૪); ગુપ્ત વાણી (કા૦). ૮૨ થયુ મલવાનું મન...(ગુ. ૩). ૮૩ આ કડી પહેલાંની (એટલે ૪૭ થી ૫૦) ત્રણ કડીઓને બદલે ફા. ૧માં નીચેની લીટીઓ તેમ ૭૯માં બતાવી તે લીટીઓ પછી આવે છે:—

સુણી મર્મની વાણી નગનાથ રીઝ્યો,
સુણી મૌનવિશેષ મહારાજ ભીન્યો।
સુણી મર્મની વાત નાથે નાર જાણી,
લાગ્યો ભેદ પછે મનમાં પ્રેમ આણી.
દમયંતીને વિરહ વાધ્યો તે વારે,
આંસુ છોડી મૂકમાં તીણી વારે.
બેઉને વિરહવહ્નિ થયો પ્રગટ,
પછે તેથી લાગ્યો અંતરપટ.
થયું એકમાં મન, મરજાદ નાડી,
અંતરપટનું વસ્ત્ર મયું રે ફાડી.
એવી ગુપ્ત વાણી બીજો કોણ ભાખે.
એવું કોણ બોલે નગનાથ પાખે.

આ પછી ફા. ૧ નો પાઠ આ કડીથી કડવાના અંત લગી ગુ. ૧ વગેરેની સાથે મળતો જ છે. ૮૪ મહમાની (ગુ. ૪). ૮૫ પિયુ (ગુ. ૪). ૮૬ દરબારદષ્ટ (ગુ. ૪). ૮૭ રાખું (ગુ. ૨, કા૦); ગયું–ગયું (ગુ. ૧). ૮૮ પૂગ (કા૦). ૮૯ અમો અનુદિ સમજા જુબા તે થોડી રે (ગુ. ૩). ૯૦ કર (ગુ. ૧); મેલ્યાં મર્જ નમારે રે (ગુ. ૩). ૯૧ જાણી (ગુ. ૩, ૪). ૯૨ હરખી (ગુ. ૧). ૯૩ મરકડ઼ રૂપ (ગુ. ૧–૨).

૯૪ સુરધામ (ગુ. ૧), અસુરધામનું તિમિર સઘલું હરિયું રે (ગુ. ૩; ગુ. ૪ પણ તેમજ, 'સઘલું' ને બદલે 'સર્વ'ના ફેર સાથે). સ્વીકારેલો પાઠ ગુ. ૨નો છે. અસુરધામનું તિમિર તે સઘ હરિયું (ન૦, કા૦). ૯૫ તરુવર (ગુ. ૨, ન૦, કા૦). છાપેલો પાઠ ગુ. ૧, ૩, ૪, ફા. ૨ નો છે. ૯૬ કામની કંઠ વલગી રે ગેહેલી (ગુ. ૨). કંથકંઠે વલગી ગર્વ-ઘેહેલી રે (ગુ. ૩), કંથને કંઠ વલગી રે ગેહેલી (ગુ. ૪). ૯૭ ધાઈને (ગુ. ૪). ૯૮ ઘર વીષે (ગુ. ૪). ૯૯ જ્યારે દીઠો (ગુ. ૪).

## કડવું ૬૨

૧ ઘરમાંહાં થયો દેવી નૈષદનાથ રે (ગુ. ૧). ૨ સરખીજી (ગુ. ૧). ૩ સરખી (ગુ. ૪, ૬). ૪ રહો કોલાહલ વરતી હો, નીવડી નલની જાન જી (ગુ. ૩). ૫ નલનાયજી (ગુ. ૨, ૪). ૬ જોડણી—મૂલકુ (ગુ. ૧–૨). ૭ જોડણી—શેહેદ્રીની (ગુ. ૧)—સેલંદ્રી (ગુ ૩)—સાહેલીની (ગુ. ૨, ૪). ૮ પુણ્યશ્લોકને જોવા હો ત્રણ અટારે ધાઈ જી (ગુ. ૪); પુણ્યશ્લોકને દરશન હો...(ગુ. ૩). ૯ ફલે (ગુ. ૩–૪). ૧૦ વધાવે (ગુ. ૧); દેવાયે (ફા. ૨, ગુ. ૪, ન૦, કા૦). ૧૧ મુનિવર (ગુ. ૨, ૩); બંદીજન (ગુ. ૪); અભિષેક (ગુ. ૨–૩–૪, ન૦, કા૦). રાય ભીમકની રાણી હો આનંદ અંગ ન સમાયજી (ફા. ૧)—એજ...ઉલટ અંગ ન માયજી (ગુ. ૬). ૧૩ પટહ (ગુ. ૩). ૧૪ મૃદંગ મદનભેર...(ગુ. ૩). ૧૫ શણગારે શેરી ચૌટાંજી (ગુ ૨). સહુને આણંદ...શણગારાં શેરી ચૌટાં જી (ગુ. ૩); ઘેરઘેર આનંદ વરતો, શણગાર્યાં ચૌટાંશેરીજી (ગુ. ૪). ૧૬ ઓહોલાસ્ય (ઉલ્લાસ)—ફા. ૧; ઉછાહ (ફા. ૨); ઓછાહ (ઉત્સાહ) ગુ. ૨; આનંદ ઓચ્છવ વરત્યો હો (ગુ. ૪). ૧૭ ગુ. ૨ માં આ લીટી નથી. આવ્યો (ગુ ૩); દીઠું રૂપનિધાનજી (ફા. ૧, ગુ. ૬, ન૦, કા૦). ૧૮ શક્તિ (ગુ. ૨). કાંતિયે ચંદ્રમા ભાનુ હો વીરાજે તેજ સમાન્ય જી (ગુ. ૩); કાંતી જલહલે ઝલકે હો, પ્રગટ્યો સુરજભાણ જી (ગુ. ૪). ૧૯ કંદર્પ કોટી કલાવંદન હો (ફા. ૧). ૨૦ હસી હસી (ગુ. ૨, ૩)

૨૧ ગુ. ૧ પ્રમાણે. અન્યત્ર 'આસન આદરમાન'. ૨૨ ગુ. ૧ માં આ લીટી નથી. ૨૩ આ લીટી ગુ. ૧ તથા ૩ માં નથી. ૨૪ વધાવે (ગુ. ૪); નાચે ને ગાય દે તાલીજી (ફા. ૧). ૨૫ ગેહેલીજી (ગુ. ૬). ૨૬ તેહેવું રૂપ નલદમયંતી દીશે જી (ગુ. ૨); જાણું તીંણે માયા મેલી જી (ગુ. ૩); એવી દમયંતીનું રૂપ જી (ગુ. ૪); નલદમયંતી (ગુ. ૬), સ્વરૂપજુગ્મે જોડી હો, તે કંદર્પરાત દીસે જી (ગુ. ૩). ૨૭ ગુ. ૨નો પાઠ. ...શ્વસુરવર્ગ હો, પૂછે નૈષધધીશ જી (ગુ. ૧); દિધાં માન સ્વસુરવર્ગે હો, પૂછે નૈષધઈશ જી (ગુ. ૩), દેઈ માન સરવ બેઠાં હો ભૂપતિને પૂછે ભૂપ જી (ગુ. ૪). ૨૮ નૈષધનાથને ભુપ પૂછે (ગુ. ૪).

## કડવું ૬૩

૧ ગુ. ૨નો પાઠ. નળરાયનું પ્રગટ સાંભળી (ગુ. ૬); નળરાયને પ્રગટ...(ગુ. ૩), નળરાય પરગટો સાંભળી (ગુ. ૪), નળરાયનું રૂપ પ્રગટ ...(ન૦, કા૦). ૨ 'પણ' ગુ. ૨–૩ પ્રમાણે. ૩ હવે (ગુ. ૨–૩); હાવે (ગુ. ૪); હાવાં (ન૦, કા૦). ૪ ગુ. ૨, ૪, ન૦, કા૦, તથા ફા. ૨ પ્રમાણે આ કડી છે. ૫ ન૦ તથા કા૦ માં આ પછી 'વિખ ખાઈને મરૂં રે' છે. ગુ. ૧ માં એ નથી. ૬ આ બે લીટી ગુ. ૩ ની અહીં ઉમેરી છે. ૭ આ કડીને બદલે 'મેં સેવક કરી...નૈષધરાય રે' પછી તેના પ્રાસમાં 'ધિક્ક પાપી હું આતમા, હવે પાડું આહારી કાય રે' એ લીટી છે. ૮ સદા (ગુ. ૪); દયાસિંધુ (ગુ. ૩). ૯ હત્યા (ફા. ૨, ગુ. ૨) ૧૦ આ પછી ફા. ૧ તથા ગુ. ૬માં આ કડી વધારે છે: 'જઈ પડું સાગરમાં કે વિષ ખાઈને પોઢું રે; એવા પુરુષને કામ કરાવ્યું, હવે શું દેખાડું મોઢું રે.' ૧૧ એ સરવનો નરનાથ રે (ગુ. ૪), ...નરનાર રે (ફા. ૧). ૧૨ રંકને (ગુ. ૪). ૧૩ આ કડી ગુ. ૧માં નથી. ૧૪ વીજુતી (ગુ. ૨, ૬), લાજે વિદ્યુલતા (ન૦, કા૦), વિરોત (વિદ્યુત) હારે (ગુ. ૪). ૧૫ મોટા (ગુ. ૨, ૬): સ્ફાટિક (ગુ. ૩). છાપેલો પાઠ ગુ. ૪, ન૦ તથા અન્ય પ્રતો મુજબ છે. ૧૬ હુંકારે (ગુ. ૩); હુકારવ ।]

(ગુ. ૪). ૧૭ દુખ ભોગવું (ગુ. ૪). ૧૮ સોવર્ણ કિટને (ગુ. ૩). ૧૯ નીચ (ફા. ૧, ન૦, કા૦). ફા. ૨માં અહીં કોઈ વિશેષણ-શબ્દ જ નથી. ૨૦ કરપીને (ગુ. ૪). ૨૧ આવી (ગુ. ૩). ૨૨ તે પર ન ઓળખે અરણી રે (ગુ. ૨), પેર ન ઓળખે વીવેક તણી રે (ગુ. ૩); પેર ...તે તણી રે (ગુ. ૪, ૬); તે પેર ન ઓળખે માણસ રે (ફા. ૨). ૨૩ મહારાજા (ગુ. ૪). ૨૪ ભિક્ષુકઘેર પારસ (ફા. ૨). ૨૫ થાએ શણગાર (ગુ. ૨), શણગાર (ગુ. ૩), ...આભુખણ અવસ્થા જાએ એલે સંસાર રે (ગુ. ૪). ૨૬ કંઠ (ગુ. ૬). ૨૭ ભૂપને બહુ (ગુ. ૨, ૩, ૪, ૬). ૨૮ કીધું (ગુ. ૩). ૨૯ નિશ્ચે (ગુ. ૨, ૩, ફા. ૨, ન૦, કા૦). ૩૦ સમાધાનનું મન ધર્યું રે (ગુ. ૨, ફા. ૨), સમાધાન નળે કર્યું રે (ન૦, કા૦); નલેં સમાધાનનું મન ધરું (ગુ. ૩).

## કડવું ૬૪

૧ નૈષધનાથ એમ...(ગુ. ૨-૩, ન૦, કા૦); નૈષધનાથ એક... (ગુ. ૪). ૨ ગુ. ૧ પ્રમાણે. ન કીજે કાયર કાચો પ્રાણી (ગુ. ૨, ૩, ૪); ન કીજે કાયર કાયા પ્રાણી (ન૦, ફા. ૨), ન થઈએ કાયર આંસુ આણી (કા૦); ન કીજે કાયર કારમું આણી. ૩ રહ્યાનું (ગુ. ૩, કા૦, ન૦). ૪ નસ્ત્રી (ગુ. ૨, ૪). નીવી (ગુ. ૩); હરીને (ગુ. ૬); હરી (ન૦, કા૦). ૫ બૂડું (ફા. ૨, ૧૮૨૧). ૬ લગી સ્નેહમાં રાખે, ભલી કરતી થઈ...(ગુ. ૪), ૭ સઘ વિયોગે (ન૦, કા૦); સહુ હેત ખોયે (ગુ. ૪). ૮ જે ન્ન નમે તે...(ગુ. ૩); જનેતા તો...(ગુ. ૪). ૯ સ્ત્રી તે જે દોહેલે ઘર માંડે (ફા. ૨). ૧૦ ચાગે ત્રણે (વર્ણે) હું નાખો તાણી (ગુ. ૪). ૧૧ અંબર નીકળ્યાં...(ન૦, કા૦). ૧૨ યએ કૌતુક શેરીએ શેરી (ગુ. ૪). આ લીટી ગુ. ૩માં નથી. ૧૩ તે દુઃખે આવે સાગરની લેહેરી (ગુ. ૪; ગુ. ૬માં પણ તેમ જ છે, ફેર 'દુઃખ' સાથે). ૧૪ રાવ્યો (રાખ્યો)-ગુ. ૨. ૧૫ સંગ મેરુ દે કુરુક્ષેત્રે દાન (ગુ ૨), કુરુક્ષેત્ર તે મેરુદાન (ફા. ૨); પ્રાગ (પ્રયાગ) સેવે સદાનિધાન (ગુ. ૪);

સમતુલ્ય કુરુક્ષેત્ર માંહા દાન (ગુ ૩), કરે કોટિ જગન દે દાન (કા૦). ૧૬ આપે ઓમી દાન (ગુ ૨), જઈ કરે સુભ વલી પાંન (ગુ. ૩), સમે વલી દાન (ગુ ૪), કુરુક્ષેત્ર કરે જપ ધ્યાન (કા૦). ૧૭ શરણાગતિ સમાન (ગુ ૨), શરણાગત્ત સમાન (ગુ ૩); શરણાગત રાખ્યાને ને સમાન (ગુ ૪), નહિ ફળ શરણદાન સમાન (કા૦). ૧૮ દેખે પુરના લોક (ગુ ૩) ૧૯ સુખવેલા (ગુ ૨, ૩); શુભ સમે (કા૦). ૨૦ મુકાવ્યો ઋતુપર્ણનો શોષ (ગુ ૨), મુકાવ્યો રતુપર્ણનો દોષ (ગુ ૩) ૨૧ હું (ગુ ૧) ૨૨ નૃપના સ્વામી (ગુ ૨–૩). ૨૩ સ્વાગ્યે વાહો (ગુ. ૪) 'એટલી ઈશ્વરે કીધી ખામી' એટલું ગુ ૪મા વધારે છે ૨૪ પતિવ્રતા સાધવી દેવી (ગુ ૨–૩) ૨૫ તે પેર કીધી મેં દષ્ટી એહેવી (ગુ. ૨), તે પર કુદષ્ટ કીધી એહેવી (ગુ ૩), તે ઉપર ઉપદષ્ટિ એવી (ફા. ૨), એથી અન્યા વાત બીજી કેવી (ફા. ૧). ૨૬ હવે હું શું કરુ તા જીવી (ગુ ૨), તે માતા નિર્મળ જાહનવી જેવી (ફા. ૧). ન૦ ને કા૦ નો પાઠ ગુ ૨–૩ ને મળતો છે ૨૭ એહેવી અધ્રમ વારતા મે કરી (ગુ ૪). ગુ ૩માં 'અંધ' નથી. બીજી વાર્તા અધર્મ એથી (ફા. ૨), એવી વારતા અધર્મ અંન્યા થકી (ગુ ૬). ૨૮ સરખી (ગુ ૨–૩)

## કડવું ૬૫

૧ મલીઓ (ગુ. ૨) ૨ બોલ્યા વાત વિચારી જી (ગુ ૩) ૩ વિચારીજી (ફા. ૧–૨) ૪ ગુ ૨નો પાઠ પુત્રી (ગુ ૧, ૩); રાયને ઘેર.. (ગુ ૪), રાયને એક જ (ગુ ૩), ભીમક રાયના પુત્રની પુત્રી (ફા. ૨, ન૦,કા૦). ૫ સુભલેખા (ગુ. ૩), શુભ લક્ષણ રૂપનું ધામજી (ગુ. ૪). ૬ પુત્રી (ગુ ૩–૪) ૭ સુલોચના એહેવું નામજી (ગુ ૪), શુભલેખા ગુણધામજી (ગુ ૩) ૮ અનંત અનંગ (ગુ ૩). ૯ સુંદરી (ગુ. ૨, ૩, ૪). ૧૦ જાણે દમયંતી બીજીજી (ગુ. ૩). ૧૧ રીતે (ગુ. ૪). ૧૨ કીધી (ગુ. ૩) ૧૩ વિદાયેજી (ગુ ૩) ૧૪ સ્રીપુરશ (ગુ ૨), પંચ

રાત્રિ રહ્યા પુર મધ્યે (ગુ. ૩); પંચ દિવસ રહ્યા સ્ત્રી સાથે (ગુ. ૪);... સ્ત્રીપુત્ર સંઘાતે (ફા. ૧); સ્ત્રીપુત્ર સાથે (ફા. ૨, ગુ. ૬, ન૦, કા૦) ૧૫ પુષ્કરે સાંભળ્યો તેમજ ઊઠી ધાયે જી (ગુ. ૩). ૧૬ પ્રીત્યેં પડ્યા પાયે જી (ગુ. ૩); પોતે પાળો જાય જી (ગુ. ૬). ૧૭ હયદળ પાયદળ ગજદળ રથદળ કાન ન પડે કિકિયારી જી (ગુ. ૨). ગુ. ૩માં ગુ. ૨ના ચરણના પૂર્વાર્ધ પછી 'કલ ન પડે કીકીયાંણ જી' એમ છે. હેદલ ગજદલ રથદલ કનકમે, કલુ ન પડે કેહેકંણ જી (ગુ. ૪). ૧૪ ભેયે પામ્યા સર્વ પુરના વાશી, નલ તે લેશે પ્રાણજી (ગુ. ૩), ઉત્તરાર્ધ—નીરખવા નલ તરસે પ્રાણજી (ગુ. ૨, ન૦, કા૦). મલવાને તલસે પ્રાણજી (ફા. ૨). ૧૯ વાહન ખુરરજ ધ્વજ..... (ગુ. ૨); વાહન ખુરજ ધ્વજા...... (ગુ. ૩.). ગુ. ૩માં આ લીટીની પહેલાં 'પ્રજા સર્વે પુરના વાશી લે કનક પુષ્પનાં પત્રજી' એવી લીટી છે, જે અન્યત્ર નથી. 'મેઘાડંબર છત્ર બીરાજે પાછલ રંગોરાંણજી; વાહન બીરાજે ધજા અંબાડી વિવિધ પેર સેસ્ત્રજી (ગુ. ૪). ૨૦ ધમધમે (ગુ. ૨); વાજે (ફા. ૧, ગુ. ૬); ધમકે (ગુ. ૩, ફા. ૨, ન૦, કા૦); કનકકલશ ધવજા પર ઝલકે (ગુ. ૪). ૨૧ ગુ. ૨માં 'સર્વત્ર' નથી. સુર્વે સુરીયા આંણી જી (ગુ. ૩); સોહો સુર સરવત્રજી (ગુ. ૪). ૨૨ પડા (ગુ. ૨–૩). ૨૩ વેણા વાંસલી (ગુ. ૩). ૨૪ સબ્દધુની (ગુ. ૪). ૨૫ ઝાંઝરી અતિ (ગુ. ૪). ૨૬ સુણો દધી (ગુ. ૨); જાંણે દધી પર્વણી ઉલટી (ગુ. ૩); દધી તંણો સુભ જાંણે ઉદયો પુનમચંદ્દે સોહાએજી (ગુ. ૪);...ચંદ્ર પૂરણમા માંટજી (ફા. ૧). ૨૭ શ્રવણે કરી સંભલાય નથી, યશગીત બંદીજન મારેજી (ગુ. ૩);...થઈ ભીડ ભડ પુર મહિજી (ગુ. ૪). ૨૮ ભીમકસુતા કેહે નલપતને (ગુ. ૨). ૨૯ ફા. ૧માં આ બે શબ્દો નથી. ૩૦ કલીકાલજી (ગુ. ૨–૩–૪). એના પ્રાસ માટે ગુ. ૩માં આગલી લીટીમાં 'મીથા (મિથ્યા) ન કરશો યુદ્ધની ઝાલજી' એમ છે. ૩૧ તે પુરવ કરમને દોષેજી (ગુ. ૨); નળ કહે કર્મને જોગજી (ફા. ૧). ૩૨ પુસકરનો કઈ (કંઈ)—ગુ. ૪; પુસ્કર કલીનો (ગુ. ૩), પુષ્કરે કીધું કલિનું

પ્રેર્યું (ફા. ૨, ન૦, કા૦); પુષ્કર કલિનો વાંક નહીં એ અદષ્ટ ફેરો ભોમજી (ફા. ૧, ગુ. ૬). ૩૩ મેરુ (ગુ. ૩). ૩૪ નદી (ગુ. ૨). ગુ. ૩માં 'સાતે' નથી. 'સાગર' (ગુ. ૪). ૩૫ ધનુષ (ગુ. ૩, નં૦, કા૦). ૩૬ ડંડ પ્રણામ (ગુ ૨); ડડવરત (ગુ. ૪). ૩૭ બાહિં (ગુ. ૩). ૩૮ નખ-શીષ સુધી કરી પરીક્ષા (ગુ. ૩). ૩૯ દીનત્વ (ગુ. ૨), દીનવત્ત (ગુ. ૩), દીનતા (ગુ. ૪). ૪૦ ભાશ (? બાષ્પ?)—ગુ. ૨; સજળ (ન૦, કા૦), થઈ નલને આધિંનજી (ગુ ૩) કહ્યું પાછ્યું વચંનજી (ગુ. ૪). ૪૧ તું દીપાનીધી હું કડણ ધોઝારો દુત રમીં કાહાં વન્યજી (ગુ. ૩). ૪૨ દમયંતી (ગુ. ૪, ૬, ન૦). ૪૩ વિપરીત કીધું (ગુ. ૨, ૩, ન૦, કા૦), વણવીચારે અપ્રીતી કીધી (ગુ. ૪) ૪૪ અધ્રદીન (ગુ ૩). ૪૫ શિક્ષા આતમજ્ઞાનજી (ગુ. ૨); સાક્ષાત આતમજ્ઞાનજી (ગુ ૩); શિખામણ ધરેજી. ચાલ્યા પુરની વાટેજી (ગુ ૬), શિખામણ વાટેજી (ફા. ૧); દેખાડી આતમજ્ઞાનજી (ગુ. ૪) ૪૬ બેઉ ભ્રાતા (ગુ ૩), બેઉ બાંધવ (ન૦, કા૦) ૪૭ આવ્યા પુરંનિધાનજી (ન૦, કા૦). ૪૮... બાંધ્યાં, આણુંદ ઉછવ શેરીજી (ગુ ૩); દુવારે, ચીતરી ચૌટાં મેરીજી (ગુ. ૪). ૪૯ ગીત ને ગાથા (ગુ ૪). ૫૦ ઊભા લોક (ગુ ૪). ૫૧ પુગનારીજી (ગુ. ૨); પુરની નારીજી (ગુ. ૩). છાપેલા પાઠને ગુ ૧, ૪, ૬, ફા. ૧, ન૦ તથા કા૦ નો ટેકો છે. ૫૨ અહીં ગુ. ૪માં આ લીટી છે: 'અનસ્નંન વરત કરીને દેહ મુકો, આવૂ દેવત્રીમાન જી', અને તે પછી તરત ૩૬મી કડી અને તે પછીનો ભાગ આવે છે. મતલબ કે એમાં કડીઓ ૨૫થી ૩૪ સુધીની નથી. ૫૩ મલવા સ્વરૂપ સગાં જે આવ્યાં (ફા. ૨, ગુ. ૨); મલવા સારૂ સંઘ જે આવે તે તે વોલાવે રાજંન જી (ગુ ૩); મળવા સ્વજન સગાં જે આવે (ગુ. ૬), મળવા સર્વ સગાં આવ્યાં (ન૦, કા૦). ૫૪ જુવતી (ફા. ૧), જોવતી (ગુ. ૧); સેનાપતિ (ગુ. ૬, કા૦). ૫૫ સહસ્ર વર્ષ પર્યંતજી (ગુ. ૬). ૫૬ નાંમિ ('ન પામે' ને બદલે)— ગું. ૨, ન૦, કા૦, ન મલે (ગુ. ૩). ૫૭ સત્ય કને બંધાયેજી (ગુ. ૩) ૫૮ લિજે (ગુ. ૬). ૫૯ કર્મત્યાગ

પારધીએ કીધા (ગુ. ૩). ૬૦ જીવતવ્યનો આંણુ વિશ્વાસજી (ગુ. ૨); જીવિતવ્ય આણી વિશ્વાસજી (ફા. ૨); જીવ જીવનો આંણો વિશ્વાસજી (ગુ. ૩) ૬૧ અને કમાડને વીયોગજી (ગુ. ૩). ૬૨ વાન સાધની રક્ષા થાયે વાડાવ સંતને ભોગજી (ગુ. ૩); ચંતા હરખ સમતોલે લેખે (ફા. ૧, ગુ. ૧); હરખ-શોક સમતોલ લેખવે (ન૦, કા૦). ૬૩ આની ખડગની ધારજી (ગુ. ૩). ૬૪ દેહગેહ (ગુ. ૨, ન૦, કા૦), દેહમધ્યે વર્ણસંકર પડે ન કરે કો વાર જી (ગુ. ૩). ૬૫ લગારજી (ફા. ૧); કો વારજી (ગુ. ૨, ફા. ૨). ૬૬ પ્રસન્ના (ગુ. ૨). ૬૭ કરે (ફા. ૧-૨); ન બોલે મીથ્યા કો રાયે જી (ગુ. ૩). આ પંક્તિ ગુ. ૧ માં નથી પણ ગુ. ૨માં છે; તે પછીની લીટી ગુ. ૨માં નથી, ગુ. ૧માં છે. આ પંક્તિને બદલે ન૦ તથા કા૦ મા 'શૌચ ધર્મ દયા તત્પરી, આપે તે ગુપ્ત દાનજી' એ લીટી છે. ૬૮ ગુ. ૧ નો પાઠ. પૂંઠે (ગુ. ૨, કા૦); પછે (ન૦); તે સુંપાં જીવનાં કીર્તી બહુ ઝીની (ગુ. ૩). ૬૯ ગુ. ૨ માં આ લીટી નથી. ૭૦ આ લીટી ગુ. ૧ માં નથી. ૭૧ રાજનજી (ગુ. ૨); ગુણગ્રામ (ન૦, કા૦). ૭૨ કરી (ગુ. ૨-૩-૪, ફા. ૨). ૭૩ દેવ વિમાનજી (ગુ. ૩-૪). ૭૪ પામ્યાં પદ અવિધાનજી (ન૦, કા૦). ૭૫ બૃહદશ્વજીની (ગુ. ૨, ૪). ૭૬ ફા. ૧ પ્રમાણે. અન્યત્ર આ શબ્દ નથી. આ પંક્તિ ગુ. ૩ માં નથી. અવિચલ વાણી ઋષિ તમારી સુણી હું થયો પવિત્ર જી(ન૦, કા૦). ૭૭ હું પાપી થઓ પાવાનજી (ગુ. ૪). ૭૮ ધર્મરાય પુન્ય પવિત્ર જી (ગુ. ૩). આ બે પ્રતમાંની: 'પરિતાપ...સાધુ ચરિત્રજી' એના પ્રાસમાં છે. વચલી લીટી તેમાં નથી. ૭૯ શ્રીયે (શીખે) સુંણે લખાવે પુસ્તક તીને સર્વ તીર્થફલ થાયે જી (ગુ. ૩)—પણ ગુ. ૩માં આ લીટીની પહેલાં 'ભાવે કરી જે સાંભલે તીનેં પ્રસન્ન શ્રી ભગવાનજી' એવી લીટી છે. ૮૦ લખે (ગુ. ૨). ૮૧ અશ્વમેધાદિક જગ્ન તણું...(ગુ. ૩); અશ્વમેધ જગન તણું...(ગુ. ૪). ૮૨ એ પાચેનું નાંમ લેતાં શાંભલતાં જાગતાં, તેહને ઘેર થકી કલીજુગ જાએજી (ગુ. ૧). ૮૩ આ પહેલાં કા૦ માં

આ કડી છેઃ 'પુત્રપૌત્ર ધનધાન્ય સમૃદ્ધિ પામે વળી નરનારજી; બ્રહ્મ-હત્યાદિ પાપ ટળે ને ઉતરે ભવજળ પાર જી'. એને જોયેલી હસ્તપ્રતોનો ટેકો નથી. ૮૪ વિસ્વપ્રસીધ (ગુ. ૪). ૮૫ વડોદરું (ગુ ૨-૩). ૮૬ ગુરુદેશ (ગુ. ૨, ૪); ગૌર દેશ (ગુ. ૩); ગરુઓ દેશ (ફા. ૨, ન૦, કા૦); ગરુડદેશ (ફા. ૧, ગુ. ૧). ૮૭ વિપ્ર (ગુ. ૪). ૮૮ વાડવ્‌(ગુ. ૨, ૩, ૬, ફા. ૧-૨), મેવાડા (ગુ. ૧, ૪). ૮૯ વિખ્યાતજી (ગુ. ૩-૪) ૯૦ અહીંથી શરૂ થતી ત્રણ કડીઓ ગુ. ૬માં નથી. ૯૧ પદબંધન કીધું (ગુ. ૨); પ્રબંધ્ય (ગુ. ૩). ૯૨ આખીજી (ગુ. ૧), સાખીજી (ગુ ૩), દાખીજી (ન૦, કા૦). ૯૩ સાર માંહે સારજી (ફા. ૧-૨, ગુ. ૨, ૩); સંસાર મધ્યે સારજી (ગુ. ૪). ૯૪ સંવત સત્તર બાસેઠા વર્ષે જેઠ વદી દશમી મંગલવાર જી (ગુ. ૨, ૩). ૯૫ થઈ કથા તે ઉત્તમ નલની સંપુરણ વિસ્તારજી (ગુ. ૩). ૯૬ બ્રહ્મહત્યાદિક (ગુ. ૨-૩-૪). ૯૭ જાશે (ગુ. ૨-૩-૪). ૯૮ રાધાવર-પદ (ગુ. ૨-૩), રાધાવરને (ગુ ૪). ૯૯ મળશે જી (ગુ. ૨-૩-૪). આ કડી ન૦માં નથી. કા૦ માં આને સ્થાને આ કડી છેઃ 'તે દિવસે પરિપૂરણ કીધો ગ્રંથ પુનિત પદબંધજી, શ્રોતા વક્તા સોને થાશે, શ્રીહરિ કેરો સંબંધ જી' ૧૦૦ રાધાવરપદ (ગુ. ૨, ૩, ૪). ૧૦૧ સાંભળો (ગુ. ૧); કહો (ફા. ૨, ગુ. ૪). મુદ્રિત પાઠ ગુ. ૨-૩ નો છે. વલણની આ કડી ન૦ ને કા૦માં નથી

# વિવરણ

( સંખ્યાંક કડીઓનો છે. )

## કડવું ૧

**( મંગલાચરણ અને નલાખ્યાનની પ્રસ્તાવના : યુધિષ્ઠિરને સાંત્વન આપવાનું પ્રયોજન )**

**કડવું**—એના સ્વરૂપ અને બંધારણ વિશે જુઓ ઉપોદ્‌ઘાત. ૧ **મુખબંધ** : એમાં પ્રેમાનંદ કવિપ્રણાલિકાને અનુસરી વાણી અને બુદ્ધિનાં દાતા શારદા અને ગણપતિનું સપ્રણામ સ્મરણ કરે છે અને બીજી લીટીમાં આખ્યાનનું વસ્તુસૂચન કરે છે. **નૈષધ**—નૈષધપતિ, નળ. ૨ આખ્યાનવસ્તુના મૂળનું સૂચન (જુઓ ક. ૬૫, કડી ૪૩). ‘મહાભારત’ના વનપર્વમાં અધ્યાય ૫૨–૭૯માં નલોપાખ્યાન આવે છે. મૂળનો આ રીતે નિર્દેશ કરવાની પ્રેમાનંદની રીત માટે જુઓ તેનાં ‘સુદામાચરિત્ર’ અને ‘રણયજ્ઞ’માં આરંભના અનુક્રમે ‘ભાગવત’ અને ‘રામાયણ’ના ઉલ્લેખ. ‘વૈશંપાયન વાણી વદે ..’ એ રીતે વૈશંપાયન જનમેજયને અને બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિરને આ કથા કહી રહ્યા છે એ આખા આખ્યાનમાં અમુક અમુક અંતરે નિર્દેશ્યા કર્યું છે તે આ કારણે. **પુણ્યશ્લોક**—જેના નામનું સ્મરણ પાવનકારી છે, જેનો યશ પવિત્ર છે, એવો. જેમ રામચંદ્રજી અને યુધિષ્ઠિરને તેમ નળને માટે પણ આ વિશેષણનો ઉપયોગ પુરાણકારે કર્યો છે. ૩. **દ્વૈતવન**—મહાભારતમાં આ કામ્યક વનમાં બને છે. ૪ **કાલકેતુ પુલોમા**—મૂલ પ્રમાણે, કાલકેય અને પૌલોમ; ઇન્દ્રને

ત્રાસ પમાડતા બે દૈત્ય. ૫ ઊપન્યો—ઊપજ્યો (उत्पन्न: પરથી). સરખાવો: 'અર્જુન આનો રાય યુધિષ્ટિર આણે છે બહુ શોક' (ભાલણકૃત 'નળાખ્યાન'). પુનરપિ—પાછો. કાંહાં—ક્યાં. નેગ—નેહ (સ્નેહ). નવનેગ—નવો સ્નેહ, કોઈ બીજી વ્યક્તિ જોડે નવી પ્રીતિ. ૬ તાપસ—તપસ્વી, ઋષિ. ૭ સેવાય: સરખાવો 'મહિમાય' (૨), ગાવાની સવડ માટે એ શબ્દોને 'ય' ઉમેરી લંબાવ્યા છે. ૮ તળાંસવાને—ચાંપવા માટે. ૯ યુધિષ્ઠિરની આંખમાંથી ઋષિના પગ પર આંસુ પડ્યાં તેથી ઋષિએ પૂછ્યું. ૧૦ ઊડી ગયો—ચાલ્યો ગયો છે. સર૦ 'પુષ્કર ઊડી વનમાં ગયો.' અવળાસવળા—બધી રીતે. સવ્યસાચી—સવ્ય એટલે ડાબે હાથે જે બાણવર્ષા કરી શકતો હતો તે, અર્જુન. પાઠાંતરો જુઓ. ૧૧–૧૭: બીજા ભાઈઓ કરતાં અર્જુનની વિશિષ્ટતાનું વર્ણન. અર્જુન સિવાયના પોતાના ત્રણ ભાઈઓના વર્તનની યુધિષ્ઠિરે કરેલી ફરિયાદમાં ફરકી જતી વિનોદલહર જોઈ? યુધિષ્ઠિર દુઃખમાંય કેવા વિનોદ કરી શકે છે! ના, આ તો શ્રોતાજનોને રીઝવવાની કળા જાણતા આખ્યાનકારનું કામ. ક્યા આખ્યાનકારનું? નાકરનું. પ્રેમાનંદ અહીં એના એવા નિરૂપણને અનુસર્યો છે, જો કે ૧૧—૧૪નો વિનોદ તો એનો જ. નાકરની તેના 'વિરાટપર્વ'*માંના સંક્ષિપ્ત 'આરણ્યક પર્વ'ની નીચેની પંક્તિઓ આની સાથે સરખાવી જુઓઃ—

સેવા કરતાં રાજા રડયા, પગ ઊપરિ આંસુડાં પ્રડયાં;
થયા બઈઠા રૂખિ સાહમૂ જોઈ, 'ધરમધુરંધર! તૂ કાં રોઈ?'

× × ×

હવઈ મુઝનઈ દૂ:ખ મોટ્ટુ રૂખિરાઈ! તમ વિન કહિનઈ નવિ કહિવાઈ;
ગયુ અરજન હૈઇં સગડી વરી, ગુણ કેરાં ઈન્ધણ આર્યા કરી.
બિહેલ તનઈ બિ કાંઈ નવિ થાય; ભૂખ તરસ તનિ કાંઈ ન ખમાઈ;
કહ્યુ, 'ભીમ ભઇ! જાઉ તગ્યો', કિહિરિ 'પારિ રહુ નવિ ગગ્યો'

* શ્રી. કે. કા. શાસ્ત્રીસંપાદિત, ફાર્બસસભા-પ્રકાશિત 'મહાભારત' ગ્રંથ ૩.

જાઈ ભોલ માહરુ મનિ ધરઈ, ભાંજી વનફલ ખુધા હરઈ;
બહુ આહારી મોકલું કિમ કરી? પાડી આડ આવઈ પાથરી.
સહદે મૂર્ત વિના નવિ જાઈ; વિણપૂછી નવિ બોલઈ ભાઈ;
ચાખ્યૂં છઈ, એહૂંનઈ શ્યૂ શીખવું? મૌન્ય વર્ત્ત કરી આવઈ નવૂ.
લઘુ બાંધવ નકુલ મનિ જાણિ, લાડિ ગમઈ તિમ બોલઇ વાણિ;
માઈ સુખિ ચડાવ્યૂ બાલ, અમ શ્યૂ નવિ બોલઈ સંભાલિ.
બહુ દાનવ વસિ વનમધ્ય, વડત નવિ આણઈ સિદ્ધય.
તે માટિ મોકલૂં કિમ કરી? વિણ પ્રીછવી વાઈ બાકરી.
સતીશિરોમણિ પાસઈ નારિ, કિમ મોકલીઈ વન મઝારિ;
અમ કુલિ કલક નથી, રુષિજન્ન! સ્ત્રીસ્વરૂપ તે રાખ્યૂ અન્ન.
રાક્ષસ રાન વગડ માહિ વસિ, દાનવ દેવ વઈરિ મનિ વસઈ,
તે એહૂનઈ હરિ તતકાલિ, વ્યાધિ વિરોધ ઉપજઈ કાલ.

પ્રેમાનંદે નલકથાની પ્રાસ્તાવિક ભૂમિકા યોજવામાં નાકરનુ અનુસરણુ કર્યાંનું સ્પષ્ટ દેખાય છે. 'મહાભારત'માં અને તેને વફાદારીથી અનુસરતા ભાલણના 'નળાખ્યાન'માં તો એમ આવે છે કે અર્જુનના ઇંદ્રલોકાભિગમન પછી એક દિવસે ભીમે દુઃખ અને રોષથી આકળા થઈ યુધિષ્ઠિરને કેટલુંક સંભળાવ્યું અને દુર્યોધનને મારવાની રજા એમની પાસે માગી ત્યારે યુધિષ્ઠિર સૌમ્ય વાણીથી એને શાંત પાડતા હતા, ત્યાં બૃહદશ્વ ઋષિનું આગમન થયું, અને બૃહદશ્વ આગળ યુધિષ્ઠિરે પોતાનાં દ્યૂતપરાજય, વનવાસ અને અર્જુનવિરહનાં દુઃખ રડતાં ઋષિએ તેને તેનાથી અધિક દુઃખ પામેલા નળરાજાની કથા તેના સાંત્વનાર્થે કહી. સાધુ—ભલો આદમી. ૧૪ 'જોતો જોતો જોય' એ આગલી કડીના કથનનું વિગતપૂર્ણ નિરૂપણ, વિનોદાર્થે. ૧૬ ગાંજીવપાણી—ગાંડીવપાણિ, ગાંડીવ જેના હાથમાં છે એવો, અર્જુન. ૧૭ પાખી—વિના, સિવાય. (પક્ષકે–પક્ખઈ–પખે–પખિ–પાખે–પાખી) આ કૃતિમાં આ શબ્દ ઘણી વાર વપરાયો છે. ચાલુ સુરતી બોલીમાં આ પ્રયોગ છે. આ કૃતિ પ્રેમાનંદે સુરતમાં આદરી હતી

(જુઓ, 'મુહૂર્ત કીધું સુરતમાંહી' ૬૪–૪૫) એ યાદ રાખો. ૬૧મા કડવામાં આ શબ્દ તેના રૂપાંતર 'પાખે' સાથે કેટલી બધી વાર વપરાયો છે તે જોજો. સં. ૧૭૫૬માં લખાયેલી ગુ ૧ પ્રતમાં 'નાખી' માટે 'લાખી' લખાયું છે તેય સૂરત બાજુનું ઉચ્ચારણ બનાવે છે. ૧૮ ઋખિ—ઋષિ. 'ષ' નો 'ખ' અને 'ય'નો 'જ' તો જમાનાઓથી આપણે ત્યાં ઉચ્ચારાતો આવ્યો છે. વન વસવું... પડિયો—એક તો વનવાસનું દુઃખ અને તેમાંય આવા ભાઈનો વિજોગ થયો, એમ કહી પોતાના દુઃખની ઉત્કટતા યુધિષ્ઠિર બતાવે છે. ૧૯ રીધ-રિદ્ધિ, સમૃદ્ધિ. હારી—'રીધ' ને અનુસરતો ક્રિયાપદનો પ્રયોગ, 'નારી'ના પ્રાસની જોગવાઈ માટે. દ્રૌપદીની કૌરવસભામાં થયેલી વસ્ત્રહરણની ઘોર અવમાનનાનો ઉલ્લેખ ૨૦ વૈરાગ—દુઃખ. નલકથાની ઉચિત પ્રસ્તાવના નાકર 'મહાભાગ'ને અનુસરીને બૃહદશ્વ પાસે આમ ઉચ્ચારાવે છે:—

> તમ પાસિ ભ્રાત અનઈ સુંદરી, પામિ આહાર તપવ્રત આચરી;
> સહૂઈ તમારી સેવા કરઈ

'તમારી પાસે તો ભાઈઓ છે, પત્ની પણ સાથે છે, (મતલબ, એનો વિજોગ થયો નથી, નળને થયો હતો તેવો) આહાર તો પામો છો અને તપવ્રત પણ કરી શકો છો; બધા તમારી સેવાય કરે છે. ...તમારી સ્થિતિ નળને પડેલાં દુઃખ આગળ તો સુખ ગણાય એવી છે.'

પ્રેમાનંદ તો લાઘવથી એક જ લીટીમાં આશ્વાસન પીરસે છે—

> 'નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહનો સોમો ભાગ !'

૨૧–૨૩ નળની કરુણ વીતક-કથા, સંક્ષેપમાં. ભાલણે આ સાર આ રીતે આપ્યો છે:

> નૈષધ દેશ હુઓ એક બળીઓ નળ 'નામે રાજાન,
> તેહે દ્યૂત રમીને હાર્યો રાજ્ય રિદ્ધ ભંડાર.
> એકેક વસ્ત્રે વનમા આવ્યાં તે બેહુ નરનાર.

વજ્ર વધારી નારી મેહેલી હતારી અંતે નેહ.
થયાં જુજુઆં, અતિ દુઃખ પામ્યાં રાણીરાજા બેહ.

('નળાખ્યાન' ક. ૩)

ભાલણના વર્ણન કરતાં પ્રેમાનંદનામાં કંઈક ઉત્કટતા છે, પણ વધુ વિગતો તો નાકરના વર્ણનમાં છે. જુઓ:

એક તમ કુલિ વીરસેન રાજાન, તેહનું તન નલ રૂપનિધાન;
વિદર્ભદેશ ભીમકન્યઈ ધરિ, તેહ તણી પરણયા દીકરી.
કલયુગ કપટ કેડિ પડયુ, હાર્યૂ રાજિ, વનિ રડવડયુ;
પિત્રાઈઇ પ્રબલ્યુ અપાર, એડાવી દમયન્તી નાર.
સાથિ વનિ ચાલ્યાં નરનારિ, અધવચિ અબલા તિજી સંસારિ;
બી સરવાર જૂજૂઆં રડવડયાં, અનેક બહુ દુઃખ તેનઈ પડયાં.
તે સહિયરાવ્યૂ વિરવાધાર, બાર વરસ મિલ્યાં એક ઠારિ;
પુષ્કર પિત્રાઈ લાગુ પાઈ, ધણૂ રાજિ કીધુ નલરાઈ.

('વિરાટપર્વ'—ક. ૧૬)

ઋષિએ યુધિષ્ઠિરને આવી 'કહી કથા તન ટાઢું કર્યું' અને પરિણામે 'રાઈ તણૂં અતિ હૈઉં ઠર્યું,' અને 'અરજન વિરહી અંગીઠી જેહ, અગ્નિવચનિ શીચાણી તેહ' એમ નાકર વર્ણવે છે.

૨૫. ભમયંતી 'દમયતી' સાથે પ્રેમાનંદે કેવો પ્રાસ મેળવ્યો!
૨૬. ઉતપત્ય—(उत्पत्ति). 'ઈ'નો લઘુપ્રયત્ન 'ય'. સરખાવો, ગતિ—ગત્ય, મતિ—મત્ય, અક્ષિ—આંખ્ય, નૈષધપતિ—નૈષધપત્ય, મુનિ—મુન્ય, ઈ. અથ ઇતિ: અથ—આરંભથી ઇતિ—અંત સુધી, પૂરી. દુઃખિયાનું... ...વ્યથાય: પોતાથી વધુ દુઃખીનાં દુઃખ જોઈ માણસ આશ્વાસન મેળવે છે અને પોતાના દુઃખને હળવું અથવા સહ્ય માનતો થાય છે. 'મહાભારત'ના નલોપાખ્યાનનું પ્રયોજન દુઃખી યુધિષ્ઠિરને આવું સાંત્વન આપવાનું છે. પ્રેમાનંદ પણ એ જ પ્રયોજનને આગળ ધરે છે.

(જુઓ, 'મુહૂર્ત કીધું સુરતમાંહી' ૬૪-૪૫) એ યાદ રાખો. ૧૧મા કડવામાં આ શબ્દ તેના રૂપાંતર 'પાખે' સાથે કેટલી બધી વાર વપરાયો છે તે જોજો. સં. ૧૭૫૬માં લખાયેલી શુ ૧ પ્રતમાં 'નાખી' માટે 'લાષી' લખાયું છે તેય સુરત બાજુનું ઉચ્ચારણ બનાવે છે. ૧૮ ઋખિ—ઋષિ. 'ષ' નો 'ખ' અને 'ય'નો 'જ' તો જમાનાઓથી આપણે ત્યાં ઉચ્ચારાતો આવ્યો છે. વન વસવું.. પડિયો—એક તો વનવાસનું દુઃખ અને તેમાંય આવા ભાઈનો વિજોગ થયો, એમ કહી પોતાના દુઃખની ઉત્કટતા યુધિષ્ઠિર બનાવે છે. ૧૯ રીધ–રિદ્ધિ, સમૃદ્ધિ. હારી—'રીધ' ને અનુસરતો ક્રિયાપદનો પ્રયોગ, 'નારી'ના પ્રાસની જોગવાઈ માટે. દ્રૌપદીની કૌરવસભામાં થયેલી વસ્ત્રહરણની ઘોર અનમાનનાનો ઉલ્લેખ ૨૦ વૈરાગ—દુઃખ. નલકથાની ઉચિત પ્રસ્તાવના નાકર 'મહાભારત'ને અનુસરીને બૃહદશ્વ પાસે આમ ઉચ્ચારાવે છે:—

તમ પાસિ ભ્રાત અનઈ સુંદરી, પામિ આહાર તપવ્રત આચરી;
સહૂઈ તમારી સેવા કરઈ

'તમારી પાસે તો ભાઈઓ છે, પત્ની પણ સાથે છે, (મતલબ, એનો વિજોગ થયો નથી, નળને થયો હતો તેવો) આહાર તો પામો છો અને તપવ્રત પણ કરી શકો છો; બધા તમારી સેવાય કરે છે. ...તમારી સ્થિતિ નળને પહેલાં દુઃખ આગળ તો સુખ ગણાય એવી છે.'

પ્રેમાનંદ તો લાઘવથી એક જ લીટીમાં આશ્વાસન પીરસે છે—

'નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહનો સોમો ભાગ!'

૨૧-૨૩ નળની કરણ વીનક-કથા, સંક્ષેપમાં. ભાલણે આ સાર આ રીતે આપ્યો છેઃ

નૈષધ દેશ હુઓ એક બળીઓ નળ નામે સજ્જન,
તેહે દ્યુત રમીને હાર્યો રાજ્ય રિદ્ધ ભંડાર.
એકેક વસ્ત્રે વનમા ચાલ્યાં તે બેહુ નરનાર.

આખ્યાનમાં જે બીજી ત્રણ દ્વિવેનેય દમયંતીને ઝંખતા કરવાની, દમયંતી–સ્વયંવર વેળા તેમની ફજેતી કરવા તેમની સ્ત્રીઓને અંતરીક્ષમાં લાવવાની, અને કળિયુગને દમયંતીને વરવા મોકલવાની) કામગીરી બજાવે છે તે જોએ. ઋષિ 'નારદને કલહની ટેવ ' એ તેનું પાત્રલક્ષણ પ્રેમાનંદે કેવું ઉપસાવ્યું છે તે એ પરથી દેખાશે. ' મહાભારત ' નળ અને દમયંતીને અન્યોન્યનાં રૂપની પ્રશંસા કાને પડવાથી એકમેક પ્રત્યે આકર્ષાતાં વર્ણવે છે, એટલે અહીં છે તે નિરૂપણ પ્રેમાનંદનું સ્વતંત્ર છે.

કડવું ૩

( નારદનું આગમન અને તેણે આદરેલું દમયંતીવર્ણન )

૪. પ્રથમ પંક્તિમાં વ્યક્ત થતી નારીપ્રતિષ્ઠા કે દાંપત્યમહિમા જુઓ. શોધ–ખેદ, શોક. વેણાધારી–વીણાધારી. (સર૦ પછી–પછે, ભૂમિ–ભોમ, ઊચર્યા–ઓચર્યા, ઇ૦). ૫. માહારે–મારે માટે. ૬. કોટ–કોટિ, કરોડો. પાઠાંતર શકે–આ ઉત્પ્રેક્ષાવાચક સંસ્કૃત શબ્દ પ્રેમાનંદ અનેક વાર વાપરે છે. ૭. સર૦ ' રૂપ હોએ તો ચતુર નોહિ અથવા નોહિ ઉદાર' (' નળાખ્યાન, ભાલણ : ૩. ૭. ). પ્રેમાનંદે ભાલણનું ' નળાખ્યાન ' જોયું હોવાનું આ અને પ્રસંગોપાત્ત બતાવવામાં આવશે તે પંક્તિઓ પરથી પ્રબળ અનુમાન થાય છે. કો સકળ...તત્કાળ : નળની આ ચરત પૂરી કરે એવી સુંદરી તરીકે હવે નારદમુખે દમયંતી વર્ણવાશે. ૯. વેદ જેહને વરણે: ગુજરાતી આખ્યાનકારની અતિશયોક્તિ. તે તો ...પરણે ?—કડી ૬ માંની નળની ગર્વોક્તિને સજ્જડ જવાબ. ૧૦. કવણ—(કઃ પુનઃ ), કોણ ? નળની આવી ઉત્સુકતા જગાડે એવી જ વાણી કદી હમાંની હતી જે નારદની ? ૧૧. રાજ્યાસન કરે છે: ' રાજ્ય કરે છે ' માટે આ પ્રયોગ આખ્યાનમાં અનેકવાર થયો છે. ૧૩. ખટરસ—ખારો, મીઠો, આદિ છ રસનું ભોજન. ૧૪ વંઝાદોષ: વંધ્યાપણું (વંધ્યા–વંઝા. ધ્ય નો ' ઝ.' સર૦ સધ્યા–સાંઝ). ૧૫. ખરું કીધું—ખાતરી કરી. ૧૬. એંધાણી—નિશાની પેં નથી એ અંતાગ

આપ્યાં છે તેની કાંઈક નિશાની. જે—'કે'ના અર્થમાં, यद् પરથી. ૧૮ ઊછર્યાં—જન્મ્યાં તો ખરાં પણ ઊછર્યાંય ખરાં, ઊછર્યાં ને મોટાં થયાં. મેં—મારાથી, (मया પરથી). લોકબોલીમાં સૌરાષ્ટ્રમાં આ પ્રયોગ હજુ જૂની પેઢીના લોકો કરે છે. એમાં લાઘવગુણ છે.

## કડવું ૪

(નારદે કરેલી દમયંતીરૂપપ્રશંસા)

દમયંતીરૂપપ્રશંસાનાં આ અને પછીના કડવાંમાં પ્રેમાનંદની રસિકતા, એના વર્ણનકૌશલ અને એના કવિત્વનો આજનાં વાચકોને સારો પરિચય થશે.

. ૨. કેહેવી, કોહો, આદિ શબ્દો ઉચ્ચારાતા તો 'ક્હેવી' 'ક્હો' (કેવી, કો) એ પ્રમાણે. લખવામાં લહિયા આમ લખતા. વિખાણ (व्याख्यान)—વિસ્તૃત વર્ણન. ૩. ચાલ—ગતિ; ચાલવાની છટા જ નહિ, હાવભાવની છટા. શેષ—શેષ નાગ, જેને હજાર મુખ છે. ૪. બુધ્યમેલે—બુદ્ધિમેળથી, યથામતિ. પાઠાંતર 'બુધ્યમાને'—બુદ્ધિના માન (માપ, ગજા) પ્રમાણે. વર્ણંન, પક્ષીજંન, વંન, અંન (અન્ન), રાજંન, મંન, લોચંન, સ્નંન, પરજંન (પર્જન્ય), જોજંન...આવો ઉચ્ચાર આખ્યાનની દેશીઓ ગાતી વેળા આખ્યાનકારને આ શબ્દોનો કરવો પડતો હોવાથી એનું લેખન પણ ઉચ્ચારાનુસારી થતું. ૫. સોહાગ સૌભાગ્ય પરથી, સુંદર. ૬. ગાત્ર—દેહ. ગેરો—ખેરો, ઝીણી કરચ કે રજ. ૮. ૧૬મા કડવામાં (કડી ૧૮–૧૯) નળવર્ણનમાં પણ આ જ કલ્પના કવિએ વાપરી છે. ૯–૧૨: પ્રેમાનંદનું ચાતુર્ય. નારદને અટકાવી નળ કહે છે, 'તમારાં એ વખાણનો અર્થ કાંઈ સમજાયો નહિ ('ન પહોતો'). દમયંતી તો હમણાં અવતરી, અને ચંદ્ર તો તેનીય પહેલાંનો. તમેય તે શું, મુનિરાજ, સાવ હાંકો છો!' પણ નારદ ઓછા હાજરજવાબી નથી. એ તો તરત ઉત્તર વાળે છે: 'એમ તો સૌપહેલાં બ્રહ્માજીએ ઘડેલી દમયંતીને જ, પણ યોગ્ય વરને અભાવે

પૃથ્વી પર એને આજ લગી અવતારેલી નહિ હવે એને વિદર્ભમાં જન્મ આપ્યો છે, એટલે લાગે છે કે એને યોગ્ય સ્વામી નિર્માઈ અને અવતરી ચૂક્યો હશે. આમ કહીને નાકર નળમાં એ સ્વામી પોતે હશે એવું મોમાં પાણી લાવતું અનુમાન અથવા દમયંતીના સ્વામી થવાની અભિલાષા કેવી ઊભી કરે છે! ચંદ્ર પહેલી ચતુરા એની ખાતરી થતાં નળ નારદને આગળ ચાલવા કહે છે **વિરંચિ**—બ્રહ્મા. **ઉદે**—ઉદય. **આગે**—આગળ (અગ્રે) **ભેદ**—રહસ્ય, દમયંતી ઘડતાં વધેલા ગેગ-માંથી ચંદ્ર ઘડાયો એ. ૧૩. નાકરીય દમયંતીપ્રશસ્તિમાં આગળ વધે છે. દમયંતીની ચળકતી ચંચળ આંખો જોઈ માછલાંએ જળમાં, ખંજન પક્ષીએ જઈ વનમાં, અને તેની કાળી ભમ્મરો જોઈ તેવી કાળાશ પોતાની ન હોવાથી ઝંખવાઈને ભમરાએ કમળમાં વાસ કર્યો! ૧૪. **કીર**—પોપટ **કળાકર**—મોર **ધીર**—ધૈર્ય. પોપટે દમયંતીની નાસિકા અને મોરે નાસિકાની વાળી (નથ) જોઈ અનુક્રમે પોતાની ચાંચ અને કલાકલાપનો રૂપગર્વ છોડી અરણ્ય ને પર્વતમાં જઈને વાસ કર્યો! સરખાવો, 'મૃગ શિખી ચમરી વન માહે નાઠા, કમળ મીન, જ્યાં વા (? હા)રી' (ભાલણ-'નળાખ્યાન') ૧૫ **પરવાળી**-પ્રવાલે-પરવાળાએ. **ચાહ્યું**—નીપ્યું ૧૬ **રસના**—જીભ **મંસાર**—અપ્રત્યયા દ્વિતીયા ૧૭. **કપોત...મોહોને**—કપોત લાજે અને દુ:ખી થાય છે દમયંતીની પોતાનાથી વધુ સુડોળ ગ્રીવા જોઈને ૧૮. **કુચ**—સ્તન **કુંજર**—હાથી. **માંઝ**—માંહ્ય (મધ્ય). **કાગવાંઝ**—એક વાર જ ગર્ભ ધારણ કરે તેવી વંઝ્યા (વંધ્યા)

નાકરના 'નળાખ્યાન'માંના દમયંતીવર્ણનની નીચેની જેવી કેટલીક પંક્તિઓનું પ્રેમાનંદના વર્ણન જોડેનું સામ્ય જુઓ —

નાશાન નાગ પાતાલ ગયા, જુઓ દેખીઓ સખી રહ્યા,

* * *

લજ પાની કમલ તે ગયા, વારિ મધિ તે પેશી રહ્યાં

* * *

અનુરાગ રોપવાની નારદની યુક્તિ. એ યુક્તિ અને નારદના આગમનનું પ્રયોજન કેવાં સફળ થયાં એ આ પછીની પંક્તિઓ બતાવી આપે છે. 'એ મુજ સરખી નહિ જોડ' અને 'અંશવંશ લક્ષણ પૂરણ દેહનું હું કરું પાણિગ્રહણ' (૨-૧૯) એમ કહેનાર અક્કડ નળનું આ 'વખાણ સાંભળીને સબળ, રુધિર અવટાયું પળપળ' અને પછી તો એ દમયંતીને 'પરણવાની કળ' નારદમુનિ આગળ માગવા લાગ્યો! પણ નારદ પણ જબરા છે તો! એ તો વાતમાં વળી વધુ મોણ નાખી કહે છે: 'હું ન જાઉં...માહારું ભાંગે.' વસ્તુતઃ આ નારદના નારદવેડા નથી પણ આખ્યાનકાર પ્રેમાનંદનો જનમનરંજનરૂપી પ્રયોગ છે. શ્રોતાજનોમાં આથી હાસ્યની લહર ફરકતી હોય તો કોઈ દેવ કે પૌરાણિક પાત્ર થોડું ક્ષતગૌરવ થાય તેની પ્રેમાનંદને કશી ફિકર નહતી. અવટાયું— ઊકળ્યું. મોહ........ હવે? નળની દમયંતી માટેની લગની અને એનો કામજ્વર.

કડવું ૬

(અનંગ-અગ્નિ શમાવવા વનમાં ગયેલા નળે પકડેલો હંસ)

૧. **અનંગ-અનળ**—કામજ્વર; (અનંગ-કામદેવ.). વહ્નિ—એ કામજ્વરનો તાપ. **શમાવા**—શમાવવા. **૨. મૃગયા**—શિકાર. અઘોર-ઘોર. આગળ આવતા આ 'અ'નો નિષેધવાચક કે અભાવવાચક અર્થ થતો નથી. (સર૦ અલોપ, અમુંઝણ,). **માનસરોવર**— અહીં હંસો મળવાના છે માટે પ્રેમાનંદે એને માનસરોવર કહ્યું. હિમાલયનું માનસરોવર એને સમજવાનું નથી. ૪-૯ : પ્રેમાનંદે કરેલા આ વનવર્ણન માટે શ્રી. કનૈયાલાલ મુનશીનો અભિપ્રાય સાંભળો:

'તે સમયનાં વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી, નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્કસ ને વિગતવાર યાદીઓ વાંચનારની કલ્પનાને ગૂંગળાવે છે અને ચિત્ર ઊભું કરવાની ઈચ્છાને કચરી નાખે છે. નળાખ્યાનમાં વનનું વર્ણન લગભગ જંગલખાતાની ટીપ છે, અને

નળદમયંતીની પ્રશંસા ઉપમાના કોષ જેવી છે.'*

ડાહ્યાભાઈ દેરાસરીનો અભિપ્રાય આનાથી જુદો નથી : 'દેશ અને કાલથી અબાધિત નામાવલી જ (વૃક્ષોની) માત્ર જોવામાં આવે છે. વનસ્પતિશાસ્ત્રના ગ્રંથમાં આપવામાં આવે એમ વનસ્પતિનાં નામ ગણાવવાં એ જ વનવર્ણન ! પણ આમાં કવિનો દોષ નથી. તે કાળે પ્રથા જ એવી હતી કે વન, સભા, દરબાર, જમણ વગેરે બાબતોનાં એક જ તરેહનાં પ્રથમથી નિર્મિત વર્ણનો જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં મૂકી દેવાં. જમણની વાત આવી કે મોટા શહેરના કંદોઈઓની દુકાનો ખોળતાં પણ ન જડે એવાં બધાં પકવાનોનો હૂડો જ ગણાવી જવાનો છે. અન્નકૂટ સિવાય કોઈ જગાએ આમ જમણ થતાં નથી. સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રેમાનંદ કવિની 'થાળ' જોશો તો મારાં કહેવાની યથાર્થતા સમજાશે. એમાં ગોળ–ખાંડ અને સાકરનો શીરો, વિવિધ પ્રકારના લાડુઓ, દૂધપાક, બાસૂદી, શિખંડ, વેડમી અને છેવટે બાજરીની રોટલી ધરાધરી આવી જાય છે. શાકનું પણ તેમજ. બધી ઋતુઓમાં ઉદ્ભવતાં શાક ટોળે મળ્યાં હોય છે'.×

આવાં મધ્યકાલીન કવિતાનાં વનવર્ણન વિશે ખરી સમજ આચાર્ય આનંદશંકર ધ્રુવે આપી છે. તેમણે કહ્યું છેઃ—

'સળંગ કાવ્યોમાં એવી પ્રથા સર્વ દેશમાં જોવામાં આવશે. ચોસર, સ્પેન્સર વગેરેની કવિતામાં આવું વર્ણન ઠેરઠેર જણાશે. વનનું વર્ણન કરવાનો અહીં ઉદ્દેશ એ હતો કે જંગલ બીહામણું છે તે દર્શાવવું; એટલે સઘળે અવ્યવસ્થા અને અનિયમિતપણું ચીતરવું પડે ત્યાં આગળ વર્ડ્ઝવર્થની પેઠે જો પદ્ધતિસર અને મૂત્રાનુસાર કે આત્મલક્ષી વર્ણન કરવામાં આવે તો તે નકામું અને નીરસ થઈ પડે અને

* ૧૯૨૬મા પ્રેમાનંદજયન્તી વેળા વડોદરામા કરેલ વ્યાખ્યાન 'ભટ પ્રેમાનંદ.'

× પ્રેમાનંદ જયંતી વ્યાખ્યાન–૧૯૩૨.

ધારેલી અસર ખીલામણાપણાની ઉપજાવી ન શકાય.'

આ વનવર્ણનમાં ભરી ભરી વનસમૃદ્ધિનું એક ચિત્ર સમગ્ર વાચને ઊપસે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. વૃક્ષો ને વનસ્પતિ-સૃષ્ટિની યાદીમા કોઈ વનસ્પતિશાસ્ત્રમાન્ય ક્રમ નથી, શબ્દાનુપ્રાસે જ કવિને દોર્યા છે. આ કડીઓમાંના શબ્દાનુપ્રાસ પર અભ્યાસીઓનું ધ્યાન ખેંચાવું જોઈએ. એ શબ્દાનુપ્રાસના તાનમાં ખજૂર ને ખારેકનાં ઝાડ જુદાં હોતાં નથી એ કવિ ભૂલી ગયા છે.

૧૧-૧૨ : રંભણ—પરિરંભ, આલિંગન. આખ્યાનકાર નળના કામજ્વરના નિરૂપણમાં ઉત્કટતા લાવવા જતાં આવું કરી બેઠો છે! ઉત્કટતા સાધવા જતાં એની ઔચિત્યદૃષ્ટિ ધૂંધળી બની ગયાના દાખલા બીજા ઘણા મળશે, પણ 'ઓખાહરણ'માંના પરણવાજોગ થયેલી ઓખાની અવસ્થા અને ચેષ્ટાઓના વર્ણનનો એક નિર્દેશ જ બસ થશે. ૧૪ સોવણ—સુવર્ણ. ભાલણે હંસને 'કનક જશું અ શરીર' (કનકના જેવું તેનું શરીર હતું.) એમ વર્ણવ્યો છે, પણ પ્રેમાનંદે તો એની કાયા સુવર્ણની જ કરી નાખી! ૧૫ અનુક્રમી—ફરી; અનુક્રમે. 'દીસ' પાઠાંતર સાથે આ શબ્દનો અનુકર્મી—'કર્માનુકૂળ, પાધરો દિવસ' એવો અર્થ કોઈ કરે છે. ૧૭ તાં—તાવત્ પરથી. એ કેટલીક વાર 'ત્યાં'ના અર્થમાં અને ઘણીવાર પાદપૂરક તરીકે મધ્યકાલીન કવિતામાં પ્રયોજાય છે. થાય નિધન—મરણ પામે. ૧૯. લઘુલાઘવી: કળ, કલા અને સફાઈભરી યુક્તિ. ૨૦ નળને...ચંચપ્રહાર—વર્ણનની સ્વાભાવિકતા. પકડાતી વેળા પક્ષી એમ જ કરે.

## કડવું ૭

### (હંસવિલાપ ને નળનું અભયવચન)

હંસવિલાપનું આ પદ આખ્યાનકાર ગાયકને સારી તક આપતું હશે. તે વખતે આખ્યાન ગાનની કળા હતી.

૨-૪ નિર્દયા—નિર્દયના. ઓ કાળા માથાના...એને ભક્ષઃ પ્રાણહાનિનો હંસનો ભય. પંખીની દષ્ટિએ તેને પકડનાર માનવી કેવા દેખાય છે! અવશ્યમેવ–અવશ્યમેવ, નક્કી. આ પણ શબ્દને સંસ્કારી નાખ્યાનો દાખલો. પખાય—પાંખ. કરી પક્ષ–મારો પક્ષ લઈ, મને સહાય કરી.

ભાલણના નળાખ્યાનમાં હંસ આ વેળા ‘હરિનું સમરણ’ કરીને આર્ત ભાવે તેની સ્તુતિ કરે છે, જેથી દયા આવતાં નળ તેને મુક્ત કરે છે. મુક્ત થયેલો હંસ તેના પર ‘પ્રત્યુપકાર’, દમયંતી પાસે જઈ તેને નળના મોહમાં નાખવાનો, પોતાની સ્વેચ્છાએ કરે છે. બધું ભાલણે એક જ કડવામાં આટોપ્યું છે. મહાભારતમાં પણ આ વિશે ટૂંકમાં જ પતાવાયુ છે. પણ રસસ્થાનો ઓળખનાર અને તેને ઝડપનાર પ્રેમાનંદ નો પોતાની કળા અહીં અજમાવે છે.

હંસીએ દીધો ...વિલાપ : આ પ્રેમાનંદનો ઉમેરા. વૈદર્ભીને વનમાં વલવલતું પડે એ હંસીના આ શાપને લીધે, એમ મેળ પણ ઠીક બેસશે. આ મેળ બેસાડવાનું કરતાં, થોડી વારમાં હંસને છૂટો કરનાર અને પછી તેને ‘પ્રાણની પેરે’ પાળનાર નળને આ શિક્ષા—ખરી રીતે તો આ શિક્ષા દમયંતીને છે, તેના કશા જ અપરાધ વિના!—ઘટતી નથી એ વિચાર પ્રેમાનંદના મનમાં કેમ નહિ આવ્યો હોય? હંસીને સંબોધી હંસે કાઢેલા ઉદ્ગારમાં વિધિના લેખ, કર્મબંધ અને ઋણાનુબંધની ફિલસૂફી બે ૮૪ પંક્તિમાં પણ સફળતાપૂર્વક રજૂ કરી પ્રેમાનંદ હંસને ‘નિદ્રા કીધી લોભ’ એ પોતાની ભૂલ જેવી ભૂલ ન કરવાની શિખામણ હંસીઓને આપનો બનાવે છે એમાં નિરૂપણની સ્વાભાવિકતા અને પ્રેમાનંદની કળા છે.

વલણ : હંસને ‘વાચા થઈ’ તે માણસની. (જુઓ, ‘મનુષ્યની પેરે પંખી બોલ્યો’). સાતમા કડવાનો હંસનો વિલાપ જ્યાંના અંતમાં જણાવ્યું છે તેમ ‘પોતાની’ એટલે હંસોની વાણીમાં હતો.

હવે આડમા કડવાના હસના ઉદ્ગાર માનવીની ભાષામા છે એમ જ હોય ને ? એ એકયે પોતાના દુર્ભાગ્યને ગડે કે હસીઓ જોડે વાત કરે તે તો તેની જ ભાષામા હોય માનવી નળને વિનતિ કરવાની હોય ત્યારે તો નળ સમજે એવી ભાષામા જ તેણે બોલવુ જોઈએ ને ? ખૂગ છે પ્રેમાનદ !

## કડવું ૮

### ( હસની રાણી મુક્તિ અને તેનુ પ્રત્યાગમન )

૧ પ્રાણદાન. ઉપકાર આ વચન તે પાછે પણ છે એ આગળ જણાય છે ૨. આશાવાસના આશ્વાસના પાઠાન્તર 'આસના વાસના' પણ આ શબ્દ ૫ થી જ ૩. રૂપ ને વાણી પહેલાં તો તેના રૂપે જ નળને આકર્ષ્યો હતો, તેમા માનવ-વાણીનો ગુણવિશેષ પણ ભળ્યો, સોનામા સુગધની પે'. એટલે હવે તો નળ હસને શાનો જવા દે ? ૪ આગળ કડીઓ ૧૯–૨૦ મા તેમ અહી હસ પોતાનુ કુલગૌરવ અને આત્મગૌરવ બતાવે છે અહી કહેલી વાત તે પોતાના હવે પછીના વર્તનથી સાચી ઠરાવે છે ૬ બીજી લીટીમાનો શબ્દાનુપ્રાસ અને વાણીસુભગતા જુઓ રાજશા—રાજકુલના માણસ, નજ-વશી ૭. ખટપટ—બીક, ઉચાટ ૮–૧૦ સામાને સહાનુભૂતિ થાય જ એવા એક એકથી ચડિયાતા કેવા ત્રણ કારણો હસ પોતાની માગણીના સમર્થનમા આપે છે ! પ્રાણી—પ્રાણ, 'પટરાણી' સાથે પ્રાસ મેળવવા 'પ્રાણી' કર્યું ! ખોયુ—ખોવડાવ્યુ ૧૧ સાખી—સાક્ષી ૧૪ નહિ આવે તો ન્યાતબહાર બોલ્યુ પાળવાની જવાબદારી હસ પર છોડતી શ્રોતૃગમ્ય વ્યવહારુ ભાષાનો આખ્યાન-કારે કરેલો સફલ ઉપયોગ તુ બોલ્યુ નહિ પાળે ને પાછો નહિ આવે તો હુ કઈ લશ્કર સાથે તારા પર ઓળો હલ્લો કરીશ કે તને નાત-બહાર ઓછો કાઢીશ ? ૧૯. કાગ.. અત્ર તો કાગડામ ને અમા-રામા અત્ર-અતર એટલે ફેર કયા રહ્યો ?

## કડવું ૯

(નળની હંસ પાસે દમયંતીની સંપ્રાપ્તિમાં સહાયભૂત થવા માગણી.)

૩. **એ આહારે થયો છે વીર** : માટે જ કડીઓ ૪-૫માંનું વર્ણન ૪. **દ્યૂતક્રીડા**—ત્યારે દ્યૂત નળનો મૂળથી જ શોખ ! હંસ પણ નળરાજા સાથે દ્યૂતક્રીડા રમે છે એમ આ કડીમાં લખ્યું છે તો પછી ૧૭મા કડવાની ૭મી કડીમાં 'દ્યૂત ના રમશો નૈષધપતિ' એવી વિદાય-શીખ નળને આપવાનો એનો શો અધિકાર, એવો પ્રશ્ન વાચકને ઊઠશે. આમાં પ્રેમાનંદનો અનવધાન-દોષ જોવા કરતાં એમ સમજવું ઉચિત છે કે નળ ને હંસ તો આનંદ માટે દ્યૂતક્રીડા રમતા હતા—એ કદાચ સોગઠાંબાજીની જેવી પાસા નાખવાની રમત હોય—અને હંસે નળને જે દ્યૂત રમવાની ના પાડી તે તો દાવમાં કશુંક મૂકીને રમવાના દ્યૂત કે જુગટાની. અન્યોન્ય તંબોલ :......આટલું બધું ! પ્રેમાનંદની આલેખનને ઉત્કટ બનાવવાની રીતનું આ પરિણામ. ૫. **પ્રેમરેહેણ**—પ્રેમરૂપી રેણ. રેણ—ધાતુની સાંધ કરવાનું ઝારણ. ૬. **વેહેવાની**—વિવાહની. પાઠાંતર 'વેહેની' વધુ સારું છે. ૮. બંગે પ્રેમાનંદી સ્પર્શ. 'ભાભી' શબ્દથી બંનેની નિકટતા કે આત્મીયતા કેવી સુંદર રીતે પ્રેમાનંદે વ્યંજિત કરી છે ! નળ અને હંસના શબ્દોમાં કેવી સ્વાભાવિકતા અને શ્રોતૃભોગ્ય ગુજરાતીપણું તરી આવે છે ! પોતાના શોકનું કારણ પણ મિત્ર પરણ્યો છે કે કુંવારો, કે ઘરમાં ભાભી છે કે નહિ એની અત્યાર સુધી કશી જિજ્ઞાસા ન દેખાડવા માટે હંસને મૃદુ ઉપાલંભ આપીને તે દ્વારા જ નળે કેવું સૂચવી દીધું ! ૯. **નાટ**—નિશ્ચય, નક્કી. **શું...દાટ**—શું પૃથ્વીમાં કન્યાઓનો નાશ થઈ ગયો છે ? **પોતાની...શાખ્યો નળ**—તિર્યગ્ યોનિનો છવ માનવીનો મિત્ર બને અને તેના દુઃખમાં તેનું આમ સમાશ્વાસન કરે એ આલેખન અને તેને પ્રેરતી કલ્પના કેટલાં હૃદયંગમ છે ! ૧૦-૧૧. **મિત્ર શું**—મિત્રને. **ગ્રહ્યા**—પકડ્યા, ઝાલ્યા. **ઉપગાર**—ઉપકાર. **કહીએ**—ક્યારે. ૧૩-૧૮. વાતને વળ ચડાવી રસ જમાવવાની કવિની આવડત

નળની વાકપટુતા. લાજ્જે...વેદ—કામ ન થાય તેથી લાજશો નહિ, અને લાજથી મોં દેખાડવા ઘેર આવો નહિ એમ ન કરતા, જરૂર ઘેર આવજો.' પાઠાંતરો જુઓ. વાયક વેદ—વેદવાક્ય; અહીં, તેની પેઠે, નક્કી. અમથો – નિષ્ફળ, કાર્ય સિદ્ધ કર્યા વિના. સુનાતું—સોનાનું. **૧૭. પંખીનાં ચિહ્નિન**—પંખીના જાણીતા લક્ષણ મુજબ. **૧૮. કારણરૂપે**—સરખાવો, 'ગોપ કરે સો જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર' એ પ્રમાણે 'કારણરૂપે અવતરી' એટલે કોઈ નિશ્ચિત વિધિ-નિર્મિત કાર્ય સાધવાને પૃથ્વી પર જન્મી. **૨૦. વણદીઠે મોહ**—સાચી વાત, પ્રત્યક્ષ દર્શનથી નહિ, એકબીજાનાં સૌંદર્યની પ્રશંસાના શ્રવણથી જ આ આખ્યાનનાં નાયકનાયિકાને એકબીજા માટે મોહ થાય છે.

## કડવું ૧૦

(હંસનું દમયંતીના આવાસમાં આગમન.)

**૧.** એક જ પંક્તિનો મુખબંધ. જો કે બીજા એક પાઠમાં તે નીચેની બે લીટીનો છે:

> હસીને બોલ્યા વિહંગમ વાણીજી, સમરથ સાચા સારંગપાણીજી;
> પુષ તમારી નૃપ નહિ આપીજી, માગો માગીને શ્રી એક માગીજી.

**૨–૫.** હંસનું આ ભાષણ કડી ૬માંના નળના જવાબ અને તેમાં વ્યક્ત થતા દમયંતી માટેના તેના અનન્યપરાયણ દૃઢમૂલ આકર્ષણ માટે જ. **૬–૧૦:** નળની દમયંતી માટેની ઉત્કંઠા, હંસ પ્રત્યેનો તેનો ઉત્કટ મિત્રસ્નેહ, તથા હંસની કાર્યસિદ્ધિની ખાતરી, કડવાની પહેલી દશ કડીઓમાં ભળાવીને કથાવિસ્તાર સાથે રસજમાવટ કરતી પ્રેમાનંદની આખ્યાનકલાનું દર્શન કરો. **પ્રયાણને**—તારા પ્રયાણ વિશે-પરત્વે; 'તું જા' એમ. **૧૧ હુતો**—હતો. **૧૨. તે વાડી......નળનું નામઃ** લંકાની અશોકવાટિકામાં જઈ હનુમાને સીતામાતાને સંભળાય એમ રામનું નામ લીધું હતું એમ જ કે? **૧૩ અર્ધા જામની**—મધરાત. (યામિની–

રાગિ) ભામની—ભામિની, સુંદરી, યુવતી. દમયંતી પણ સખી સાથે દ્યૂત રમે છે! આ દ્યૂત અને નળ અને હંસ રમતા હતા તે દ્યૂત, નળ અને પુષ્કર રમ્યા તે દ્યૂત કરતાં સ્પષ્ટ રીતે જુદું. સાવજું—પખી. ૧૬. 'તજું માહારો પ્રાણ' આગલી લીટીની જોડે પ્રાસ મેળવવા. નહિતર, એમ જ કહેવાય કે ચપટીથી કામ સરે ત્યાં પ્રેમાનંદ ખોબે પીરસે છે. ૧૭. આળ—વિઘ્નરૂપ થાય તેવાં. પાઠાંતર 'તત્કાળ' ઠીક છે. ૧૯. નાથ વિના...ગ્રેહેનાર: આ બહાને પણ ચતુર હંસે કરેલી નળ-પ્રશંસા. ૨૦. બુધ—બુદ્ધિ, ભાન, ઓળખ. બુધ—બુદ્ધિ; કળ, યુક્તિ.

## કડવું ૧૧

(હંસગ્રહણ અને દમયંતીની નળ માટે જિજ્ઞાસા.)

દમયંતીએ હંસને ઝાલવાની જે યુક્તિ વિચારી છે ને કડીઓ ૨–૩ બતાવે છે તેમ તેની હથેળીથી કમળનો ભ્રમ ઉપજાવી હંસને તેની પાસે આવવા લલચાવવાની. આ ઉપાયમાં રહેલા કાવ્યને માટે પ્રેમાનંદની રસિકતાને ધન્યવાદ ઘટે છે. એ રસિકતા જ છે કડી ૪–૫ની જન્મદાત્રી. હંસને પોતાની કાર્યસિદ્ધિ માટે પકડાવું તો હતુ જ, એટલે 'થઈ અજાન,' તે પેલા ભ્રમગવાળા કમળ પર, એટલે કે દમયંતીની જાંબુવાળી હથેળી પર, આવીને બેસે છે ને પકડાય છે. પછી તો નળરૂપપ્રશંસાનું કાર્ય જ એણે કરવાનું રહ્યું, જે એ રીતસર આદરે છે. ૧. અકલિત—કોઈના કળ્યામાં ન આવે એવી, હંસને પકડવાની મૌલિક તરકીબની. ૨. ધીરે- વિશ્વાસ મૂકે. મહારાજે—ભગવાને, જગદીશે. ૩. પાણપંકજ–પાણિપંકજ, કમળ જેવો હાથ, —હાથનું કમળ. ચેહેબચો—શેવાળ અને વનસ્પતિવાળો હોજ. ૪. વિકાસી–વિસ્તારી, પહોળી કરી પલાશ—પાંખડી. પીમલ–પરિમલ, સુગંધ. ૭. હુલ્યા: 'હે અલ્યા'ના દ્રુત ઉચ્ચારણે બનાવેલો શબ્દ હશે? કે, 'અલ્યા'માં 'હ'કાર પ્રક્ષિપ્ત થઈ ('ઉલ્લાસ'નું 'હુલાસ'—સર૦ 'ઓહોલાસી' કડવું ૭૯—થાય છે તેમ) ઊપજ્યો હશે!

કે, સંસ્કૃત હલે સાથે એને સગપણ હશે—હલે કહીને સ્ત્રીને સંબોધાય તો ' હલ્યા ' કહી પુરુષને, એમ ? ગાઠુઓ—પક્કો, ગઠિયો : ' ઠગ ' પરથી–વર્ણવ્યત્યયથી ? ગાઠો—ઠગાયો, ઝલાયો. મૂઆ—સ્વાભાવિકતાના લાભાર્થે અને શ્રોતૃમનરંજનના હેતુથી આખ્યાનકારે કરેલો ઉપરક બોલીનો લાક્ષણિક પ્રયોગ. હું—હુંને, મને. ૧૦. ભીયા—ભૈયા, ભાઈ. પ્રેમાનંદ આ ગામડી શબ્દ આખ્યાનમાં ઘણી વાર વાપરે છે. વ્યવહારની જીવતી વાતચીતિયા ભાષા પ્રેમાનંદ સફળતાપૂર્વક ધારે ત્યારે વાપરી જાણે છે એનો આ એક નમૂનો છે. ૧૦–૧૧ : હંસે કરેલાં નળના વખાણથી ઉત્તેજાયેલી દમયંતીની જિજ્ઞાસા માનસશાસ્ત્રની દૃષ્ટિએ સ્વાભાવિક છે. હાથેથો—હાથમાંથી; (તઃ–દા. ત. પ્રમતઃ–થઉ–થો) ૧૩. કોઆં—કોટર, બખોલ. મોરપીછ...જેવાં : મોરપીંછના વચલા ચાંદલા જેવાં, ફક્ત શોભાનાં. નળને વખાણવાની અને દમયંતીનું કુતૂહલ વધારવાની આ રીત સ્થૂળ છે. ૧૪. વેહેવલ–વિહ્વળ ૧૬. છે કુંવારો કે...સ્ત્રીસહજ પ્રશ્ન ! કળકળી—કલકલ કરીને; સર૦ કલગાન, કલહંસ, કલરવ જેવા શબ્દો. ૧૬. અન્યા—અન્યાય. ૧૮–૧૯. સંભારો કડવું ૪, કડી ૭–૮. એક જ કલ્પનાનો બીજી વાર ઉપયોગ એની તાજગી અને ચમત્કૃતિ ઓછી કરે. પણ પ્રેમાનંદ ચતુર છે. તેણે પહેલી વાર ચંદ્રની તો આ વખતે સૂર્યની વાત કરી છે. નારીને વર્ણવવા ચંદ્ર ને પુરુષને માટે સૂર્ય : કેવું સુભગોચિત ! કડી ૧૯–૨૦માંની કલ્પના જુઓ. સૂર્ય સવારસાંજ ઓછું અને મધ્યાહ્ને પૂર બહારમાં તપે છે એનું કારણ સવારસાંજ નળ બહાર નીકળતો હોય છે, અને બપોરે એ આગમ લેવા મહાલયમાં ગયો હોય છે, તે છે ! સૂર્યનેય ઝંખવતી નળની રૂપ–ઝળકના આવા વર્ણનથી દમયંતી પછી કેમ એના તરફ આકર્ષાય નહિ ?

## કડવું ૧૨

(હંસની નળપ્રશંસા ચાલુ, અને તેથી દમયંતીના હૈયામાં ઉત્કંઠિત પ્રેમ.)

૧. ' પણ નળની જોડી મીરવું, મહીતળમાં એવો કોઈ નહિ. '

એક સારો પાઠ. **મીઠલું**—મેળવું. ૨ જુગ્મ રવિસુત—સૂર્યના બે જોડિયા પુત્રો, અશ્વિનીકુમારો. સૂર્યનું તેજ ન ખમાવાથી અશ્વિની (ઘોડી)નું રૂપ ધારણ કરી બેઠેલી તેની સ્ત્રી સુવર્ણામાં પોતે અશ્વનું રૂપ લઈ સૂર્યે અશ્વિનીકુમારોને ઉત્પન્ન કર્યાની પુરાણકથા છે. અશ્વિની-કુમાર પુરાણોના કહ્યા પ્રમાણે ખૂબ સુંદર ગણાય છે. **જાય...નાખી વાટ**—રવિસુત અશ્વિનીકુમાર નળરાજાના રૂપ આગળ ઝાંખા પડી જઈ વાટ નાખી જાય છે એટલે રસ્તો છોડી સંતાઈ જાય છે. 'યુગલ રવિચંદ્ર રૂપ આગળ નાખી જાય વટ' એ પાઠમાં સૂર્યચંદ્રની જોડી નળના રૂપ આગળ ઝાંખી પડી પોતાનો વટ તજી દે છે એવું નિરૂપણ છે. ૨. **ગંભીરતાએ...... ખારાટ**—નળ ગંભીરતામાં સાગર જેવો છે, પણ અર્ણવમાં-સાગરમાં તો ખારાટ-ખારાશ છે, નળમાં એ નથી. ઉપમેય નળને ઉપમાન સાગર કરતાં ચડિયાતો બતાવવામાં આવ્યો છે. વ્યતિરેક અલંકાર. પંક્તિમાંનો શબ્દાનુપ્રાસ ધ્યાનમાં લો. ૩. **આદિત**—આદિત્ય, સૂર્ય. **પૃષ્ટ**—પીઠ, પૂંઠ. ચંદ્રના કળાક્ષય અને સૂર્યની મેરુપ્રદક્ષિણાને અનુક્રમે નળની શીતળતા અને તેજને આભારી બનાવ્યાં કવિએ! ૪ થી ૧૦ કડીઓમાં અતિશયોક્તિવિલાસ અને લોકરંજક આખ્યાનકારનો વિનોદ એક સાથે જોવા મળે છે. એવે પ્રસંગે ઔચિત્યવિવેક પ્રેમાનંદ ઘડીભર કેવો નેવે મૂકી દે છે! ૪. **ઇશ્વર જુદ્ધથી**—ઐશ્વર્યના યુદ્ધ (સ્પર્ધા)માં. ૭ **હિમસુતા**—હિમાચલની પુત્રી, પાર્વતી. **નારીને જતી જોવાય**—પોતાની સ્ત્રી શચી રૂપવંત નળ પાસે દોડી જાય નહિ તેની ચોકી કરવા! ૮. **ધીરે નહિ**—એમના પર વિશ્વાસ રાખી તેમને એકલાં મૂકે નહિ. ૯. **સ્વાહા**—અગ્નિની પત્ની. ૧૦. **રખે હરતી નારી**—રખે પોતાની સ્ત્રીઓ—રોહિણી ને રત્નાદે—નું ચિત્ત નળ પર ઠરે! **નારદજી...બ્રહ્મચારી**—પોતાની પત્ની રૂપવંત નળ પર મોહી પડે એ પરિસ્થિતિ આવવા જ ન દેવા, ચતુર નારદ પહેલેથી ચેતી ગયા અને પરણ્યા જ નહિ! **જસ-ચશ**. ૧૨ પાંચમા કડવામાં જેમ નારદે દમયંતીના નામની, તેમ અહીં

કે, સંસ્કૃત હલે સાથે એને સગપણ હશે—હલે કહીને સ્ત્રીને સંબો-ધાય તો 'હલ્યા' કહી પુરુષને, એમ? ગાહુઓ—પક્ષો, ગઠિયા: 'ઠગ' પરથી–વર્ણવ્યત્યયથી? ગાહો—ઠગાયો, ઝલાયો. મૂઆ—સ્વાભાવિકતાના લાભાર્થે અને શ્રોતૃમનરંજનના હેતુથી આખ્યાનકારે કરેલો ગૅરક બોલીનો લાક્ષણિક પ્રયોગ. હું—હુને, મને. ૧૦. લીયા—લૈયા, ભાઈ. પ્રેમાનંદ આ ગામઠી શબ્દ આખ્યાનમાં ઘણી વાર વાપરે છે. વ્યવહારની જીવતી વાતચીતિયા ભાષા પ્રેમાનંદ સફળતાપૂર્વક ધારે ત્યારે વાપરી જાણે છે એનો આ એક નમૂનો છે. ૧૦-૧૧: હંસે કરેલાં નળના વખાણથી ઉત્તેજાયેલી દમયંતીની જિજ્ઞાસા માનસશાસ્ત્રની દૃષ્ટિએ સ્વાભાવિક છે. હાથેથો—હાથમાંથી; (તાઃ–હા. ત. મ્હતઃ–થઉ–થો) ૨૩. ડાબ્બં—કોટર, બખોલ. મોરપીછ...જેવાં: મોરપીંછના વચલા ચાંદલા જેવાં, ફક્ત શોભાનાં. નળને વખાણવાની અને દમયંતીનું કુતૂહલ વધારવાની આ રીત સ્પષ્ટ છે. ૧૪. વેહેવલ–વિહ્વળ ૧૬. છે કુંવારો કે...સ્રીસહજ પ્રશ્ન! કળકળી—કલકલ કરીને; સર૦ કલગાન, કલહંસ, કલરવ જેવા શબ્દો. ૧૬. અન્યા—અન્યાય. ૧૮-૧૯. સંભારો કડવું ૪, કડી ૭-૮. એક જ કલ્પનાનો બીજી વાર ઉપયોગ એની તાજગી અને ચમત્કૃતિ ઓછી કરે. પણ પ્રેમાનંદ ચતુર છે. તેણે પહેલી વાર ચંદ્રની તો આ વખતે સૂર્યની વાત કરી છે. નારીને વર્ણવવા ચંદ્ર ને પુરુષને માટે સૂર્ય: કેવું સુભગોચિત! કડી ૧૯-૨૦માંની કલ્પના જુઓ. સૂર્ય સવારસાંજ ઓછું અને મધ્યાહ્ને પૂર બહારમાં તપે છે એનું કારણ સવારસાંજ નળ બહાર નીકળતો હોય છે, અને બપોરે એ આરામ લેવા મહાલયમાં ગયો હોય છે, તે છે! સૂર્યનેય ઝંખવતી નળની રૂપ-સભરતાના આવા વર્ણનથી દમયંતી પછી કેમ એના તરફ આકર્ષાય નહિ?

## કડવું ૧૨

(હંસની નળપ્રશંસા ચાલુ, અને તેથી દમયંતીના હૈયાના લક્ષ્યનો વેધ.)

૧. 'પણ નળની જોડી મીંડવું, મહીતળમાં એવો કોઈ નહિ.'

એક સારો પાઠ. **મીઠવું**—ભેળવું. ૨ **જીગ્મ રવિસુત**—સૂર્યના બે જોડિયા પુત્રો, અશ્વિનીકુમારો. સૂર્યનું તેજ ન ખમાવાથી અશ્વિની (ઘોડી)નું રૂપ ધારણ કરી બેઠેલી તેની સ્ત્રી સુવર્ણામાં પોતે અશ્વનું રૂપ લઈ સૂર્યે અશ્વિનીકુમારોને ઉત્પન્ન કર્યાની પુરાણકથા છે. અશ્વિની-કુમાર પુરાણોના કહ્યા પ્રમાણે ખૂબ સુંદર ગણાય છે. **જાય...નાખી વાટ**—રવિસુત અશ્વિનીકુમાર નળરાજાના રૂપ આગળ ઝાંખા પડી જઈ વાટ નાખી જાય છે એટલે રસ્તો છોડી સંતાઈ જાય છે. 'યુગલ રવિચંદ્ર રૂપ આગળ નાખી જાય વટ' એ પાઠમાં સૂર્યચંદ્રની જોડી નળના રૂપ આગળ ઝાંખી પડી પોતાનો વટ તજી દે છે એવું નિરૂપણ છે. ૨. **ગંભીરતાએ...... ખારાટ**—નળ ગંભીરતામાં સાગર જેવો છે, પણ અર્ણવમાં-સાગરમાં તો ખારાટ-ખારાશ છે, નળમાં એ નથી. ઉપમેય નળને ઉપમાન સાગર કરતાં ચડિયાતો બતાવવામાં આવ્યો છે. વ્યતિરેક અલંકાર. પંક્તિમાંનો શબ્દાનુપ્રાસ ધ્યાનમાં લો. ૩. **આદિત**—આદિત્ય, સૂર્ય. **પૃષ્ઠ**—પીઠ, પૂંઠ. ચંદ્રના કળાક્ષય અને સૂર્યની મેરુપ્રદક્ષિણાને અનુક્રમે નળની શીતળતા અને તેજને આભારી બનાવ્યાં કવિએ! ૪ થી ૧૦ કડીઓમાં અતિશયોક્તિવિલાસ અને લોકરંજક આખ્યાનકારનો વિનોદ એક સાથે જોવા મળે છે. એવે પ્રસંગે ઔચિત્યવિવેક પ્રેમાનંદ ઘડીભર કેવો નેવે મૂકી દે છે! ૪. **ઈશ્વર જુદ્ધથી**—ઐશ્વર્યના યુદ્ધ (સ્પર્ધા)માં. ૭. **હિમસુતા**—હિમાચલની પુત્રી, પાર્વતી. **નારીને જતી જોવાય**—પોતાની સ્ત્રી રખે રૂપવંત નળ પાસે દોડી જાય નહિ તેની ચોકી કરવા! ૮. **ધીરે નહિ**—એમના પર વિશ્વાસ રાખી તેમને એકલાં મૂકે નહિ. ૯. **સ્વાહા**—અગ્નિની પત્ની. ૧૦. **રખે ઠરતી નારી**—રખે પોતાની સ્ત્રીઓ—રોહિણી ને સ્વાહા—નું ચિત્ત નળ પર ઠરે! **નારદજી...બ્રહ્મચારી**—પોતાની પત્ની રૂપવંત નળ પર મોહી પડે એ પરિસ્થિતિ આવવા જ ન દેવા ચતુર નારદ પહેલેથી ચેતી ગયા અને પરણ્યા જ નહિ! **જસ-**

હંસે નળના નામની, સાર્થના સિદ્ધ કરી દેખાડી છે. પુરુષોને અર્થ-ખાર્થના અને સ્ત્રીઓને કામના અનલથી તે બાળતો હતો માટે તેનું નામ પડ્યું નળ! 'દમયંતી' નામની સાર્થતાને લગતો તર્ક તો પ્રેમાનંદે ભાલણ પાસેથી લીધો છે, પણ નળના નામ વિશેનો તો એની શોધ છે. આખ્યાનકાર પ્રેમાનંદના ચાતુર્યની એ નિશાની. બળતુ—બળતરા. કૃદંતનાં નામ બનાવવાના પ્રયોગનો બીજો આવો દાખલો 'કરતુ' (કડવું ૪૫) ૧૩. જેણીએ...કરવત્ત—કાશી જઈ માથાને કરવતથી વહેરાવવાથી બીજે જન્મે મનોવાંછિત મળે એ મધ્ય-કાલીન લોકમાન્યતાનો ઉલ્લેખ.

૧૪. સરખાવો, 'જેણે જઈ નળરાજા જન્યો તે બીજી વાર ન માગે.' ('નળાખ્યાન'-ભાલણ). ૧૫. તેમ...વેવિશાળ—હંસનો વિજય; દમયંતીને નળને વરવાની પ્રગટેલો અભિલાષ. 'તેમ' ને બદલે 'જેમતેમ' પાઠ સારો છે. કદાચ લહિયાએ જ 'જેમ' ઉડાડી દીધો હશે. મેળ—મેળવ. ૧૬–૧૭: હંસ મોંઘો થાય છે ને નળનો ભાવ વધારી દમયંતીની આતુરતા વધારે છે. વામણો. આંબાફળ: સરખાવો, प्रांशुलभ्ये फले लोभादुद्‌बाहुरिव वामनः (રઘુવંશ): પ્રેમા-નંદનો કાલિદાસ-પરિચય. ખપ.. ભૂત—ખપ કરીને-શ્રમ લઈને તેને પરણાવીશું તો તેને તારા સરખું ભૂત પરણાવીશું? નળનો મહિમા હંસ પાસે વધારાવવામાં પ્રેમાનંદને ઔચિત્યનો ખ્યાલ રહ્યો નથી. 'ભૂત' 'બૂત' (મૂર્તિ-પૂતળું) એ અર્થમાં હોય? ૧૮. નિર્ભ્રંછાં—નિર્ભર્ત્સના-તુચ્છકાર કરે છે, સરખાવો, 'નળ નિર્ભ્રંછ્યો નળે રે,' 'પોતે પોતાનું આપ નિર્ભ્રંછ્યું' (૨૨-૩૬). મિત્રાચાર—મૈત્રી. ૧૯. સ્નેહ તે સાત ક્રમનો—સાત ડગલાં સાથે ચાલ્યાથી મૈત્રી થાય એવું શાસ્ત્રવચન છે. ૨૦. પાયે લાગું ને નળ માગું—પ્રેમાનંદનું ભાષાપ્રભુત્વ બતાવતો લાઘવયુક્ત વાક્યપ્રયોગ. નહીંતર ...પડશે થર્ણું રે—નારદનું દમયંતીરૂપવર્ણન સાંભળીને નળને જેમ કામજ્વર અને વિરહવહ્નિ બાળવા લાગ્યો, તેમ દમયંતીને પણ નળ-

પ્રશંસાના શ્રવણથી જ નળ માટે ઊપજેલી એવી જ ઉત્કટ પ્રીતિઝંખના. 'પ્રાણ જશે ને પિંડ પડશે' એવું નિરૂપણ તો આખ્યાનકારનું ઉત્કટ આલેખન. પિંડ—કાયા, શરીર. ધણ્ય—ધરણી (૫૨).

## કડવું ૧૩

(દમયંતીની યાચના: હંસનું તેને વિશ્વાસ આપી નૈષધ-ગમન)

૧. આગલા કડવામાં દમયંતીને 'હે ભામિની' કહેનાર હંસ અહીં દમયંતીને 'બંહેન' કહે છે એ જોયું? દમયંતીએ આગલા કડવામાં એને 'ભાઈ' કહ્યો છે (જુઓ ૧૧–૯–૧૦; ૧૨–૧૫, ૧૮). ભાઈએ બહેનનું કામ તો કરી આપવું જોઈએ ને? વળી સૌંદર્યને કોઈ કરગરતું જોઈ શકે કે? પણ વસ્તુતઃ નળનું જ કામ કરવા આવેલો હંસ 'બહેન'ના 'ભાઈ'નો પાઠ ભજવી 'નિશ્ચે નળ પરણાવું તુજને' કહી પોતાનો હાથ ઊંચો રાખે છે! મળતાને—મિત્રને. 'મળતો' 'બળતું'ને 'કરતું' જેવો જ પ્રયોગ.

૨–૪. અહીં હંસના પાત્રને બરાબર ખીલવ્યું છે પ્રેમાનંદે. એ કોઈ પહોંચેલા મુત્સદ્દીની માફક પ્રથમ નળને મોહમાં નાખવાના કામની વિકટતા બતાવી, એ વિકટ કાર્ય (પોતે દમયંતી પર દયાથી પ્રેરાઈ મોટો ઉપકાર કરતો હોય એવો દેખાવ કરી) કરી આપવાનું માથે લે છે, એટલું જ નહિ, તે થઈ ચૂક્યું જ સમજવા દમયંતીને કહે છે અને નળ આવે તે પહેલાં કોઈને વરી નાખી, પછી પોતાને ફજેત ન કરવાની ચેતવણી આપે છે. આ લીટીઓ સાંભળી શ્રોતાજનો, જેઓ નળની દમયંતી માટેની લગની અને વિરહાતુરતા તેમજ હંસના અહીં આવવાનું પ્રયોજન જાણે છે, તેમને કેવી રમૂજ થતી હશે! 'રખે ત્યાર...થાઉં ફજેત' એમ કહીને વસ્તુતઃ તો હંસ દમયંતી અન્ય કોઈને વરે નહિ, એટલું કામ પાકું કરે છે. હંસનું (વસ્તુતઃ પ્રેમાનંદનું જ ને?) આ ચાતુર્ય નોંધપાત્ર છે. પાશ—જાળ,

યુક્તિ. ઘેલો—દમયંતી માટે. આફણીએ—પોતાની મેળે (आत्मना एव પરથી). નિરધાર—નક્કી. સંકેત—નિર્ધારિત યોજના; અહીં બોલ, વચન. ૫. હંસ તો આ અનુમાન જ કરે છે, પણ તે નીવડે છે સાચું. કવિએ આ રીતે આગામી પ્રસંગનું પૂર્વસૂચન કરી દમયંતીને એને માટે થોડી તૈયાર કરી છે. એથી જ તો દેવોનાં માગાંનું પ્રલોભન તેને, એવો વખત આવે છે ત્યારે, કશી જ અસર કરી શકતું નથી. ઘાતી—ઘાત કરે એવા, કપટી. વહુવાતી—વહેવાતી, છેતરાતી. ૬. વેહેરો—ભેદ. નિમેષ—પલકારો. દેવ ...નિમેષ—દેવના વસ્ત્ર રજ વગરનાં હોય, તેઓ અંતરિક્ષમાં એટલે ધરતીથી અદ્ધર ઊભા રહે અને તેમની આંખો પલકારા મારે નહિ. ભીમક પણ આ જ લક્ષણોથી દેવોની પરીક્ષા કરવાનું દમયંતીને ૨૮મા કડવામાં બતાવે છે. ૭ પત્ર લખે—કર્તા 'તું' અધ્યાહૃત. જુઓ પાઠાંતર 'લખજે.' સ્વયંવર અને પત્રલેખનનીય સૂચના હંસ દમયંતીને કરતો જાય છે. ૯. શબ્દાનુપ્રાસ જુઓ. ૧૦. ટાળી—વિના. ૧૨. રાખ્યાનું—રક્ષ્યાનું, ઉગાર્યાનું. અગ્નિથી—વિરહના અગ્નિથી. ૧૩. અલેતી—અણસમજ મુગ્ધા, હલેતી. ૧૪. ગુઝ-ગુહ્ય ખાનગી. ગુહ્ય વાત કહી જેની સહાય મંગાય એવો નિકટનો મિત્ર અને ભાઈ હંસ દમયંતીનોય બની ગયો, જેમ નળનો બન્યો છે તેમ! વણ્યોગે...વેદના—વિરહની. ૧૬. વૃદ્ધની...છૈયે—તું કરી જાય છે એ વાત ઉમરે પહોંચેલા તારા જેવાની છે, એ કંઈ નાના છોકરાએ કહેલી નથી કે એના પર વિશ્વાસ રાખી ન શકાય. ૨૦. રઢ—લગની.

## કડવું ૧૪

(હંસે નળને આપેલો પોતાના કાર્યનો અહેવાલ)

૨ માન્યું તારું અંતઃકર્ણજી—પોતાની પ્રિયતમા મિત્રને ગમી કે કેમ તે જાણવાની નળની ઉત્કંઠા અને મિત્રની પસંદગીમાં

એનો વિશ્વાસ. ૪ શેષ નારદે ય નળને દમયંતી વિશે આમ જ કહ્યું હતું ને? જુઓ, ૪-૩. **૫ પ્રસ્થાને**—ઉત્તમ સ્થળે; યાત્રા કરાવીને પૃથ્વી પર. **અમરાપુરી**—દેવોની નગરી. **૬-૯. સુખનિવૃત્ત**—સુખી, સંતુષ્ટ. ૭. શબ્દાનુપ્રાસ જુઓ. **વાસવ**—ઇન્દ્ર. **વિરંચિ**—બ્રહ્મા. **વાસ સુખ**—કુંદનપુરનિવાસનું સુખ. ૮. પ્રથમ પંક્તિ: રાજાએ નિશાચર-પણું કરનારા ચોર વગેરેની વિદ્યા એટલે ધંધો છોડાવી તેમને દિશાચર એટલે દિવસ-ચરનું, જેને છુપાવવું પડે નહિ અથવા જેનાથી શરમાવા જેવું હોય નહિ એવું, કામ કરતા કર્યા. **જુગ્મ કપાટ...જામ છે**—એ પુરમાં બે (જુગ્મ) કમાડને (કપાટને) વિયોગ હતો, એ આઠે પહોર (અષ્ટ જામ) જુદાં (જુગ્માં) અણવાસેલાં, ઉઘાડાં, રહેતાં હતાં. ચોરચખારની બીક પ્રજાને હતી જ નહિ. જુઓ, 'ભય એક તસ્કરને વરતે, કમાડને વિજોગ છે.' (કડવું ૬૪-૩૦). **૯ કર્મંત્યાગ...શિકાર**-ને પ્રાણીહિંસાના કાર્યનો ત્યાગ. **ઉચાટ એક...ધ્વજા છે**—એ રાજ્યમાં ઉચાટ (સક્ષોભ ચિંતા) એક અધર્મીને જ રહેતી, બીજા કોઈને નહિ; કંપતી એક ધજા જ, બીજા કોઈને કંપવું પડતું નહિ. અલંકાર, પરિસંખ્યા. સરખાવો છેલ્લા કડવામાંનું નળના રાજ્યનું વર્ણન. ભીમકના ધર્મરાજ્યનું વર્ણન (કડી ૬-૯) અહીં ખાસ જરૂરી ન ગણાય, જેમ તેના આવાસમાંની વાટિકાની વનસ્પતિનું (કડી ૧૨-૧૭) પણ. પરંતુ આખ્યાનકાર તેના સમયની સાહિત્ય-રૂઢિને અનુસરે છે. **૧૦ ભુવન...વીરેક છે**—ત્રણ ભુવનમાં ઉત્તમ. **વીરેક**—અતિરેક. **૧૧ ભોમ**—માળ. દમયંતીની રક્ષિકાઓની સંખ્યા જુઓ! પુરાણકારોની માફક આપણો આખ્યાનકાર પણ એમ આંકડામાં દરિદ્ર નથી! **૧૨-૧૯:** સરખાવો, છટ્ઠા કડવાનું વનવર્ણન. અહીં પણ એ જ પ્રકારની વૃક્ષ-યાદી પ્રેમાનંદે ધરી દીધી છે. **આંબાસાખ શેલડી છે**—કેરી અને શેરડી; અથવા, શેરડી જેવી ગળી કેરી. **૧૩ નેત્ર**—નેતર. **૧૪ ખટપદ**—ભ્રમર. **ગુંજાગુંજ**—ગુંજારવ. **૧૫ ખલોખલી**—સ્નાનગૃહ, જલસ્થાનક (પાણીના પ્રવાહથી ચોમેર ઘેરાયેલા ઓવનજિયા વાળો મંડપ). 'અડેખલી'

રૂપમાં આ શબ્દ ભાલણની 'કાદંબરી'માં ઉત્તરભાગમાં આવે છે, જેની વ્યુત્પત્તિ કે. હ. ધ્રુવે जल+कुक्कुक (પદોનો વ્યત્યાસ અને સ્ત્રીપ્રત્યયનો ઉમેરો) એમ આપી છે. (જુઓ ભાલણની કાદંબરી—ઉત્તર ભાગ. પૃ. ૨૪૦). **વેલ...ખલોખલી**—વેલ્ય અને સુગંધી વાળાવાળી ખલોખલી હતી, જેમાં 'શીતળ વાય સમીરજી'. વયણ—वचन કલરવ. રયણ (रजनी)—રાત્રિ. **ડોલે રાજા ગીરજી**—પક્ષીઓના એ કલસંગીત (ગિરા—ગીર)થી રાજા ડોલતો (આનંદ પામતો) હતો. એ પંખીઓના ગાનથી, હે રાજા, ગિરિ પણ ડોલી ઊઠે—આવો અર્થ થાય ખરો, પણ એ બેસતો નથી. આ પંક્તિનાં પાઠાંતરો ઘણાં છે. બધા પાઠ વિચારી જુઓ. **૧૭** શબ્દાનુપ્રાસ નોંધપાત્ર. **૧૮ હુવો**—થયો; (भूतक-भूअउ-હવો). **ગોપવીને**—ગુપ્ત રાખીને, સંતાડીને. **૧૯ ઈંદુ આવ્યો માથે જી...** જુઓ ૧૦–૧૩. **૨૦ બાળી**—બાલા. **અટારી** (अट्टालिका)—અગાશી. **તીક્ષ્ણ**—'જેતી' નું વિશેષણ નહિ, પણ 'નેત્ર'નું; અણિયાળાં નેત્રથી. **૨૧ અકાળે**—મધરાતે, મારે અકાળે; કવખતની.

## કડવું ૧૫

(હંસે નળ પાસે કરેલી દમયંતીસૌંદર્યપ્રશંસા)

દમયંતીરૂપવર્ણનને અપાયેલું આ કડવું આખ્યાનકાર ભટ પ્રેમાનંદમાંના કવિ પ્રેમાનંદનું રૂડું દર્શન કરાવે છે નારદે કરેલી દમયંતીના સૌંદર્યની પ્રશંસા સાથે હંસે કરેલું આ વર્ણન અંદર વપરાયેલા અલંકારોની દૃષ્ટિએ સરખાવવા જેવું છે. આગલામાં અતિશયોક્તિનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થયો હતો; આમાં ઉત્પ્રેક્ષા, રૂપક, ઉપમા અને અતિશયોક્તિનો પ્રેમાનંદની રસિકતા, કવિત્વલીલા અને અલંકાર-પ્રભુતા બતાવતો છટાભર્યો વિનિયોગ થયો છે. બંને વર્ણન એકમેકનાં પૂરક છે. બંને મળીને દમયંતીનું કેવું અપૂર્વ સુંદર ચિત્ર કલ્પનાશીલ વાંચનારના ચિત્તમાં ઊભું કરે છે ! કડવાની કેટલીક પંક્તિઓ પ્રેમાનંદ પર નાકર અને ભાલણનાં નળાખ્યાનોની કંઈક અસર

હોવાનું બતાવે છે. १ ગર્વિષ્ઠ ઘેલડી—રૂપમત્તા. પાઠાંતરો જુઓ. કદળીસ્થંભા…વેલડી—કેળના થાંભલા જેવી બે (જુગ્મ) સાહેલડી વચ્ચે ઊભેલી વૈદર્ભી (વિદર્ભની રાજકુમારી)-દમયંતી સોનાની વેલ જેવી લાગતી હતી. સુંદર ચિત્ર ! રૂપક અલંકાર. २ હેમની—સોનાની. અવેવફુલે—અવયવરૂપી ફૂલે. અવયવોરૂપી પુષ્પો જેના પર ખીલ્યાં છે એવી સોનાની વેલ દમયંતીને અહીં કવિએ કહી છે. 'જાણે' એ ઉત્પ્રેક્ષાવાચક પદથી રૂપકને કવિએ ઉત્પ્રેક્ષાનો રંગ ચડાવ્યો છે. ચકિત—સાનંદાશ્ચર્યમૂઢ. ૩ પ્રેમાનંદની રસિકતા જુઓ. પૃથ્વી પર દમયંતી અને આકાશમાં ચંદ્રમા એમ બ્યોમ અને ભોમ (આકાશ અને પૃથ્વી) પર બે ચંદ્ર સામસામા શોભી રહ્યા હતા ! દમયંતીના મુખના ઈન્દુમાં લલાટ પરના ચાંદલા (બિન્દુ)માં પૃથ્વી પર ઊતરેલ નક્ષત્રગણ (ઉડુગણ)ની સંભાવના કરી છે. ઉત્પ્રેક્ષા અલંકાર. પ્રેમાનંદે ભાલણની 'કાદંબરી' જોઈ હશે ? જુઓ તેમાંની લીટીઓ :—

> મુક્તામાલાઈ મુખ સોહિ, જાણી ઉડુગણિ ઈન્દ;
> ઉપમા જાણિ કલંક કલા, ઈમ કુંકુમતિલક સુબિન્દ.

આકાશમાં તે વખતે 'ઈન્દુ માથે આવ્યો' હતો, માટે કવિ આકાશના ને પૃથ્વી પરના ચંદ્રની વાત કરી રહ્યા છે. આ લીટીનાં પાઠાંતરો જુઓ ને તેમની યોગ્યાયોગ્યના વિચારો. ૪ ઉભે—ઉભય. અમીનિધિ—અમૃતના ભંડાર (નિધિ), ચંદ્ર. જ્યોતેજ્યોતથી—પૃથ્વી ને આકાશના આ બે ચંદ્રની જ્યોતથી. પાઠાંતરો જોતાં ગુ. ૨ અને ગુ. ૪ ના પાઠ વિચારણીય. ૫. ધમ્મિલ—ચોટલો. ફણા૦—પછીની લીટીમાં શેષની કલ્પના છે તેથી અહીં 'ફણા' શબ્દનો પ્રયોગ. ફણા—મસ્તક. 'ગોફણો શોભારી રસે' પાઠ ઉચિત થાય. ગોફણો—ચોટલાનું આભૂષણ. શકે—ध्रुवम्, माय, मन्ये જેવા શબ્દો જેવો ઉત્પ્રેક્ષાવાચક શબ્દ; જાણે. રહ્યું—ટક્યું, ટેકાયું. ૬. અહીં દમયંતીનાં નેત્રોનું વર્ણન છે. એમાં હરણ (કુરંગ)ની આંખ (દૃગ)ની ચપળતા હતી. જાણે ખંજન પક્ષી જળમાં પડી ઊંચી લાંબી પૂંછડી હલાવ્યાં કરતાં હોય એવાં એ

લાગતા હતા નેત્રો એટલા લાંબા હતા—લાંબા નેત્ર સૌંદર્યનું લક્ષણ મનાય છે—કે તેની અણીએ જાણે તેના કાન (શ્રવણ) વીંધી સોયનું કામ કર્યું હતું (થઈ નીમડિયા) સરખાવો, 'દશમ સ્કંધ' ક ૧૩૮માંનુ કુબ્જાનું પ્રેમાનંદે કરેલું વર્ણન 'લોચનઅગ્ર શ્રવણે અડિયા રે, શુ ખંજન ગાલે પડિયા રે' 'જાણે'ને માટે 'ગાલે'નો પાઠ ફા ૧, ગુ ૩ અને ગુ ૬ એ ત્રણ હસ્તપ્રતમાં છે પણ ખરો એ પાઠ પ્રમાણે દમયંતીની આંખો તે જાણે ગાલ પર બેઠેલા ખંજન! 'મોચ'નુ પાઠાંતર 'સાયક' (=બાણ) એક બીજી રસિક ઉત્પ્રેક્ષા રજૂ કરે છે ૭. ડોડાળાં અંબુજ—ડાંડાવાળાં કમળ. તેની ભમ્મરો તે ધનુષ્ય (શરાસન), દૃષ્ટિકટાક્ષ તે બાણ (શર) અને બાણ ફેંકનાવાળા બે હાથ (ભુજ) તે એના હાવભાવ એ રીતે દમયંતીનાં કમળ જેવાં નયન મોહનું ક્ષેત્ર એટલે સામાને મોહવશ બનાવનારાં સાધન હતા એમ કવિ કહે છે અલંકાર, ઉત્પ્રેક્ષારચ્યો રૂપક ૮. દમયંતીના ગાલ (ગલસ્થળી) ને નારંગી (નાગરફળ), તેણે બેઉ કાને પહેરેલી અકોટીને સૂર્ય (આદિત્ય) અને ચંદ્ર (ઈંદુ), તેના અધર (હોઠ)ને લાલ મેતુ દાંત (દ્વિજ)ને હીરા, અને સજાવારને (બીજા પાઠ પ્રમાણે ઝુલાવાને) સોનુ કસવાની કસોટી કહી છે અલંકાર, રૂપક આ લખતી વેળા પ્રેમાનંદની કલ્પના ત્વરી ઝડપથી કામ કરતી હશે! ૯ મુખ (આનન) પર પોપટ (કીર), અને મોર (શિખંડી) સોહે છે (પોપટ તે એનુ પોપટની ચાંચ જેવુ નાક, અને મોર તે એની વાણીનો) અને લુપાઈને (અણજાણી) કોયલ (માળી) બોલે છે (એ છે દમયંતીનો વાણી-ટહુકાર) આમ દમયંતીની કમનીય કાયારૂપી લતા પર બે પંખી જોયા એમ હંસ કહે છે ઉપમેયના નિર્દેશ વિના ઉપમાનથી જ તેનુ સુંદર વર્ણન કવિએ કર્યું! અલંકાર. રૂપક 'નવ. વતી—મારી ધીરજ રહી નહિ ૧૦. સ્વાતિબિંદુ—વાણીમાંનુ મોતી મેં ગ્રાસ—હંસ રહ્યો ને! હંસ મોતી ચરનારો છે એ કલ્પનાનો ઉપયોગ ઉદર. અંબુજ અલંકાર, રૂપક હંસની દમયંતીના ઉદર-સરોવર અને તેમાના આભરણ-કમળ જોઈ ત્યાં જઈને રહેવાની ઇચ્છા

પણ સ્વાભાવિક કવિની ચાતુરી. ૧૧. દમયતીની નાભિ તે કમળ(નીરજ), ને કટિમેખના તે એ ઉદર-સરની પાળ રહે અમારો—દમયતીની ગતિ હસ જેવી, એ અહી સૂસવાયુ છે આગળ વધી દમયતીની રોમાવલિને એના ઉદર-સરના નીરદ્રુમ (દ્રુમ), સ્તનને એના કાઠ પરના ટોડલા અને એના ઉરમડળને એનો ઓવારો કહી કવિ પેનુ ઉદર-સરનુ રૂપક તેની વિગતો સાથે પૂરુ કરે છે છે ને કલ્પના! ૧૨ અગરંગ. જોબન—દમયતીના એ સ્વરૂપ-સરોવરના તરંગ તે એનો વર્ણ (અગરગ) અને યૌવન પાઠાંતર, સ્વરૂપદ્રહુ—રૂપનો ધરો (દ્રહ) ૧૩ કચભૂષણ ચોટલાનો ગોફણો કદલીપત્ર—કેળના સીધા પાદડા જેવી દમયતીની પીઠ દમયતીનો ગોફણો તેની પીઠ પર પડતા થતા અવાજમાં હાથી (મિગલ)ની પાછળ વાગેલા સિહના પ્રહારના શબ્દની સભાવના કરી છે આ સિહ તે દમયતીની કટિમા રહેલો, અને હાથી તે એની હાથી જેવી ચાલ. પ્રેમાનન્દનો ઉર્ડ કવિત્વવિલાસ પાઠાંતરે ' કુચભૂષણ,' ' કચૂકીભૂષણ ' અને ' કચનભૂષણ ' ગોફણો કરના છાતીનો કોઈ અલકાર સૂચવે છે પચાએણ—સિહ મૈગલ (मदकल-મયગલ-મઈગલ-મૈગળ)-હાથી. પાઠાંતરો જુઓ ૧૪ કવિની કલ્પના કયાની કયાં જાય છે! દમયતીની કાયા-વેળની ડાબી જમણી બે (જુગ્મ) શાખાઓ પર ગજથી ખેદ પામી પેલા ઉદર-સરના જળ ઉપર ચડયા ત્યા એને બે કમળ (અબુજ) મળ્યાં, અને ભમરા (મધુકર) પણ બે કમળ તે બે સ્તન કે બે આંખો ? મધુકર તે સ્તનચૂચુક, કે પાંપણો ? રસિક કલ્પના દોડાવે. ' વેદ '—પહેલી કલ્પના પ્રમાણે, નકી બીજી મુજબ ચાર ૧૫. સ્કધવદન—પાઠાંતરોનુ જૂથ તપાસો પાઠાતર ખટ પાંખે-પાણી (તોય) વિના (પાખે) છ કમળ (તોયજ) બે હથેળીના, બે સ્તનના અને બે આખનાં સક્ષા—સખ્યા ? અખ્યા ? શાખા ? સુલક્ષણ—આનુ અપૂર્વ સૌંદર્ય જોતાં હસ પર થયેલી અસરનુ સચોટ નિરૂપણ અભિલાખે—અભિલાષે ૧૬ હાટકરૂપ-સુવર્ણમય ૧૭ હસના પકડાવાનુ આ વર્ણન ૧૧મા કડવા કરતાં જુદુ છે એ જુઓ મોહુવારુણી—

સૌંદર્યની કેફ ચડાવે એવી મદિરા. ૫૨–પીછાં. ભેદ્યાં—મોકર્યાં. ૧૮ પોણ–પ્રતિજ્ઞા. ૧૯ બીજી પંક્તિમાં દમયંતીનો પ્રશ્ન ૨૦ પ્રથમ પંક્તિ : એ પ્રાણનો નળ છે? ઉદરનળ છે? ગ્રેહનો–ઘરનો નળ (મોરી, ખાળ) છે? કોણ છે એ નળ? લોકાંતક—લોકોનો નાશ કરનાર. એ ચરણ... દેહનો—આગલા ચરણમાં વર્ણવેલા જમના જેવો વર્ણ તેનો છે કે શું? પરઅગ્ર—પીછાનો અગ્રભાગ. કશર્ક—'વૃશ્ચિક'ની લહિયાશાઈ જોડણી. 'મારી હથેલીને વીંછીના આંકડા જેવી તારા પીંછાની અણીથી તેં ભેદી છે તેવી જ કોમળ કાયા નારા નાથની હશે!' દમયંતીનો સોપાલંભ કટાક્ષ અને નળ માટે જિજ્ઞાસા. ૨૨ 'શબ્દ'નાં પાઠાંતર 'શબ્દસ્વર' 'સ્વરૂપશર' ને 'શબ્દશર' સારાં. ૨૩. અમર—દેવો. દમયંતીની વાણી-સુધાની પ્રશંસા. ૨૪. વનિતા–(વિનતા પરથી, સ્વરવ્યત્યય થઈ) સ્ત્રી. 'સ્રીનું' ના પાઠાન્તર 'શશીનું' માટે સરખાવો 'વિધાનાએ વદન રચ્યું તવારે સાર ઇન્દુનું હરીઉં' ('નળાખ્યાન'–ભાલણ). નખઘાત ...કીધું—આકાશ (નભ) નખનાં ચિહ્ન (લાંછન)વાળું દેખાય છે. એને છેક છિદ્ર(ચાળણી જેવું) કર્યું છે. આ 'નખઘાત', 'નખપાત' કે 'નખખાત' (જુઓ પાઠાંતરો) કોનાં? સ્ત્રી (કે શશી, જુઓ પાઠાંતર)નો સૌંદર્યસાર લઈ દમયંતીવદન ઘડતી વેળાના વિધિના? કે આવી નારીસૌંદર્ય-સાર જેવી દમયંતીને જોવા આકાશ પારના દેવોએ આકાશપટલને નખથી કાણાં પાડી કાણું કરી નાખ્યું તેના? અસ્પષ્ટ છે. પાઠાંતરો ગોટાળિયાં છે, ૧૫મી કડીનાં પાઠાંતરો જ્વાં. ૨૫. સૂર્યચંદ્ર (ગ્રહ–શર્વરી–પતિ), અથવા ગ્રહો અને ચંદ્ર (શર્વરીપતિ) એ બંને આકાશના ગોખમાં (અથવા, પૃથ્વી–ગો અને આકાશ–ખ એ બંને પર!) ફરે છે તે જાણે દેવો (સુર) દેવી વૈદર્ભીના વદન (વક્ત્ર)ની આરતી કરતા હોય એ કલ્પનાતરંગ આસ્વાદ્ય છે. કવિ પ્રેમાનંદ અહીં બરાબરનો ચગ્યો છે. ૨૬. સરખાવો:—

'કબરી પીછભાર મયૂરનો, વદતાં ત્યાં વિધાતા પાસ;
અર્ધચંદ્ર દઈ શિખી કાઢયો, પૂછ પુષ્પ પ્રકાસ.'

('ભાલણ–'નળાખ્યાન')

'મોરપીછ દમયંતીના કેશ, બેહુનિ વાદ થયો, નરેશ !
બ્રહ્મા આગલી બેહુએ ગયા, 'સત્ય બોલોનિ, આણો દયા !'
પુષ્પ ચઢાવી બ્રહ્મા લાગ્યા પાય, 'વેણી સમતુલ્ય કયમિ ન થવાય;'
બ્રહ્મા ખીજીને ઉચર્યા; અર્ધચંદ્ર કાઢ્યો, પરવર્યા.

( નાકર—'નળાખ્યાન' )

એનો અર્થ આ છે: દમયંતીના કેશને અને મયૂરના પિચ્છભારને બેમાં કોણ ચઢિયાતું એનો વાદ થયો અને બ્રહ્મા આગળ તેનો નિર્ણય કરાવવા તેઓ ગયા. બ્રહ્માએ દમયંતીની વેણીને પુષ્પ ચઢાવી તેની સરસાઈ બનાવી અને મોરને * અર્ધચંદ્ર આપી (હાથથી ગરદન પકડી ધક્કો મારી) વિદાય કર્યો. આ રસિક તર્ક મૂળ નૈષધચરિત નો છે. પ્રેમાનંદે નૈષધચરિત અથવા ભાલણ–નાકરનાં 'નળાખ્યાન' જોયાં હોવાનો સંભવ સ્પષ્ટ દેખાય છે, તેમ જ્યાં તેણે અહીં તે તર્કને ફેરવી નાખી ચંદ્રને ( 'કળાકર'ને ) બ્રહ્મા પાસે દમયંતીના કચસમૂહની ફરિયાદ (રાવ) કરવા જતો કલ્પ્યો છે. ( દમયંતીના કાળા ચોટલામાં રાહુની શંકા-ભ્રાન્તિ ધરીને ? કે, દમયંતી–વદનની આરતીમાં એને આડો આવતો માની ? ) પણ બ્રહ્માએ તો તેની અપીલ કાઢી નાંખી તેને બોચીથી પકડી હડસેલી કાઢ્યો. હજુય તેનાં ચિહ્ન (અંક) ચંદ્રના અંગ ઉપર દેખાય છે ! 'કલાકર'નો અર્થ 'મોર' કરતાં, મોરની ડોકના વળાંકમાં બ્રહ્માના હાથના અર્ધચંદ્રનાં ચિહ્ન હજી વરતાય છે, એમ અર્થ કરવો પડશે. કદાચ કવિના મનમાં આમ જ હોય, અને ચંદ્રને આ લાગુ પાડવા પાઠાંતરોથી જ આપણે પ્રેરાતા હોઈએ. ઘડી...તારા હવા : ક. ૪, ૭–૮ અને ૧૧, ૧૮–૧૯ માં છે તેજ પ્રકારનો તર્ક. ૨૮. જજ્ઞજાગ : યજ્ઞ–યાગ.

કડવું ૧૬

( 'નળના વિરહનો કામ' અનુભવતી દમયંતી : સ્વયંવરની તૈયારી )

૩–૫ : કામાગ્નિથી બળતી વ્યક્તિના ઉદ્ગાર. સિંહિકાસુત—

---

* કોઈને બોચીથી પકડતા હાથને અર્ધચંદ્રાકાર કરવો પડે છે; તેથી આ સંસ્કૃત રૂઢિપ્રયોગ.

રાહુ. ' કમળાપતિ વિષ્ણુએ રાહુનું માથું કાપી નાખ્યું તે કેવું અનુચિત કર્યું છે ! સારથી ગણુ એકલા મસ્તકરૂપ જ છે. જો તેને શરીર હોત તો સારું થાત. એ ચંદ્રને ગળી જાત ને તો ચંદ્ર એના જઠરાગ્નિમાં બળીને રાખ થઈ જાત, જેથી એ મારા જેવી વિરહિણીને પોતાનાં શીતળ કિરણોથી ઊલટો કામાગ્નિ વધારી બાળત તો નહિ. ' દમયંતીના આ ઉદ્ગારમાંની ઉત્કટતા કડી ૬–૭ માં પણ છે.

સરખાવો

રાહુનુ શિર હરિ છેદ્યુ પુરાણિક મિથ્યા કહે;
વિરહિણીનુ ઉદ્દીક તે મર્મ માંહિ નવ લહે!
જઠર દેહેત રાહુને, ઈન્દુ પચતો પાપીઓ,
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ...
( ભાલણ—'નળાખ્યાન ')

પ્રેમાનંદે આ તર્ક ભાલણમાંથી લીધો હશે કે નૈષધ ચરિતમાંથી ?

તણખલા—તણખા. ટાઢક ચર્ચે—ટાઢક આપનારા પદાર્થોનો લેપ કરે. ૧૦–૧૧ : દમયંતીની માતાનું વાત્સલ્ય : માતાના ઉદ્ગારમાંનું પ્રેમાનંદનાં શ્રોતાજનોને આવા સંજોગોમાં મૂકાયેલી સમકાલીન ગુજરાતણ માતાના જ સ્વાભાવિક શબ્દો એ લાગે એવું ગુજરાતીપણું જુઓ. દમયંતીને કોઈની મેલી કે કૂડી નજર લાગી હોય (દૃષ્ટ... ચોખી) તો દાણા ( આખે-અક્ષત ) ઉતારી એ જોવડાવવાની વાતમાં દ્વાપર યુગનો નહિ, પણ સમકાલીન રંગ પ્રેમાનંદે મૂક્યો છે. દોખી: દોષી, દોષિત. ઓરિયો—લ્હાવો. સમોતી—સાઝતાજી. પનોતી—મોંઘી. ૧૨–૧૩ : દમયંતીના ઉદ્ગારમાં પ્રેમાનંદને ઔચિત્યભાન રહ્યું નથી. દીકરી મા આગળ આમ બોલે ? ને માતાપિતાને ગાળ દે ? પ્રેમાનંદે ઓખાહરણમાં ઓખાની આવી સ્થિતિના વર્ણનમાં તો હદ વટાવી છે. પૌરાણિક પાત્રોને ક્ષતગૌરવ કરી પ્રેમાનંદ ગ્રામ્ય બનાવી દે છે તે આમ કરીને. ભોગ ' દુર્ભાગ્ય'નહિ, પણ ' સુખભોગ'. આકૂણિયે–એની મેળે. પોતાને પરણાવવાનું સ્પષ્ટ સૂચન. કોહોને—કોક ( એને પરણનાર) ને ભાગ્યે એ કદાચ ઉગરી જાય, માટે એને ' પરણાવી કરો પારકી'. ૨૦. ધવળ—

મંગલ ગીત ૨૧ નિશાણ—જવાની તૈયારીના કે આનંદના ઉભરામાં

## કડવું ૧૭

(હંસવિદાય હંસની પૂર્વભવકથા નળનું વિદર્ભગમન નારદે દેવોમાં જગાડેલી દમયંતીની કામના)

૧, હૃદયા ચાંપી—આ વર્તન નળના દમયંતી માટેના પ્રેમનું સૂચક. ૩ દમયંતીના પ્રેમપત્રનું લાઘવ અને બળ જુઓ ૪ સવચ્છી—સવત્સા, વાછરડાવાળી ૫. કોરંગ-કોરંગની—હરણ-હરણી ૬ સિદ્ધ—સિદ્ધિ, ફત્તેહ ૭ હંસની આ સનાહમાં ખીજી શા માટે? દમયંતીને વનમાં તજી જવાની પૂર્વભૂમિમાં ગોઠવવા (જુઓ ૩૨, ૨૨-૨૩)-ની નિવાર્ય યોજના સિવાય એની કોઈ સબળ સાર્થકતા નથી દમયંતીનો વિશ્વાસ ગખી નળ દુ ખી થઈ ગયો હોવાનું ક્યાય આવતું નથી જ ૮ હંસ ને નળની મૈત્રીની મેી સુદૃઢ છાપ પડે છે ' ૯ વેર સબંધ: એકમેક સાથેના (સર૦ વેરે-લગ્નની વાતમા) સંબંધથી ૧૦ હંસ અને નળની આ પૂર્વજન્મકથા કેટલીક પ્રતોમા નથી મહાભારતમાં એ નથી ૧૪ નિર્વાણ—નક્કી, અહીં પાદપૂરક જ ૧૬ કાષ્ઠ ભક્ષ કીધું—કાષ્ઠચિતામાં બળી મરી ૧૮ ૠણીઓ—તારા દેવાદાર, ૠણી ૨૫ ચોફેર—ચોતરફ ૨૬ સાગરમાં તેમ—નળુઓને નીધે ૨૭ ધાસપાણી પણ કાટે (તરાજે-તરાજે -ત્રાજવે) જોખાઈને વેચાતા થયા ૨સકસ (દૂધ, ઘી, તેલ, ધાન્ય, ઈ૦)નું નામ લેવાય એવું ન હતું—તે તો અતિશય મોંઘા થઈ ગયા અરજના (અર્જના)-કમાણી, ૨ગીતર ૨૮ ખચખચી—ખીચોખીચ ૩૦ મંડપ ... ગાર: આનું વર્ણન પ્રેમાનંદે 'ઓખાહરણ'માંય કર્યું છે ૩૧ કલ્હો (કલહ)-તકરાર ૩૨ પેચ—પરિસ્થિતિ ૩૪ અવગત્ય—અવગતિ. દમયંતી સૌ કોઈની સ્પૃહાનો વિષય બની છે એ બતાવવા માટે આખ્યાનકારે ગોઠવેલો વિલક્ષણ તર્ક ૩૬ શું અપ્સગના

રાહુ. 'કમળાપતિ વિષ્ણુએ રાહુનું માથું કાપી નાખ્યું તે ઠેકું અનુચિત કર્યું છે! ત્યારથી રાહુ એકલો મસ્તકરૂપ જ છે. જો તેને શરીર હોત તો સારું થાત. એ ચંદ્રને ગળી જાત ને તો ચંદ્ર એના જઠરાગ્નિમાં બળીને રાખ થઈ જાત, જેથી એ મારા જેવી વિરહિણીને પોતાનાં શીતળ કિરણોથી ઊલટો કામાગ્નિ વધારી બાળત તો નહિ.' દમયંતીના આ ઉદ્દગારમાંની ઉત્કટતા કડી ૬-૭ માં પણ છે.

સરખાવો

રાહુનું શિર હરિ છેદ્યું પુરાણિક મિથ્યા કહે;
વિરહિણીનું ઉદ્દીક તે મર્મ માંદે નવ લહે!
જઠર દેહેત રાહુને, ઈન્દુ પચતો પાપીઓ,
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ...
(ભાલણ—'નળાખ્યાન')

પ્રેમાનંદે આ તર્ક ભાલણમાંથી લીધો હશે કે નૈષધ-ચરિતમાંથી!

તાણખલા—તણખા. ટાઢક ચર્ચે—ટાઢક આપનારા પદાર્થોનો લેપ કરે. ૧૦-૧૧: દમયંતીની માતાનું વાત્સલ્ય: માતાના ઉદ્દગાર-માંનું પ્રેમાનંદનાં શ્રોતાજનોને આવા સંજોગોમાં મૂકાયેલી સમકાલીન ગુજરાતણ માતાના જ સ્વાભાવિક શબ્દો એ લાગે એવું ગુજરાતીપણું જુઓ. દમયંતીને કોઈની મેલી કે ભૂંડી નજર લાગી હોય (દૃષ્ટ... ચોખી) તો દાણા (આખે-અક્ષત) ઉતારી એ નેવડાવવાની વાતમાં દ્વાપર યુગનો નહિ, પણ સમકાલીન રંગ પ્રેમાનંદે મૂક્યો છે. દાખી-દાઝી, દાઝિત. ઓરિયો—લ્હાવો. સમોતી—સાજતાઝ. પનોતી—મોંઘી.

૧૨-૧૩: દમયંતીના ઉદ્દગારમાં પ્રેમાનંદને ઔચિત્યભાન રહ્યું નથી દીકરી મા આગળ આમ બોલે? ને માતાપિતાને ગાળ દે? પ્રેમાનંદે ઓખાહરણ'માં ઓખાની આવી સ્થિતિના વર્ણનમાં તો હદ વટાવી છે. પૌરાણિક પાત્રોને ક્ષતગૌરવ કરી પ્રેમાનંદ ગ્રામ્ય બનાવી દે છે તે આમ કરીને. ભોગ 'દુર્ભાગ્ય'નહિ, પણ 'સુખભોગ'. આકુણિયે-એની મેળે. પોતાને પરણાવવાનું સ્પષ્ટ સૂચન. કોહોને—કોક (એને પરણનાર) ને ભાગ્યે એ કદાચ જડી જાય, માટે એને 'પરણાવી કરો પારકી'. ૨૦. ધવળ—

માર્તંડ—સવિતા. ૧૯ દેવ—દેવને ૨૦ જે—જેથી પાઠાન્તર 'જો' પણ ઉચિત.

### કડવું ૧૯

**( નળને દેવોની વિનતિ અને નળનુ દમયતીના આવાસમા જોગીવેષે આગમન )**

૨ ભાગ્ય...ફરશે' દેવોના મોંમા કેવી નાક વાણી પ્રેમાનંદે મૂકી છે! એ દમયતીનો મહિમા વધારવા ૩ રક્ષક—દમયતીના આવાસના ચોકીદારો, દ્વારપાળો દેવ કહે ..નવ દેખે: નળની મુશ્કેલીનો તોડ દેવોએ કાઢ્યો કે નળે જોગીનો વેશ લેવો અને એને કહ્યું કે એમની શક્તિથી એને દમયતી સિવાય કોઈ દેખી નહિ શકે. મહાભારતમા આ પાછળી વાત આવે છે, આગળી જોગીવેષની નહિ. ૪ ચાર...મારા—દેવોને આના સજોગોમા વર્તતા સામાન્ય માનવીઓ જેવા કેવી સ્વાભાવિક કલાથી પ્રેમાનંદે બનાવી દીધા છે તે જુઓ. સણુસારા—ઈશારા, સૂચન અદકા—(અધિક પરથી), વધુ ૫–૬ રૂપવંત...નવ સાંભળશે—દેવોની ચિન્તા, તેથી જ તેમણે નળના કામની તપાસ રાખવા ૭મી કડી કહે છે તેમ 'અનુચર એક મેકલીઓ' દેવોમા પૂરેપૂરુ સ્વાભાવિક માનુષી આચરણ પ્રેમાનંદે આરોપ્યુ છે દૃષ્ટેદષ્ટ—સરખાવો, મીટામીટ નવ સાંભળે—કર્તા, દમયતી, આગલી પંક્તિની 'તે'. ૬ શીખવ્યો ..તેખ—દેવોએ નળને શીખવ્યુ કે તુ આશુતોષ (તામસ) રોષવાળી તીખાશ (તેખ) ધારણ કરજે, (જેથી, એમના મનમા એમ કે દમયંતીને એની પ્રત્યે અણગમો થશે). ૭ દેવે...મોકલિયો—આ ગુજરાતી આખ્યાનકારનો ઉમેરો છે. મહાભારતની નળકથાનો એને આધાર નથી વરણી—વર્ણવી ૮ દેહીના ચોર—અદૃશ્ય. ૯–૧૩ : દમયતીની દાસીઓનુ વર્ણન આપાપણે—પોતપોતાને ત્રીભોયું—ત્રીજે માળ. સહસ્ર દાસી—પુરાણકારો જો સખ્યામાં ઉદાર હોય છે તો આખ્યાનકાર પણ શું કામ એવો ઉદાર ન બને? બાપ-દર્પણ આપ (આમા—

આપ્યા—આપે. પોતાનું શરીર. ૧૬ જાણે..ચળકે—અરીસામાંના દમયંતીના મુખચંદ્રના પ્રતિબિંબનુ. ૧૮ અંગરંગ—રૂપવૈભવ. આડો આંક—છેલ્લી હદ. ભાએગ—ભાગ્ય. ૧૯ રુચ્યે-રુચિથી, ઇચ્છાથી. અંત્રાઈ—અંતરાયી, આડા આવનાર, વિઘ્નકર્તા. વચ્ચે-વચ્ચે. ૧૯-૨૦: નળની વિવેકદૃષ્ટિ, સત્યનિષ્ઠા અને મહાનુભાવતા. વિવેક—સારાસાર—સત્યાસત્યનો વિચાર; અહીં, ભાવિને ગમ્યું તે ખરું ('ભલુ...થયો') એવું સમાધાન.

કડવું ૨૦

(નળ અને દમયંતીનું આ નિમિત્તે થતું પ્રથમ દૃષ્ટિમિલન)

૧. સ્વયંવરને—સ્વયંવરને માટે. સરખાવો, 'જાયે ભિક્ષાને મહેશ' (ક. ૧૨). સાંતરી—સત્વર. ૨ પૃષ્ઠ—પૂંઠે, પીઠ પાછળ. ૩ પુરખ—પુરુષ. ૪ મેં કો ન દીઠું...દેવોના પ્રભાવથી દમયંતી સિવાય બીજાં કોઈ નળને દેખી શકે એમ હતું જ નહિ. ૬ નાટક—નટ. શકે તો—સંભવ છે કે, એમ થાય છે કે જાણે—૭-૮; દિનરાત નળની ઝંખના (ધંખના) કરતી હોવાને કારણે દમયંતીને એવો આભાસ થયો હશે એમ સૂચવતી સાહેલીને દમયંતી 'તું દાસીમાણસનો અવતાર' કહી તોડી પાડે છે અને તેને પ્રતીતિ કરાવવા સારુ પ્રયત્ન કરે છે. આ સંવાદ સાંભળતાં નળને કેટલી ગમત પડતી હશે! તેં મોહીયું.—હવે જાણ્યું જાણ્યું તેં! તું તો આખરે દાસી! ...કેવો સ્વાભાવિક લોકભાષાનો પ્રયોગ છે! પ્રાણી પંખના—પંખીઓ. ૯ કામ કોડ—કરોડો કામદેવ જેવો. દેખાડ્યું—દમયંતીએ, દાસીને. ૧૦ શણી—ખરી રીતે, રાજકુમારી. ઝબકારે—કોના? સંદર્ભ જોતાં, તેમજ 'ઝબકારે અબળા થઈ ઝાંખી જાણે ઝબકી વીજળી' એ બીજો પાઠ જોતાં, દર્પણમાં પ્રતિબિંબિત થતા નળના રૂપના. ભેલાં થયાં—ચમકીને ભેળાં થઈ ગયાં. કાં...મળી! કાં, મારી વાત કેવી ખરી પડી (મળી)! ઉદ્ગારની સ્વાભાવિકતા. ૧૧ અંતરપટ—કપડાની

આડશ કે પડદો અજાણ્યા પુરુષ સાથે બોલતી વેળા અંતરપટ રાખવાની કે ચક પાછળ બેસવાની રાજકન્યાઓ ને રાજરાણીઓની પ્રણાલિકાનુ સૂચન આજનો જમાનો એમા નારીને માટે હીણપત જુએ, પણ જૂનો એમા સ્ત્રીનો મનાજો અને એની ગૌરવરક્ષા માનતો હતો **મહાદિવ્ય સ્વરૂપ**—નળને દમયતીથી અપાઈ ગયેલુ સુભગ વિશેષણ **૧૩ નીચ**—'દુષ્ટ' કે 'અધમ' નહિ, પણ 'હલકા દરજ્જાની' કેમ

**કિંકરી**—દાસી (કિંકરી) સાથે કેમ બોલુ ? દમયતીને બોલાવવી છે માટે એણે આ યુક્તિ કરી **૧૪–૧૫** દમયતી બોલી, પણ એણે ઉત્તર સજ્જડ આપ્યો 'દાસી જ સન્યાસી સાથે વાત કરવા યોગ્ય (જોગ) છે પણ તમે ખગ (કેવળ) જોગી (અતીત) લાગતા નથી!' દાસી તથા દમયતી બને નળનો જોગીવેશ સાચો નહિ પણ કપટવેશ છે એમ કહે છે એ ધ્યાનમા રાખો

## કડવુ ૨૧

(નળ-દમયતી સવાદ નળે બજાવેલુ દૂતકાર્ય)

૨ નાયકના મનમા થતી નાયિકા-પ્રશસા **અમો વાટે** આ વાક્યનું અત્ર કાંઈ ઔચિત્ય નથી **૩ આપણો**—પોતાનો, જોગીનો **તુલ્ય**—ન્યૂન વર્ણવ્યત્યયનો એક નોંધપાત્ર નમૂનો, લૂનતા (લતુતા) જેવો **૪ જે**—કે આગની કડીનુ કારણ બતાવે છે **મોદવર્ધન વાર્તા**—ખુશખબર સાદી સરલ લોકભાષા વચ્ચે પ્રેમાનદ આવા સસ્કૃત શબ્દો પણ અવારનવાર વાપરે છે **ઊલટ**—ઉમગ, ઉત્સાહ **૫** 'અમો ધરુ' એ બડાઈ છે, પણ 'તજી સ્વારથ પરમાર્થ કરુ' એ નળની વાત અક્ષરશ સાચી છે દમયતીને વરવાનો પોતાનો સ્વાર્થ છોડી અત્યારે દમયતીને દેવને વરવા સમજાવી દેવાનુ કામ એટલે પરોપકારનુ કામ કરવા તે આવ્યો છે **૬ અતરપટ** અળગુ કરી બહાર આવતી દમયતીનું થોડા જ શબ્દોમાં કવિ પ્રેમાનદે દોરેલુ સાક્ષાત્કારક ચિત્ર **૬ પરિસ્વેદમુક્તા**—મોતી જેવા પ્રસ્વેદ-

બિંદુઓ. 'વીજળી' અને 'દ્રુમવેલી'ના ઉપમાન જુઓ. ૭ હવે ઝંખવાવાનો વારો નળનો આવ્યો। નાયક અને નાયિકા બંનેને અપૂર્વ રૂપવતાં બતાવવાં છે ને? **માતંગી**—હાથણી. તકિયે : તકિયા જેવા ફારસી શબ્દો પણ પ્રેમાનંદ વાપરે છે. ગુજરાત પરના મુસ્લિમ અમલનું એ પરિણામ. ૮ **પગને...ખણતી** : લજ્જા અને સંકોચ અનુભવતી મુગ્ધાની અત્યંત સ્વાભાવિક ચેષ્ટાનું જનમનપારખુ પ્રેમાનંદે આલેખેલું સજીવ ચિત્ર. 'કર ફાંધો છે ગલસ્થળે' એ પણ એવું જ ચિત્ર. કડીઓ ૬ અને ૮ પ્રેમાનંદની ચિત્રણશક્તિના સારા નમૂના. **મેહેલા**—મહિલા. ૯–૧૦ : **સત્યવાદીએ...સત્ય સંભાળી**—નળની અત્યારે કેવી આકરી કસોટી થઈ રહી છે! જેને પોતે ઝંખતો હતો એ સુંદરી સામે જ ઊભી છે છતાં પોતાનાં આંખ-મન એના પરથી વાળી લઈ, મનમાંથી એને પરણવાનો વિચાર કાઢી નાખી, દેવોને-દેવોને પરણવા પોતાની જીભે બધી દલીલો વાપરી એને સમજાવવાનું કાર્ય નિષ્ઠાપૂર્વક તેને બજાવવું પડે છે! આ કસોટી તેના સાચા હીરને કેવું ઝળકાવે છે એ આ પંક્તિઓ બતાવી આપે છે. દેવોને આપેલું વચન એ સત્યવાદી બરાબર પાળે છે. 'સત્યવાદીએ સત્ય જ રાખ્યું' અને 'સત્ય સંભાળી' જેવા શબ્દોથી પ્રેમાનંદ પોતાના નાયકના આ ગુણલક્ષણનું ગૌરવ કરે છે. **ઈંદ્રિ**—ચક્ષુની ઇંદ્રિય. **પાછું આકરખે**—પાછું ખેંચી લે છે. ૧૩–૧૪—નળનું અંતર જે સાંભળતાં કૂદું કૂદું થાય એવો નળ માટેનો પ્રેમપક્ષપાત વ્યક્ત કરતા દમયંતીના આ ઉદ્‌ગાર પ્રેમાનંદના કલાકૌશલના નિદર્શક છે **૧૫–૩૦ :** પોતાના હિતને ભોગે નળની દેવો માટેની સચોટ વકીલાત. નાકરના 'નળાખ્યાન'માંના આ પ્રસંગને લગતા ભાગ જોડે આમાંની કેટલીક કડીઓનું જે સામ્ય સ્વ. અંબાલાલ જાની જેવા અભ્યાસીઓને દેખાયું છે* તે આપણા કવિએ તેનો પોતાની રીતે થોડો ઉપયોગ કર્યાનું સિદ્ધ કરે છે.

* જુઓ 'બૃહત્કાવ્યદોહન'ના ૮મા ગ્રંથની પ્રસ્તાવનાના 'વૈશ્યકવિ નાકર' લેખમાં અંબાલાલ જાનીએ પૃ. ૩૮-૪૦ પર બનેમાંથી ટાંકેલા ઉતારા.

૧૫. ' કુમારસંભવ'માં શિવ પણ ઉમાને આ રીતે જ શિવનિંદા સંભળાવે છે ને? ૧૬. નાખી—ફેંકી દઈ. પાઠાંતર 'શીસો'—કાચ મહિષ—પાડો. અજા—બકરી. શાળ—ચોખા. ૧૭. વગિયો—સ્નેહી, હિતૈષી. ૧૮. મોકલ્યો છઉં—अहं प्रेषितः જેવી સંસ્કૃત વાક્યરચના જેવો આ પ્રયોગ ધ્યાનમાં રાખો. પ્રેમાનંદની ભાષામાં એ અસ્વાભાવિક નથી લાગતો. હવે એ નથી વપરાતો. ગુજરાતી ભાષાની શક્તિ એથી કંઈક ઘટી ગણવી કે? ૧૮. માનસીદ્વારે—(તારા) મનના, હૃદયના, દ્વારે; તને એમને માટે વિચાર કરવા સમજાવવા. ૧૯. ઇક્ષુ—શેરડી. ૨૦. મર્ત—મૃત્યુ. નરત—નિવૃત્તિ, અંત. ૨૧-૨૨ માનવીની અલ્પતા. ને પામરતા. ૨૨. ઘાત—મૃત્યુના સંજોગ. ઘરસૂત્ર—ઘરસંસાર. ૨૩. ઓસરે—પાછા પડે, અટકે. ૨૪. નીચ—ઊતરતું. સુધાભોગ—સ્વર્ગલોકના અમૃતનું પાન. વારુણી—મદિરા. ૨૬. પર્ણ—પરણ. કલ્પવૃક્ષ અને ખરું પારિજાતક સ્વર્ગમાં હોવાની પુરાણોની કલ્પના છે એ જેવાનો અપૂર્વ લ્હાવો મળવાની લાલચ પણ નળ દમયંતીની આગળ ધરે છે. ૨૪-૨૭: ઇંદ્રની વકીલાત ૨૮. અગ્નિ માટે માગું. ૨૯. યમ અને વરુણની પણ ઉમેદવારીની વાત. વાલી વાલી—ફરી ફરી. સર્વ...વદન—અગ્નિ દેવો માટેનું યજ્ઞમાં હોમાયેલું હવ્ય દેવો પાસે લઈ જઈ હવ્યવાહન બને છે તેથી તેને દેવોનું મુખ કહેવામાં આવે છે. ૨૯—ધૂત, ઝંખના. કેવો સુંદર અર્થભર્યો ટૂંકો ગુજરાતી શબ્દ છે આ! ૩૦. બાળઅવસ્થાની ટેવ—છોકરવાદી હઠ. લવ—લવારો. ૩૧. કદર્જ—कदर्य, હીન. નિર્ઝછ્યો—નિંદ્યો, ઉતારી પાડ્યો. આપ—જાતને. દમયંતી મારેની પોતાની ઝંખનાને દાબી દઈને દમયંતીનો પોતાને વરવાનો સંભવ જેથી સાવ લુપ્ત થાય એવી દેવપ્રશંસા અને આત્મનિંદા કરવામાં નળે દેવોએ સોંપેલું કાર્ય તેમને પોતે આપેલા વચન મુજબ બજાવી દેવું સત્યવાદીપણું અને ઉદાત્ત આભિજાત્ય બનાવ્યાં! નળે માનવીને મુકાબલે દેવોને કેટલાય ચડિયાતા ભલે ઠરાવ્યા, પણ દમયંતીને ઝંખના અને સ્વયંવરમાં જેના

ફાવવાનો સભવ વધુ જણાતો હતો એવા નળને જ, એની ઉદાત્તતા અને સત્યશીલતાનો ગેરલાભ ઉઠાવી, પોતાની પ્રીતિ પર પગ મૂકી દેવોની વકીલાત દમયતી આગળ જ કરવાની કઢંગી સ્થિતિમાં મૂકનાર સ્વાર્થલોલુપ દેવો કરતા આ મર્ત્યલોકના માનવીનું પરમાર્થી દૂતકાર્ય શતગુણ ચડિયાતું નથી ઠરતુ ? એમ કરીને વ્યાસે તેમ પ્રેમાનંદે દમયતી જેવી દેવો પણ જેને ઝંખે એવી અપૂર્વ સુદરીને વરવાનો નળનો અધિકાર જ સિદ્ધ કર્યો ગણાય નહિ ?

આ કડવાની કેટલીક લીટીઓનો આધાર હોય એવી શકા જન્માવે એવી નાકરની લીટીઓ ('નળાખ્યાન' કડવુ ૧) આ:

વળતો બોલ્યો વિરસેનનો પુત્ર, અમર તણા અમો કહાવુ દૂત;
નળ નળ શુ કરે અબાર ? નળ તે મળમૂત્ર તણો ભડાર !

× × ×

ને માનવ મેહી માત્ર, ચાર લોકપાલ ન્યા પાત્ર,

× × ×

હવે તાગ સીધ્યા કાજ, ઇંદ્રને ઘેર કરીશ રાજ

× × ×

સુર તેત્રીસ તણુ જે મુખ
કયા જબુક ને કયા કેસરી કયા મેગળ, કયા તોરે તુરી ?
અજ પ્રાક્રમ કરી દેહ દમે, તોયે ગાયની ધુરી સમે.
. . કયા ખદ્યોત, કયા ઉગે સૂર ?

આવુ વર્ણન ભાલણમાં પણ છે, પણ તે આટલુ વિસ્તારી નથી. જુઓ, 'મદહાસ કરી ઉચરે .....તે માનવી મૂરખને ગમે' (ભાલણ-નળાખ્યાન, કડવુ ૧૧, કડી ૨૭-૩૦)

## કડવું ૨૨

(દમયતીનો ઉત્તર : તેનો દઢ નળાનુરાગ)

૧. દાધી—દાઝી, દગ્ધ પરથી. બાંધી—બધાઈ બે દુ:ખ—

વિયોગવહ્નિ અને નળનિદાઘઘનણ જુઓ પછીની કડીની પહેલી પંક્તિ ૨ કોમળ...કયમ ? मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्नि ની કાલિદાસની ઉપમા જેવો સુદર ઉપમાગર્ભ રૂપક અલકાર ૩ સાન—શુદ્ધિ, ભાન ( सञ्ज्ञा-सण्णा-सान ) ૪–૧૦ • દમયતીનો જવાબ ૫મી કડીમાના 'એ કારજ નવ થાય' એ સાદા ટૂકા વાકયમા બધુ કેવુ બધુ છે! આય—આયુ અકલ—योगीनामप्यगम्य વિષ્ણુ અજ—બ્રહ્મા અનગ-અરિ—મહાદેવ, શકર ૮ નાસ—નાસિકા, નાક, આબરૂ દમયતીની વચનપાલનના આગ્રહવાળી ઉદાત્ત સત્યપરાયણતા ૯ હેત—હિત, પ્રિય કાર્ય શકે તો સકેત દમયતીની સાચી જ શકા સરખાવો, 'વિનતા વાણી એવી બકે, નળ વિના બીજો આવી નવ શકે' (નાકર-'નળાખ્યાન') સુરસુ—સુર સાથે સુ-શુ' सह પરથી (હેમચદ્ર અને નરસિહરાવ) सम પરથી (ભાડારકર) સકેત—સતનસ ૧૦ જથારથ—યથાર્થ પ્રેમાનદને પરિસ્થિતિને રસભરી બનાવતા સરસ આવડે છે તેનો એક નમૂનો ૧૧ અગોચરની ગત્ય—અદશ્ય રહેવાની શક્તિ (ગતિ) ૧૨ મઘવા—ઇન્દ્ર નળઘરઓહુ—નળના ઘરની ખો (કાતર) ૧૩–૧૮ પહેલા દેવ અને માનવનો ભેદ બતાવી, પછી સુધા, અમરતા અને સ્વર્ગસુખની લાલચ આપી, એમ સામ અને દામનો પ્રયોગ કરી, તેને દમયતી ગાઠી નહિ એટલે છેવટના સાધન ભયનો ઉપયોગ હવે નળ કરે છે ૧૩ જાચને—તેને (કલ્પવૃક્ષને) ૧૮–૨૭ દમયતી અને નળનો ત્વરિત સવાદ, પ્રત્યેક કડીમા પહેલી લીટીમા દમયતી એવી સ્થિતિમા પ્રાણત્યાગના જુદા જુદા ઉપાયોની ધમકી આપે છે, અને બીજી લીટીમા નળ પ્રાણત્યાગના એ રસ્તાથી જ દમયતી તે તે દેવના હાથમાં જઈ પડશે એવુ ભાવી દેખાડે છે આ છે તો આ ઉક્તિવૈચિત્ર્ય, પણ તેનો પહેલો પ્રયોગ નાકરે કરી નાખ્યો છે એટલે પ્રેમાનદની મૌલિકતાને અહી જરા મળે એમ નથી. કડવાની કડીઓમા બે પાત્રો સવાદ આમ વહેંચવાની પ્રેમાનદની રીત અભ્યાસપાત્ર છે. જુઓ આ જ આખ્યાનમા ઇંદુમતી અને દમયતીનો ( કડવુ ૪૪-

૧–૬) અને સુદેવ–દમયંતીનો સંવાદ (ક ૫૦) ૪૮મા કડવાવાળા સંવાદમાં તો એક જ પંક્તિમાં સુદેવ અને દમયંતીના ઉદ્ગાર આવે છે! 'સુદામાચરિત'ના આવા સંવાદો વાચકોને તરત યાદ આવશે આ બાબતમાં પણ સમયદૃષ્ટિએ ભાલણ અને નાકર પ્રેમાનંદના અગ્રગો છે, જોકે કલાસિદ્ધિમાં પ્રેમાનંદ તેમના કરતા ઘણો આગળ ગયો છે જલશાઈ—જલપાત વાહી—ખેચી અને પરી પણી (વિવાહી) ૧૫ વારુ વાત—એ તો વિવાહની રૂડી વાત થશે, અગ્નિને! કંઠપાશ—ફાંસો સરખાવો, ભાલણ—'નળાખ્યાન' કડવું ૧૧, કડી ૩૫–૩૬)

નાકરના 'નળાખ્યાન'માંની આ ભાગ જોડે સામ્ય દેખાડતી પંક્તિઓ નીચે પ્રમાણે છે—

> ઇંદ્રને ઘરે છે કલ્પનું ઝાડ પૂરે મનોરથ પૂરે લાડ,
> નિત્ય નિત્ય કલ્પવૃક્ષ એવું કેય કાય કામ તુ અમને દેય,
> 'જો અમ ઉપર એવડી દયા તો દમયંતીની કરો મયા'
>
> × × ×
>
> 'તુ સાંભળ મારો વિચાર, દૂત મરીશ હુ ચાર પ્રકાર
> કે પાણીમાં હુ ડુબાવીશ, કે ગળે પાશ ઘાલીશ,
> કે ઘણુ તો ખાઉ વિષ કે નાખુ જઈ દેહ પાવક'
> 'જો તુ જળમાં ડુબાવીશ તો બેડે વરુણને ઘેર જઇશ,
> જો તુ ગળે પાશ ઘાલીશ, ઉર્ધ્વ દોરડો તુ બાધીશ
> તો તો મુરખ થઈ અજાણ ઇંદ્ર લેશે તને ઊંચી તાણ
> જો તુ નાખીશ હુતાશન તો તે નહી બાળે તારુ તન
>
> × × ×
>
> તુ કહે છે વિષ ખાઈશ તો તુ અવગતે જાઈશ
> તો પછે શારુ કરેવુ રહ્યુ અવગતીયુ જમને દેશ જ ગયુ!*
> ('નળાખ્યાન' ક ૧)

---

* 'બૃહત્કાવ્યદોહન, ગ્ર ૮'ના અબાલાલ જાનીના લેખમાથી

પ્રેમાનંદ આ બાબતમાં નાકરના ઋણમાં છે અને ભાલણનું 'નળાખ્યાન' પણ તેણે જોયું છે એ સ્પષ્ટ છે.

આગળ કહ્યું તેમ જો નળ અત્યારે આકરી કસોટીમાંથી પસાર થઈ રહ્યો છે, તો બીજી બાજુ દમયંતીની પણ એવી જ આકરી તાવણી અત્યારે થઈ રહી છે. એ તાવણીમાંથી દમયંતીની નળભક્તિનું કુંદન શુદ્ધ બનીને ઝગારા મારતું પ્રકાશી ઊઠે છે. નાયકની જેવી ઉદાત્તતા બનાવી તેવી જ દમયંતીની પણ આ રીતે કવિએ બનાવી છે. આ કસોટીમાંથી પસાર કરીને જ બંનેને કવિ પછી ભેગાં કરે છે. કવિએ અહીં એ પણ સાધ્યું કે નળને ધન્યતા માનતો કરી મૂકે એવો પોતાની માટેની અવિચળ પ્રીતિનો એકરાર દમયંતીને મોયેથી જ આ રીતે તેને સાંભળવાનો મળ્યો, જે એની આપ્યાશાને બલવત્તર કરે છે.

## કડવું ૨૩

(નળનું પ્રત્યાગમન. દેવોનો નળરૂપધારણના ઉપાયનો નિશ્ચય: સ્વયંવરની તૈયારી)

૨. જેવુ હંસે......દર્શન હવું: સરખાવો, 'હંસે ગુણ કહ્યા'તા જેહ, નળ માંહે દીસે છે તેહ' ('નળાખ્યાન'–ભાલણ); હંસે જો દેખાડિયું લખી સો નવ એહ કશું હુઈ સખી!' ('નળદમયંતીરાસ,' નયસુંદર). ૩. તાતના સમ......વદો—શ્રોતાજન–પરિચિત લોકભાષાનો પ્રયોગ. ૪. અરાધરા—આઘાપાછા, अरत. परत: પરથી; કે आरात् પરથી, દૂરિભાવથી; જૂ. ગુ. 'અરહુ પરહુ'. ૫ નળ અંતર્ધાન થયો, કારણ, અત્યારે એનો ધર્મ દેવોનો દૂતનો જ હતો, એમાં એનાથી નળ તરીકે જાહેર થઈ દમયંતીના પ્રણયનો સ્વીકાર કરાય નહિ. ૬. **મીટામીટ**— 'દષ્ટાદષ્ટ'ના જેવો જ પ્રેમાનંદે યોજેલો શબ્દ. મૂળી—પ્રથમ તો. લેહ—લગની. ૮–૧૧: દૂત નળથી આગળ જઈને બધો વૃત્તાન્ત દેવોને કહે છે. ૮. **સેવક**—દૂત. **ઝાડ્યું**—ઝાર્યું, સાધેનું. ૯. **કામિની....સોવ્રણકાર**—આનું નામ કવિનું નિરૂપણ! **સોવ્રણકાર**—સુવર્ણકાર, સોની. ૧૦–૧૧: દેવોના દૂતે નળની સત્ય-

નિબ્હાને આપેલો સુંદર અર્થ. લગે—(લગ્ને પરથી), સુધી. ધર્મ... લગે—નળ સુધી, એની સાથે જ ધર્મ રહ્યો છેઃ જ્યાં નળ ત્યાં ધર્મ એમ. તમે.......આડો આંક—દૂતે ઉદાત્તશીલ નળને આપેલું પ્રમાણ-પત્ર. ૧૩. લીનતા—એકાગ્રતા, લગની. વાર્તા—વાત. આ દમયંતીની મનોવૃત્તિ વિશે નળનો 'રિપોર્ટ'! ફરી જાતાં—દમયંતી વર્યા વિના પાછા ફરતાં. ૧૬. નળની ઉદાત્તતા જ દેવોની સ્વાર્થરતતાને પડછે દીપી રહી છે. દેવો પોતાનું રૂપ લઈ સ્વયંવર-મંડપમાં આવે એટલે પોતાના વરાવાનો સંભવ ઘણો ઘટી જાય, છતાં દેવોનો પ્રસ્તાવ એ કશી દિલ-ચોરી કે આનાકાની વિના તરત સ્વીકારી લે છે. નળને રૂપમાં તો કવિએ અપૂર્વ ચીતર્યો છે જ, હવે આત્માના સૌંદર્યમાં, ગુણસંપત્તિમાં, પણ તેની અતિ ઊંચી કક્ષા કવિ આ રીતે દેખાડે છે. પંગત—એક હાર (પંક્તિ)માં ઊભવાનું સદ્ભાગ્ય. ૨૦ પડાદાર—પડો વગાડનાર. પાઠાંતર 'પડીઘ'નો એ જ અર્થ. ૨૧. સેના માંહે—આવેલા રાજાઓની છાવણીમાં. ૨૨. પ્રાણીમાત્ર—'સૌ રાયરાણા' એવો જ અર્થ કવિને અભિપ્રેત ગણવો. જેણે શિબિર—'જે' સાતમી વિભક્તિમાં, જૂની રીતે. ૨૪ દમયંતીના હાથના ઉમેદવાર ક્ષત્રિયોનું રાત્રે બીજા દિવસના પોતાના શણગાર, મુગટ અને ચાલતું 'રિહર્સલ'! પ્રેમાનંદ આવા વર્ણનની તક ગુમાવે નહિ તો! પણ એ ખરો ખીલે છે આ પછીના કડવામાં.

## કડવું ૨૪

(સ્વયંવરમંડપ અને તેમાં મળેલા રાજાઓનું વર્ણન.)

૧. ઉજમ—સ્ફૂર્તિ, ઉત્સાહ; (ઉદ્યમ પરથી). ૨. અતિકાળ—મોડું. રાજાઓના માનસનું વાસ્તવિક આલેખન, પ્રેમાનંદી ઉત્કટતા અને ગુજરાતીના સાથે. ૩. 'મળે શુકન.........રથ ખેડે'—આ વર્ણન પણ ઉપરના જેવું જ. સમકાલીન શ્રોતાઓને પોતાના જ જમાનાનાં માનવીઓનાં માનસ, વહેમ, રૂઢિઓ અને આચાર-વિચાર દેખાડતાં આ પૌરાણિક પાત્રો પ્રતીતિજનક લાગતાં હશે અને રસ ઉપજાવતાં

હશે વ્યક્તિત્વ વિના સજીવ સાહિત્ય નહિ અને એવું વ્યક્તિત્વનિરૂપણ સમકાલીન માનવતાના આરોપણ વિના શક્ય નહિ, એ શ્રી મુનશીનો સિદ્ધાન્ત, એ વિશે કશું જાણ્યા વિના આખ્યાનકાર પ્રેમાનંદે હૈયાઉકલતથી અને તત્કાલીન આખ્યાનકથાની જરૂરતથી દોરાઈને અહીં અને બીજે ઘણે સ્થળે કેવો પાળ્યો છે! ૪-૫: અહીં વિનોદરસિક આખ્યાનકાર શ્રોતાઓને હસાવવાની પેરવી કરે છે એને માટે એ દમયંતીના સ્વયંવરમાં આવેલા રાજાઓને હાસ્યનું અવલંબન બનાવે છે દમયંતીને જેને પરણાવવી છે અને જે આ આખ્યાનનો નાયક છે તે નળની કંઈ મશ્કરી હોય નહિ, એને તો ઉદાત્તશીલ નરશ્રેષ્ઠ ચીતરવો જોઈએ પણ એને મુકાબલે ક્ષુદ્ર એવા દમયંતીના ઉમેદવારોને, આમે એ કંઈ ફાવવાના તો નથી જ એટલે, તેમ વળી એવા તે શું જોઈને દમયંતી પોતાને વરશે એમ માની આ સ્વયંવરમાં આવ્યા હશે એ બતાવવા, પ્રેમાનંદ ક્ષુદ્ર અને ઉપહાસપાત્ર આલેખી શ્રોતાજનોને (હવે તો વાચકોને જ ને?) હસાવે છે કરે **તિરસ્કાર** .. **રીસ**—આ એ રાજાઓની ક્ષુદ્રતા **પડે મુગટ**. **ઉઘાડાં શીશ**—આ એમની ફજેતીનું ચિત્ર **હય**. **રેલા**—અશ્વોની ગતિનું સુંદર ચિત્ર **૫** તે **મળે**. **કરી**—નીચે પડી ગયેલા એ અસવાર પૂછી ઘોડા ભેગા થતા જ નથી! **૬** સાક્ષાત્કારક વર્ણન **છબ**—પગના પૃથ્વીસ્પર્શનો અવાજ **૭** **ડક**—હૈયાં ધ્રુજવાનો અવાજ **પ્રાણીમાત્ર.. .. જાન**: ૭ જ શબ્દમાં સર્વની મનોવૃત્તિનું કેવું સચોટ નિરૂપણ કવિએ કર્યું! **૮** **તેડે**—સત્કાર કરીને અંદર લઈ જાય **૯** **વાંચી નામ**—આ તો આજના જેવી વ્યવસ્થા! **૧૦-૧૭**: સ્વયંવરમંડપનું વર્ણન **૧૨** **ધૂનિ**—ધ્વનિ. **૧૩** **ભાવન**—પ્રશસ્તિગીત, બિરદાવલિ **૧૪** **ઉવેખે**—ધૂપદાનીઓમાં અગ્નિ પર ફેંકે ને સુગંધ ફેલાવે (उत्क्षिपति-ઉક્ખિવઈ-ઉખેવે-ઉવેખે) ભાલણ આ જ અર્થમાં 'ઉખેવે' વાપરે છે **અલેખે**—લેખા-હિસાબ વગરનો, ઘણો **નટુઆ-નર્તકો**, **નરી** **નરત**—નૃત્ય **કહાડે સરત**—એકમેકની સ્પર્ધામાં

ઊતરે છે. ૧૫ પગ-પાનીએ શોભે વરા—છે ને કવિની રસિકતા! ૧૬. નગરી અમરા—અમરાપુરી, દેવોની નગરી. ૧૮-૨૫ : કડીઓ ૪-૫ નું અનુસંધાન. ખરી રીતે પ્રેમાનંદે ૪-૫ માં તો જરાક શરૂઆત કરી પણ પછી તે બીજા વર્ણનમાં ઊતરી ગયો. સ્વયંવર-મંડપમાં ઉપસ્થિત થયેલા તરેહ તરેહના રાજાઓની ઠેકડી ઉડાવવાનું ખરું કામ તે હવે શરૂ કરે છે. પ્રેમાનંદ એ રીતે પોતાના શ્રોતાજનોને હાસ્યરસની લ્હાણ કરે છે. ૧૮ ઝાકમઝોળ:-ઝમોળેલાં. વરનાં—એડોળ, કદરૂપાં (વિરૂપ). ૧૯. ખોડ —સકલ થડિયાં. વૃદ્ધા—વૃદ્ધ. છેલ્લા 'અ'નો 'આ' જેવો અર્ધપ્લુત ઉચ્ચાર ગાતી વેળા જરૂરી હોવાથી તેની ઉચ્ચારાનુસારી જોડણી 'વૃદ્ધા'ને અનુકૂળ પડે તેવી, અત્ર કરવામાં આવી છે. ૨૦. ઘર અને કુળના ઊંચાપણાના અભિમાનીઓનો ઉલ્લેખ. વાંકા મુગટ...પર : માથે મુગટો પણ વાંકા મૂકાતા હતા ખરા! માનવસ્વભાવ તો સર્વત્ર સર્વ કાળે સરખો જ હોય છે. મૂક્યાં પર—પીંછાં ખોસ્યાં. ૨૧. વત્તાં—હજામત;—(વૃત્તિ-ષ઼ યો-પરથી, અર્થસંકોચથી?). છર—અસ્ત્રા, (ક્ષુર). 'ઘરડા થયા નાના વર,' 'તનમન કન્યાને અર્પણ' અને 'આગળથી ટાળે નહીં દર્પણ'—આ બધાંમાંનો વિનોદ પારખો. ૨૩. ચંત—ચિત્ત. મળિયાં—સફાઈ બેસી ગયેલાં. પળિયાં—સફેદ વાળ; (પલિત). પ્રેમાનંદ અહીં તેમની વૃદ્ધાવસ્થાને નહિ પણ એ ઉમરે તેમની લગ્નેચ્છા અને દમયંતી-લોલુપતાને હસી રહ્યો છે. આવા ઘરડાબુઢ્ઢા કાંઈ જુવાન કન્યાના સ્વયંવરમાં આવે!—આવો પ્રશ્ન કરવાની જરૂર નથી. પ્રેમાનંદને રસ જમાવવો છે, અને સ્વયંવરમાં આવેલા મુરતિયાઓનું તેમને ભોગે વિગતે થોડું ઉપહાસમય આલેખન કરવું છે, એટલે એ આવું આવું લાવે છે. એટલું જ નહિ, એથી આગળ જઈને ૨૪ ને ૨૫મી કડીમાં બતાવ્યું છે તેવું વર્ણન પણ .મળી ગયેલાં ને બોખાં ડાચાંવાળા તથા માથે પળિયાંવાળા એ ઘરડા ઉમેદવારો પાસે એ કરાવે છે. એમાં અતિશયોક્તિ છે જ, પણ હાસ્યરસ તો ઘણી વાર એના પર જ

અવનબતો હોય છે ને ? ૭૪ જુઓ એમની લોલુપતા! મંડપમાં તેઓ જોઈને હાથ ને પોતાની જન્મોતરી દેખાડે છે! ૭૫ ફોફળ— સોપારી (पूगफल) ગલોફાં—ગલોફા, ગાલની બખોલો

દમયંતીના ઉમેદવારોની આવી જમાતને વર્ણવી 'પૂરણ આશાએ સર્વ કોય એમ એમની આશાભરી વૃત્તિઓ દેખાડી પછી અર્ધી જ લીટીમા તેમના હવાતિયા જેવા પ્રયાસોની વ્યર્થતાનો આપણા મો પર સ્મિત ફરકાવે એવો ખ્યાલ, સામા પક્ષને એટલે કે દમયંતીને એમની કશી પડી નથી—એ તો નળની જ પ્રતીક્ષા કરી રહી છે એમ સૂચવીને, પ્રેમાનંદ આપે છે 'પણ કન્યા નળની વાટ જોય' પ્રેમાનંદનો હાસ્યરસ ક્યારેક સ્થૂળ હોય છે તો કેટલીક વાર સૂક્ષ્મ અને માર્મિક પણ હોય છે એ આ સિદ્ધ કરે છે

## કડવું ૭૫

(દમયંતીની મંડપમા આવવાની તૈયારી)

૧ શ્રીકાર—સુંદર ૩ વાસવર્ધન—સુગંધ વધારનાર મર્જન—લેપ અર્ચન મુક્તાપરજન—મોતીનો વરસાદ પરજન=પર્જન્ય ૪. ઉદ્યો—ઊગ્યો ઉદ્ભવ્યો ૬ 'સ્વયંવરના સુભટ છળવા ધરે શ્યામા સાજ' એ સાજ તે આ રૂપક અનુસાર ૮–૯: રાજમાત્ર વળી નળી જોય—રાજાઓની દમયંતીદર્શનોત્સુકતાનુ માનસશાસ્ત્રીય ખરાપણાવાળુ ચિત્ર પ્રેમાનંદ માનવમનનો કેવો કુશળ જ્ઞાતા અને નિરૂપક છે!

## કડવુ ૭૬

(નળનુ સ્વયંવરમંડપમા આગમન)

સ્વયંવર—મંડપમા આવ્યા પહેલા જ જેણે દમયંતીનું હૈયુ સર કર્યું છે અને જે આ સ્વયંવરમ દમયંતીનો વિજેતા થવાનો જ છે એ નળનો પ્રભાવ વર્ણવવામાં પ્રેમાનંદ આ આખુ કડવુ ખરચી નાખે

છે. મંડપ આખામાં હાક વાગી ગઈ, 'એ નળ આવ્યો રે', અને પછી તો કવિ નળરૂપવર્ણન નં. ૨ (નં. ૧ તો હંસે દમયંતી આગળ કરેલું તે) જે સારી રીતે ગવાતું હશે તેવા આ કડવામાં લલકારે છે. નળનું રૂપ-તેજ અને તેનો નિરાશ થતા (પહેલાં દેવો પણ નળને જોઈ મનભગ થયા છે) રાજાઓ પર તેમને ઝંખવી નાખતો પ્રભાવ કવિ ઉલ્લાસથી વર્ણવે છે. સ્વયંવરને લગતી બીજી વિગતો નિરૂપ્યા બાદ હવે તો નાયક અને નાયિકાને જ મહત્ત્વ આપવું જોઈએ. તે કામ પ્રેમાનંદ આ અને આની પછીના કડવામાં કરે છે. ૧. ભાગાં—કપાયાં; (भग्न પરથી). લાક—લક્ષ્ય, અભિલાષ. ૨. ભાણ-સૂર્ય, (भानु) ૩. અંગ—શરીર ૪. વિદ્યાંત—વીજળી (विद्युत्) ૫. જ્યોત ...લેહેકે—મહાકાવ્યોચિત વર્ણન. ૬-૭. કોયે...પચ : નળ સાથે ચાર દેવો પણ ૨૩મા કડવામાં જણાવ્યું છે તેમ નળનું રૂપ ધરીને આવ્યા છે, પણ આ એકસરખા પાંચ નળને કોઈ જોતું નથી, એકલી દમયંતી આગળ જ દેવો એ રીતે દેખાવાના છે. અદ્‌ભુતરસપોષક ચમત્કારતત્ત્વ. ૮. કુંજરશુંડાકાર—હાથીની સૂંઢ જેવા. પુરાણોમાં હોય છે તેવું વર્ણન. ૯ કુંજરકાળ—હાથીનો કાળ, સિંહ. સિંહની કેડ (કટી) પાતળી હોય છે, નળની કટી એથીય પાતળી હતી. ૧૦. શાર્દૂલ—વાઘ. ગત્ય, નરપત્ય—ગતિ, નરપતિ. ૧૧. એ તો દમયંતીનો પ્રાણ—કવિની ઉક્તિ, રાજાઓના મનની નહિ. તેઓ દમયંતીએ નળને પોતાનું ચિત્ત સમર્પ્યાનું ક્યાં જાણતા હતા? જાણેય કેવી રીતે? ૧૩-૧૮: આ કડીઓમાં નળને અનેક સુંદર ઉપમા-પુષ્પોથી વધાવ્યો છે. એમાં નળના બાહ્ય રૂપ પરથી કવિ એના ગુણો પર ઊતરી ગયા છે એ જુઓ. વાય—વાયુ. મેર—મેરુ પર્વત. કુબેર—દેવોના ભંડારી કે ધનપાલ. શિબિ—જેણે શરણે આવેલા કપોતને બચાવવા પોતાનું માંસ કાપી આપી દેવોની આકરી પરીક્ષા માનભેર પસાર કરેલી એ પુરાણખ્યાત રાજા. નીધુંશ (પાઠાંતર નિર્ધુષ)-નહુષ, જેણે સ્વર્ગ મેળવ્યું હતું. ૧૯. ફંદ—ફિકર, ચિંતા.

૨૦ ઊચલી—ઊચકી, (उत् + चल પરથી) ચાર દાસીઓ ઊચકી ચાલે છે એટલે એ 'આસન' પાલખી જેવુ હશે. સકુમાર—સુકુમાર

કડવુ ૩૭

(સ્વયવર-મડપમા દમયતી)

કવિએ નાયક પર આપણુ ધ્યાન એકાગ્ર કર્યું ૨૬મા કડવામા, તો અહીં નાયિકા પર એકાગ્ર કરે છે દમયતીના રૂપનુ વર્ણન કરતા પ્રેમાનદ થાકતો ન હોય તેમ નારદ અને હસ પાસે એનુ વર્ણન કરાવ્યા પછી આ ત્રીજી તક પણ પોતે લે છે આ ત્રીજુ વર્ણન વધુ મૂર્તતાવાળુ અને ચિત્રાત્મક છે દમયતીના અગોનુ સૌંદર્ય અને આભૂષણોએ તેમા કરેલી અભિવૃદ્ધિ રસ-ઉછાળતી કાવ્યોચિત વાણીમાં અહી પ્રેમાનદ એનુ અનુકૂળ વાહન બની શકે એવી હરિગીતની સુગેય ચાલમા અદ્ભુત રગથી વર્ણવે છે સહૃદય એનો રસ માણતો એમા લીન થતો ઘડીભર ભૂલી જશે કે નિરૂપાતુ સૌંદર્ય કોઈ દમયતી નામે સુદરીનુ છે અને એ વર્ણન સત્તરમી સદીનો પ્રેમાનદ-નામધારી એક ગુજરાતી આખ્યાનકાર કરી ગયો છે સનાતન પુરુષ-કવિ વિશ્વની સનાતન સુદરીના સૌંદર્યને અહી સ્તવી ગયો છે એમ જ એ તો અનુભવશે પ્રેમાનદ એક રસિક આખ્યાનકાર હોવા ઉપરાત તેના કુટીબધ પુરોગામી, સમકાલીન અને અનુગામી આખ્યાનકારો જે નથી તે, એક ઉત્તમ પ્રતિભાશાળી કવિ છે, એની પણ સચોટ પ્રતીતિ આ કડવુ તેને (સહૃદયને) કરાવશે

આ કડવાની પક્તિઓના અતિમ સસ્કૃતાભાસી શબ્દો 'પૂગણ' 'ચૂણ' 'શોભય', 'લોભય', 'લેખય', 'ઉલ્લેખય', વગેરેની ગાનાનુકૂલતા, અદરના શબ્દાલકાર અને વર્ણવિન્યાસની ખૂબી અને પ્રેમાનદનુ ભાષાપ્રભુત્વ જુઓ શબ્દાનુપ્રાસ, અને 'તનયા-મનયા' 'અર્ગાકત-ચર્ગાકત' એમ પક્ત્યતર્ગત પ્રાસ તથા પક્તિઓના અતિમ

પ્રાસની યોજના કડવાના ગાન-પ્રયોગને ઘણી ઉઠાવ થાય છે ચારણી છંદોમાં હોય છે તેવી રાન્દોની નાદ-લીલા અહીં જોવા મળે છે

રંગપૂરણ, માનચૂર્ણ, લક્ષણવંતય ઈ શબ્દપ્રયોગો માટે શું માનવું? એને માટે બે અનુમાન થઈ શકે (૧) એ ચારણી છંદોની વર્ણનશૈલીને અનુસરે છે, (૨) મૂળ 'લક્ષણવંતી અ', 'રંગપૂરણી અ' ઈ૦ હોય અને ગાવામાં થતું ઉચ્ચારણ લક્ષમાં લઈ એને 'લક્ષણવંતય', 'રંગપૂરણ' એમ લખવામાં આવેલ હોય 'કાન્હડદે પ્રબંધ'માં 'રૂપિ અનૂપડી અવિ સાહેનડી' એ પદ (ખંડ ૪)માં દર બીજી લીટીને છેડે 'એ' આવે છે. ભાલણના પહેલા નળાખ્યાનના ૨૬મા કડવાની દરેક લીટીને અંતે 'અ' આવે છે આ 'એ' અને 'અ' છે ત્યાર પછીના કાળના 'રે' અને 'જી' જેવા ગેયતાપોષક વર્ણો એ 'અ' નો જ અહીં ઉપયોગ થયો અનુમાનાય અને અનુમાન ખરું ન હોય તો મધ્યકાળમાં થતી સમ્પૂર્ણાભાસી રચનાઓનો પ્રકાર આને ગણવો જોઈએ

૨ બનયા 'મની ટની'માં 'મની'નો જે અર્થ છે તે જ અહીં ૨ પહેલી પંક્તિ નાગના (માનુષી સુંદરીઓ) અને દેવાંગના જેવી માનિનીઓના માનના (ગર્વના) ચૂરેચૂરા કરી નાખે એવી ૩ લલિત લક્ષણવંતય—પદ્મિનીના ઉત્તમ સુભાગ લક્ષણોવાળી. મનઉલ્લાસિક—ઉલ્લાસપૂર્ણ મનવાળી, અથવા, મનને ઉલ્લાસ આપનારી વેણવાસિક—સુવાસિત વેણીવાળી અલકા મલતય—વાળ (કેશ) પર માલતીવાળી? (પાઠાંતર–'અલકા ઉપર માનય'—વાળપર માળાવાળી). ૪ રાખડી, શીશફૂલ—માથાનાં આભૂષણ ઝાલ—કાને પહેરવાની ૫ રૂપક અલંકાર—બાહુ ..કુંજય'—એ કુંજ તે દમયંતી કમળ તે એના બે (જુગ્મ) નિર્મળ (અમલ) નયન ૬ અણિયાળાં—સરખાવો, કડવું ૪, કડી ૧૩મી અને કડવું ૧૫, કડી ૬ એવા નેત્રોના કટાક્ષમાણથી 'શ્રાવ'ના દિયાં ઘાયલ થઈ ધાયલ થવા લાગ્યા ૭ નયન ઘેરે—ઘેરાં નયનથી ઘેરા નયનનું માદક સૌંદર્ય સૌંદર્યપારેખ પ્રેમાનંદ

જાણે છે દીપક ..લીધ'—આંખો પછી હવે દમયતીની નાસિકાનું વર્ણન આ જુઓ કે પ્રેમાનંદ દમયંતીનું સૌંદર્ય ને અલંકારો વર્ણવતાં તેના મસ્તકથી પોતાનું વર્ણન શરૂ કરી ત્યાંથી ક્રમશ નીચેના અવયવો પર આવતો જઈ અંતે પગના નૂપુર ને અણુવટ સુધી પહોંચે છે દમયંતીની સુવર્ણવર્ણી (હેમ) નાસા (નાસિકા) દીપજ્યોત જેવી, એ તો પ્રેમાનંદને જ સૂઝે! એવી નાસિકાએ કીર (પોપટ)ના મન હરી લીધા ૮ નાક પછી દાંત, ચિબુક (હડપચીનો ખાડો) અને ગ્રીવાનું વર્ણન. મધુકરબાળ—નાના ભમરા મધુકરબાળ જેવું ચિબુક કે તેના પરનું છૂંદણું? હાર મુગતા—મોતીના હાર બુગતા બધમેસતા મુક્ત-જોડેલા, એ ત્રણ સેરવાળા અવળાં અંબુજ—આ ઊંધા કમળ તે હાથેળીના? (કમળનો દંડ નીચે હોય ને કમળ ઉપર હોય, પણ અહીં ભુજાઓ ઉપર ને હાથેળીઓ નીચે, માટે? કે 'અવળા અંબુજ' જેવા લાગતા જૂના બાજુબંધના ફૂમત?) ૯ રકણું—ણુકતો. ૧૦. દશ...ફૂળી—સરખાવા, 'એના હાથની આગળીયુ જાણે ચોળા-મગની ફળીયુ' (લોકગીત) પાતળી આગળીઓની સુકુમારતા અને સીધાપણું મધ્યકાલીન લોકકવિઓ કેવી સુંદર રીતે વર્ણવે છે! નંગ—હીરા. કુસુમગુચ્છ—છાતી પર ઉદય પામેલા બે સ્તન (કુચ) કુસુમગુચ્છ જેવા અને હાથીનાં કુંભસ્થળના આકારના હતા (સરખાવો, કડવું ૪, કડી ૧૮) ૧૨ અલકાવલિ—માથાના વાળ વિશે તો સૌપહેલા ત્રીજી કડીમા આવી ગયું, એટલે આ અહીં 'રોમાવલિ'ના અર્થમા હશે? સલિતા—સરિતા 'ર'નો 'લ' અને 'લ'નો 'ર' જૂની ગુજરાતીમા થતા (સર૦ સુલતાન-સુરત્રાણ) ઉદર—સુંદરીના ઉદરના ઉપમાન તરીકે પોયણપાન શાબળ જેવા મધ્યકાલીન કવિઓનું બહુ પ્રિય સાધન છે વિચિત્ર—સુંદર લંક—કમરનો વાંક, વાંક ૧૩ રંભા—કદલી, કેળ. સ્ત્રીની જાંઘને કેળના થંભની ઉપમા આપવાનો કવિસંપ્રદાય ઘણો જૂનો છે ઢૂંકી—પાસે, નજીક મોણે—આડમાંડ, અવસ્થાગતિએ, હળવે હળવે. ૧૩. વીંછીઆ, અણુવટ-પગના અંગૂઠા—આંગળીના ઘરેણાં ઘનઘોરપ

રણકાર (ઘન ધીર–રવ) કરતી. ઘંમર—ઘેરદાર. અંબર—રેશમી સાડી. ફુલેલ—ફૂલની સુવાસવાળું તેલ. છૂટે દારયં—છૂટથી વાપર્યું હતું. ૧૪ રાજ્યં—રાજતી, શોભતી હતી. ૧૫ ચંગ—એક વાદ્ય. વાજ્યં—વાગતાં હતાં. ૧૬. બંદણી—પ્રશસ્તિ ગાનારી સ્ત્રીઓ. જેષ્ટિકાદાર—છડીદાર (જ્યેષ્ટિકા=લાકડી, છડી). સંધાણ—સંધાન. પંચ બાણ—મદન અથવા કામદેવ પુષ્પધન્વા અને પંચશર કહેવાય છે. એનાં પાંચ બાણ તે આ પાંચ પુષ્પોનાં; અશોક, અરવિંદ, આમ્રમંજરી, નીલકમલ અને નવમલ્લિકા. સંમોહન, ઉન્માદન, શોષણ, તાપન અને સ્તંભન (મૂર્છા) એ એના પરિણામ કે કાર્ય પરથી એ પાંચ નામ પણ કામદેવનાં પાંચ શરને આપવામાં આવે છે. 'કરી સંધાણ'નો કર્તા કોણ, દમયંતી કે પંચબાણ કામદેવ, તે વિચારો ૧૬–૧૭. દમયંતીની અપૂર્વ સૌંદર્યમોહનીની રાજાઓ પર અસર. ૧૮–૨૦. રાજાઓની હાસ્યજનક ચેષ્ટાઓ. પ્રેમાનંદી વિનોદ. આડા ઊતરે, ખૂંખારા કરે...દમયંતીનું ધ્યાન પોતા ભણી આકર્ષવા. ચિત્ર લખિયા—ચિત્રમાં આલેખ્યા હોય એવા સ્થિર-જડ. પૂંઠથી...ધરિયં—ખસી ગયેલા મુગટ પાછળથી આવી તેમના સેવક રાજાઓને માથે મૂકે છે. કાપે—પોતાના સુવર્ણાલંકારોમાંથી? ને તે વખતે? કો કનક ...વાધે રે—બીજી લીટીમાં છે તે શબ્દોથી દમયંતીની સાહેલીઓને સુવર્ણની લાંચ આપીને વીનવતા બતાવી રાજાઓને પ્રેમાનંદે કેવા ક્ષુદ્ર અને હાસ્યપાત્ર બનાવ્યા છે! પણ આમાં સ્વાભાવિકતા નથી. ભરમંડપમાં આવી ચેષ્ટા સૌના ને દમયંતીના દેખતાં કઈ રીતે થઈ શકે? એવું, કોઈ ન કરે એવું આચરણ એ કરે છે માટે જ તો તેઓ ઉપહાસપાત્ર છે એમ પ્રેમાનંદને બતાવવું હોય તો જુદી વાત. ૨૦. આ વળી આગલી કડીવાળા રાજાઓના વર્ણન કરતાંય ચડી જાય એવું વર્ણન! ડોક (કોટ) લાંબી કરી આગળ ધરીને 'અમે કંઈ નરતા (ઊતરતા, જેવાતેવા) નથી' એમ કહી વરમાળા પોતાને પહેરાવવા દમયંતીને વિનંતિ કરનારાની લાલચુ ગરજે હરી લીધેલી અક્કલનું પ્રદર્શન કરાવી

પ્રેમાનંદ આપણને હસાવે છે. પડયા...કોપ રે—નવ ગ્રહ (જાણીતા સાત અને રાહુ—કેતુ)ના કોપનો ભોગ બન્યા હોય એવા. ૨૨. ગોરાં ગાત્રવાળા રાજાઓને તણખલાની તોલના દમયંતી ગણે છે. તેમને જોઈ મોં મરડે છે. રોષ કે તિરસ્કારમાં આંખ તરડાવતી અનેકની ઉપેક્ષા કરતી, તે મંડપમાં આગળ વધે છે.

## કડવું ૨૮

(નળને દમયંતીએ આરોપેલી વરમાળ : કળિનો દંપતીને પીડવાનો દુસંકલ્પ)

૧. સંચ—યુક્તિ, પ્રપંચ. ૨. અવસ્થા—નકામું, મિથ્યા; (સં. વૃથા). ધરા—પૃથ્વી ઉપર. ૩. તવ—(તતઃ પરથી), ત્યારે. વિપરીત—કશુંક વિલક્ષણ, વિચિત્ર. ૫. તું વિણ...કોય—આ ચમત્કાર ધ્યાનમાં રાખો. શકે...આકાર : ભીમકની આ શંકા સાચી જ છે. ૬. સંભારો, હંસની દમયંતીને ચેનવણી ને દેવોને ઓળખવાની તેણે તેને શીખવેલી રીત (કડવું ૧૩, કડી ૬) અંતરિક્ષ—ધરતીથી અદ્ધર. ૭-૧૦ : અહીં પાછો વિનોદરસિયો આખ્યાનકાર ઝળકે છે. એ હવે દેવોનેય છોડતો નથી. લોકોને હસાવવા જતાં, પ્રાકૃત જનોની માફક એકમેકને હડસેલી હાર પહેરવા ડોક આગળ ધરતા અને એકમેકને કુરૂપ બનવા શાપતા દેવો દેવોના ગૌરવ વિનાના અને ગ્રામ્ય ગુજરાતીઓ જેવા બની ગયા, તેનો એને વાંધો નથી. ૧૧મી કડીમાં 'રીંછ વાનર, શ્વાન, માંજાર, કન્યા કહે વડા રૂડા ચાર' એ પંક્તિમાં દેવોની પ્રેમાનંદે બરાબરની ફજેતી કરી છે. તુલસીકૃત 'રામાયણ'માં 'બાલકાંડ'માં એક સ્વયંવરમાં મોહવશ ઉમેદવાર બનેલા નારદજીનું મોં ભગવાને વાંદરાનું કરી તેમની ફજેતી, તેમને ખરી ચીમકી આપવા સારુ, કર્યાનો પ્રસંગ આવે છે. પ્રેમાનંદે અહીં દેવોનું જે આવું વર્ણન કર્યું છે તેને માટે 'મહાભારત'નો આધાર નથી અને ભાલણ–નાકર–નયસુંદરનાં 'નળાખ્યાનો' માંય આમ નથી, તો પ્રેમાનંદને તુલસીકૃત રામાયણના એ પ્રસંગ પરથી આ સૂઝ્યું હોય ? તુલસીદાસકૃત રામાયણ સં. ૧૬૩૩માં

રચાઈ રહ્યું અને પ્રેમાનંદનું આ આખ્યાન સં. ૧૭૪૨માં પૂરું થયું. વચ્ચેનાં એકસો નવ વર્ષમાં એ રામાયણનો પ્રચાર મોટા પ્રમાણમાં થઈ ગયો હોવાનો પૂરો સંભવ છે. વળી રામચરન નામના સાધુ પ્રેમાનંદના ગુરુ હોવાની કહેવાતી વાત સાચી હોય તો તેમની પાસેથી તેણે તુલસી-રામાયણ સાંભળ્યું હોવાનો અથવા તેમની જોડે ઉત્તર હિંદના પ્રવાસ વેળા તેનાથી તે માહિતગાર બન્યો હોવાનો સંભવ નકારી શકાય એવો નથી. એમ પણ હોય કે આ ટીખળ પ્રેમાનંદનું પોતાનું જ મૌલિક હોય.

૮. **સંચ...ફરી ફરી**—દમયંતી ખરા નળને શોધી તેને માળા પહેરાવવામાં ફરી ફરી લાગ પામી નહિ. ૧૦. **માંજારમુખો**—બિલાડા ના જેવા મોં વાળો. **કન્યા...ચાર**—પ્રેમાનંદી હાસ્ય. ૧૧ **આથા-વેધ**—હુંસાતુંસી, આપસ-આપસમાં વિરોધ. ૧૨. **શાપમાં...ફેડ**—પ્રેમાનંદની ચતુરાઈ. દેવોને કાયમ માટે કાંઈ માંજારમુખા અને વાનર-મુખા રખાય છે! એટલે એ આ રીતે શાપનિવારણ દ્વારા પૂર્વવત્ સ્થિતિ આણી મૂકે છે. વચમાં થોડી ગમ્મત કરી લીધી એ એની! **પંચે નળી** : 'વળી' સાથે પ્રાસ માટે 'નળી;' (સરખાવો, કડવું ૮, કડી ૯ 'તત્ક્ષણ તજશે પ્રાણી.'). ૧૩. **ઉવેખીએ**—અહીં તેમ ક. ૨૭ની છેલ્લી બે કડીમાંનો 'ઉવેખવું' શબ્દ 'ઉપેક્ષ' પરથી છે. **૧૫.** પ્રેમાનંદી વિનોદનો વળી ચમકારો. ચારે દેવો વીરસેનને પોતાનો બાપ કહે છે! બાપનું નામ બીજું અપાય તો તો માને માથે ગાળ પડે. દમયંતીની લાલસા (લોભ) એમને એ પાપ સુધી લઈ જાય છે! પ્રેમાનંદ પરિસ્થિતિને ખીલવી આબાદ જાણે છે. **કરને ઘસે**—નિરાશામાં. **સખી...હસે**—દેવોના જવાબથી. **કપટ રૂપને**—કપટી વેશ-ધારીઓને. ૧૮. **નારદજી...લાવિયા**—પરિસ્થિતિને વધુ રમૂજી બનાવવા કવિ પાછા નારદને અહીં લાવે છે. એ ટીખળખોર કલહપ્રિય મુનિ ચારે દેવોની પત્નીઓને એમના પતિદેવોનું પરાક્રમ જોવા તેડી લાવે છે! દેવોની ખરી ફજેતી અહીં છે. તેઓ, 'હું હું નળ' કરતા

ડોકા આમળ ધન્તા હોય અને દમયતી એમને દાદ દેતી ન હોય, આવી સ્થિતિમા એમની પત્નીઓ એમને જુએ અને તેઓ પોતાને એ પારસ્થિતિમા એ સ્વરૂપમા પોતાની પત્નીઓ અતક્ષિમથી જોઈ રહી છે એ જુએ, ત્યારે એ અગૌરવાસ્પદ પરિસ્થિતિમા તેમને કેવી બોભ-મણ થાય અને વાચકોને અને શ્રોતાઓને તેમને એ પરિસ્થિતિમા જોઈ કેવો આનદ પડે ? જેમ આ સ્વયવરમ આવેના રાજાઓને અને બીજા બનાવટી સ્વયવર વેળા ઋતુપર્ણને, તેમ અહીં દેવાને પણ પોતાના આ આખ્યાનના હાસ્યરસના નિશાન કે આલમન બનાવી કવિએ નળ જેવા અધિકારી સિવાયના દમયતીના હાથના બીજા બધા લાલસુઓની ઠીક ફજેતી કરી છે

૨૦-૨૧ વના—વિનતિ, (વિનય પરથી) પૂજનિક—પૂજ્ય તમો પુત્રી સમાન--આ ઉદ્ગાર દેવોને મહાન ગૌરવ છે સરખાવો, ભાલણના 'નળાખ્યાન'ની 'દેવ તહ્મો પિતાને ઠા- પુનો સાથે શો વ્યભિચાર ?' એ પક્તિ ૨૦ હવે દેવ પ્રત્યક્ષ (પ્રત્યક્ષ) થાય છે એક તો પત્નીઓએ પોતાને કઢગી પરિસ્થિતિમા જોયા એથી અને બીજુ દમયતીના આવાં વચનથી તેઓ સમજ્યા દમયતીની નળ માટેની અનન્ય પ્રીતિ જોઈ ને પ્રસન્ન થઈ તેઓ પ્રગટ થયા એય ખરુ. પણ 'મહાભારત'ની મૂળ કથામા તેમ ભાલણ અને નયસુદરની કૃતિઓમા એ જેટલુ સ્ફુટપણે દેખાય છે તેટલુ અહીં નથી દેખાતુ વ્યાસ અને ભાલણે તો પાચ નળને જયારે દમયતી જુએ છે અને એમાં નળ કયો એની એને ભારે વિમાસણ થાય છે ત્યારે દમયતી પાસે દેવોની આર્જવ ભરી પ્રાર્થના કરાવી છે, જે સાભળતા જ દેવો પોતાના મૂળ રૂપે પ્રગટ થાય છે અને નળ-દમયતીના પછી થતા વિવાહને આશિષ આપી નળને બબ્બે વરદાન આપી સ્વર્ગે સિધાવે છે દેવોને અદ-અદર શાપ આપવા, અને એકમેકને અળખા કરી 'હું નળ' કરતા ડોક ધ ના બનાવવાનુ, અને ઇંદ્રાણી આદિને તથા નારદને તે સ્થળે લાવી આખી પરિસ્થિતિને હાસ્યની હળવાશના લાભાર્થે ખીલવવાનુ પરાક્રમ પ્રેમાનદનુ જ છે

૨૩. તુષ્ટમાન—પ્રસન્ન. ૨૪-૨૭ : નળને ચારે દેવોએ દરેકે બબ્બે એમ કુલ આઠ વર આપ્યા તેની વિગત. આમાંથી કેટલાક નળને ખરા કામમાં આવે છે એ આ આખ્યાન આગળ જતાં બતાવશે. નળ કર્કોટકને બચાવવા જતાં અગ્નિથી દાઝતો નથી તે અગ્નિના વરને પ્રતાપે. બાહુક ઋતુપર્ણને એક દિવસમાં કુંદનપુર પહોંચાડે છે તે ઇંદ્રના અશ્વમંત્રને પ્રતાપે. બાહુકની દમયંતીએ લેવડાવેલી પરીક્ષા દેવોના આ વરોની જ પરીક્ષા બને છે. ( જુઓ કડવું ૫૭ ). ૨૫. ધર્મ—યમ. ૨૬. જે કરશે...જાતના—એક રીતે આ ' નળાખ્યાન 'ની જ ફલશ્રુતિ. જમ-જાચના—યમનું તેડું. જમજાતના ( યમ-યાતના ) પાઠ સારો. ૨૭. અમૃતસ્રાવિયા—જેમાંથી સંજીવનપ્રદ અમૃત સ્રવે છે એવા. પાઠાંતર. અમૃતસ્રાવી. પછે...ફર—આ ઉમેરો પ્રેમાનંદનો છે. ' મહાભારત 'માં તેમ તેને અનુસરતા ભાલણના ' નળાખ્યાન 'માં દમયંતીને આવું કોઈ વરદાન દેવોએ આપ્યાનું આવતું જ નથી. દમયંતીનો વનમાં ત્યાગ કરવાનું બહાનું નળને આપના મત્સ્યગ્રહણ-ભક્ષણના પ્રસંગ માટે પ્રેમાનંદે આ યોજના ગોઠવી છે. દમયંતીના હાથમાં અમી હતું એમ નાકર તેના ' નળાખ્યાન 'માં સૂચવે છે ખરો. તે પરથી જરા આગળ વધી આ કલ્પના પ્રેમાનંદે કરી હોય. ૨૯. સાધુ—સુશીલ, ભલા. રીત—શાસ્ત્રવિધિ, રિવાજ ઈ. ૩૧. નારદનાં પરાક્રમોમાં આ ચોથું. પરિસ્થિતિ ગૂંચવાય અને પાત્રો વચ્ચે અથડામણ જાગે એમાંથી આનંદ કે ગમત મેળવવાનો આ ' કલહપ્રિય ' ટીખળખોર પૌરાણિક પાત્રનો અદ્દષ્ટ હેતુ છે. અથવા, આમ સમજીએ તો ?—કે નારદ એ કહેવામાં આવ્યું છે તેમ ભગવાનનું મન છે, બીજા શબ્દોમાં અહીં નિયતિનું સાધન કે તેની ઇચ્છા છે, અને એવા તરીકે તે નળ ને દમયંતીના લગ્નની, નળને દેવો પાસેથી મળતા વરદાનની અને કળિએ નળદમયંતીની કરેલી હેરાનગતીની નિયતિનિશ્ચિત ઘટનાઓની સિદ્ધિમાં આ રીતે પ્રેરક કે નિમિત્ત બને છે ?

' મહાભારત 'ના ' નલોપાખ્યાન 'માં તથા ભાલણના ' નળા-

ખ્યાન 'મા આ પ્રસગ આમ છે. દેવો સ્વર્ગભણી પાછા જતા હતા તે વેળા કળિ અને દ્વાપર એમને સામા મળ્યા પોતે દમયંતીને વરવા જઈ રહ્યા છે એમ એમણે જણાવતા ઇંદ્રે ખબર આપી કે એ તો નળને વરી ગઈ એથી ખિજાઈને કળિ નળ પર ખાર રાખી નળદમયતીને સુખે ન રહેવા દેવાનો નિશ્ચય કરી દ્વાપરને પાસો બની પોતાની યોજનામા સહાય કરવા વિનતિ કરે છે ૩૧ હુળફ્ક્યો—હાફોહાફો ૩૨. કળિનુ એ જ લીટીમા દોરેલુ બિહામણુ ચિત્ર જુઓ એનો બાહ્ય દેખાવ એની દુષ્ટતાનુ પ્રતીક છે મનીશ—માણુસ, (मनुष्य) કાતુ (कृत्-કાપવુ પરથી)—મોટો છરો ૩૫ પ્રભુપત્ની—દ્વદ્વ સમાસ, પ્રભુ નળ, અને પત્ની દમયંતી ૩૭ પણ .થાય—સત્ય અને ધર્મ-પાલનનો મહિમા નવ્ય—નવિ (न अपि,), નહિ સહુસ્ત્ર વર્ષ—ભાલણ કળિ પેસી ન શક્યો એ ગાળો બાર વર્ષનો મૂકે છે, અને તે કેમ પેસી ન શક્યો તે માટે લાની પ્રજાના ધર્મપાલનની વાત વીગતે કરે છે (જુઓ ભાલણકૃત 'નળાખ્યાન' કડવુ ૧૧) ૩૮. બાળક આંગણુ—અર્થાન્તરન્યાસ જેવુ સુદર વાક્ય ૩૯ પાહાની—પાની, (पार्ष्णि) પાગ-પગ ધોતા પાની કોરી રહી ગઈ તેથી કળિ નળના દેહમા પેસી ગયો. શૌચ અને સ્વચ્છતામા જરાક ખામી કે શિથિલતા પણ ભારે અનર્થને નોતરે એવો અર્થ અત્યારના જમાનાના આપણે આમાથી તારવીએ તો ? 'મહાભારત'મા આ વાત જરા જુદી છે એક સધ્યાકાળે લઘુશકા કર્યા પછી નળે પગ ધોયા નહિ અને માત્ર આચમન કરી સધ્યાવદન કર્યું, એટલે કળિ તેના દેહમા પેસી ગયો ૪૧ ભ્રષ્ટ—મલિન઼્ટ. પિત્રાઈ—કાકાનો દીકરો પુષ્કર

નળ-દમયતીના લગ્ન સુધીનો વૃત્તાન્ત કવિએ ૨૮ કડવા સુધી વિસ્તાર્યો. હવે એ દપતીને પડેલા દુ ખની જ કથા કહેવાની રહી. એટલે કવિ ઝડપ વધારી આ જ કડવામા એ વાત પર આવી, કળિનો દુ સકલ્પ અને તેની સિદ્ધિ અર્થે તેણે આરભી દીધેલો પ્રયાસ વર્ણવે છે.

## કડવું ૨૯

( કળિપ્રેર્યા પુષ્કરનું કળિપ્રેર્યા નળ પાસે દ્યૂત રમવા આગમન )

**નૈષધપતિ...તોલે રે**—વિપ્રવેશી કળિ ને દ્વાપરનું પુષ્કરને સંબોધીને ઉચ્ચારાયેલું વાક્ય. પુષ્કરને એમ કળિ પાસે 'નૈષધપતિ' કહેવડાવી (મેકબેથ'માં જેમ શેક્સપિયરે પેલી વંતરીઓ પાસે મેકબેથને 'રાજા'નું સંબોધન કરાવી મેકબેથમાં રાજ્યલોભનો કીડો સળવળાવ્યો હતો તેમ) પ્રેમાનંદે પુષ્કરના ચિત્તમાં નૈષધપતિ થવાનો લોભ સળકાવવા ધાર્યું છે. 'અરે નૈષધપતિ, તરણાના તોલનો બની તપ કરવા બેઠો ?' એમ આ સીધું પુષ્કરને સંબોધન છે એમ અર્થ ન કરવો હોય તો આ વાક્ય પુષ્કર સાંભળે એમ એને ઉદ્દેશીને સનિશ્વાસ કળિ-દ્વાપરમાંથી એક જણ બોલતો હોય, એ રીતેય એને ઘટાવી શકાય. અસર તો બન્નેની એક જ થવાની, પુષ્કર ઉપર.

૩-૪મા કળિની પુષ્કરને ચડામણી. ૬. આ પુષ્કરને ભેદીને તેના દેહમાં કળિના પ્રવેશવાની વાત પ્રેમાનંદનો ખૂબીદાર ઉમેરો પુષ્કરમાં કળિનો પ્રવેશ તરત થયો, નળમાં પ્રવેશ કરવા તો તેને ફાંફાં મારવાં પડેલાં, તે ધ્યાનમાં આવ્યું ? ૭. પરઠી—નક્કી કરી, ગોઠવી **નવ...ઝાંસા**—ઝાંસા નાખ્યે (કાકલૂદી કર્યે ?) કંઈ મળવું (મળવાનું) નથી; ઝાંસા નાખીને, દીન બનીને, એને (નળને) મળવું નહિ કયો અર્થ વધુ સાચો ? **હું...પાસા** : સરખાવો, 'કળિ ઍર પાસાનું રૂપ ધારણ કરી પુષ્કર પાસે આવ્યો' 'મહાભારત' (વનપર્વ, અ ૫૯, શ્લો. ૬). [ પાસો-પાશ પરથી ] ૮ પોણ કરજે—દાવમાં મૂકજે. પોણ—દાવ, હોડ, (પણ પરથી) ભાલણ 'પ્રણ' શબ્દ વાપરે છે. સરખાવો, ભાલણકૃત 'નળાખ્યાન:'

> 'વેદેર્યો પુષ્કર કળિયુગે જઈ, આપે રહ્યો ગોધલો થઈ;
> અતિશે ઉજ્જ્વલ સુંદર અંગ, રત્નજડિત હેમમય શિંગ.'

આ વૃષભની વાત આખી ગેરસમજથી આવી છે. મહાભારતમાંની

कलिश्चैव वृषो भूत्वा गवां पुष्करमभ्यगात् એ પંક્તિના गवां वृष નો અર્થ ભાલણે તેને તરત સૂઝ્યું તેમ 'બળદ' એવો કરીને લખ્યું 'આપે રહ્યો ગોધલો થઈ' અને પછી તો એ ગોધલાનું બીજી લીટીમાં સુંદર વર્ણન પણ એણે કરી નાખ્યું! ખરી રીતે गो નો અર્થ 'પાસો' અને गवां वृषः નો અર્થ 'પાસામાં શ્રેષ્ઠ' એમ લેવાનો છે. ભાલણે તેનો અર્થ 'વૃષભ' કર્યો+ એટલે નાકરે* અને પ્રેમાનંદે પણ પોતાના 'નળાખ્યાન'માં એનું અનુસરણ કર્યું છે. અલબત્ત એમાં થોડો વિગત-ફેર એ કરે છે. ભાલણ કળિને વૃષભ અને દ્વાપરને પાસા બનતો વર્ણવે છે, તો પ્રેમાનંદ કળિને પાસા તથા દ્વાપરને પોઠી (વૃષભ) બનાવે છે. બાકી 'મહાભારત'માં, नैषधीयचरितમાં કે नलचंपूમાં વૃષભને લઈ પુષ્કર નળ પાસે દ્યૂત રમવા આવ્યાની અને દ્યૂતમાં વૃષભ પરઠ્યાની વાત આવતી જ નથી. ૭ વાઢી—છેતરી. એ ઘાટે...ગોઠી રે—પુષ્કરને એ યોજનાની વાત ગોઠી-ગમી ગઈ. ઘાટ—યોજના. અભિ-લેખા—અભિલાષા. જુગ્મ—બે (યુગ); 'જુગ બે' પાઠ પણ સારો. ૧૧ સંચે—રુચે, ગોઠે. ૧૩ ઉદર ચોળીને શૂળ—પેટ ચોળાને પીડા. ૧૪ દ્યૂત...ભાવી: દ્યૂત રમતું શાસ્ત્રનિષિદ્ધ છે (માટે તે તેને ગમતું ન હતું), તથાપિ ભાવી હતું ને? નળને કષ્ટ વેઠવાં સર્જાયેલાં હતાં, એટલે એ પછીની કડી કહે છે તેમ 'દ્યૂત રમવા બેઠો' ભાવીપદારથ—ભાવિ ઘટના. અહીંથી નળની માઠી દશા આરંભાય છે.

---

+ પુષ્કરે દ્યૂતમાં વૃષભ પરઠ્યાનો ફેરફાર નાકરને આધારે પ્રેમાનંદે કર્યો હોય એમ જણાવી એ ફેરફાર ભાલણના નળાખ્યાનમાં નથી એમ જે સ્વ. અનંતલાલ ભણીએ 'વૈશ્યકવિ નાકર' લેખમાં કહ્યું છે તે સાચું નથી. મૂળ ભાલણે જ વૃષભની વાત કરી, નાકર ભાલણને અનુસર્યો, અને પ્રેમાનંદ નાકરને કે બેઉને, આમ હકીકત છે.

* જુઓ એની પંક્તિ:

સોનાના સિંગ ને રૂપાની ખરી, પુષ્કર લાવ્યો ગોધલો મન કરી.'

## કડવું ૩૦

(નળની દ્યૂતમા હાર અને વનગમનની તૈયારી)

૧ સત્ય: નળના જે સત્યની દેવોના દૂતે 'નળને સત્યે મેઘ વૃષ્ટિ કરે, નળને સત્યે ધરા શેષ ધરે.' (ક. ૨૩-૧૦) એમ કહી દેવો આગળ પ્રશંસા કરી હતી તે સત્ય-સત. એનું એ ધર્માચારીપણું ગયું. ત્રાહે ત્રાહે: (त्राहि त्राहि-ઉગારો)—'ગજબ, ગજબ!' જેવો દુઃખ, ત્રાસ અને અફસોસનો ઉદ્‌ગાર. ૨ એ વૃષભમાં... ખોશોજી—દમયંતી આ ક્યાંથી જાણે? અનર્થની એની સ્ત્રીસહજ શંકા વસ્તુત કેટલી સાચી છે! સંકરમ્યો—પેઠો.

૨-૩: આ હકીકત 'મહાભારત' તથા ભાલણ પ્રમાણે તો નળ દ્યૂતમાં ખૂબ આગળ વધી ગયો અને હારવા માંડ્યો ત્યારે બને છે. મંત્રીઓ અને નગરજનો નળને દ્યૂતમાંથી વારવા આવે છે. દમયંતી નળને તેમના આગમનની ખબર કરે છે, તોય મતિભ્રષ્ટ નળ તેમને મળતો નથી, સાંભળે તો શાનો જ? એટલે એ બધા ચાલ્યા જાય છે. નળ જ્યારે બધું હારી નગર બહાર ત્રણ રાત્રિ રહ્યો ત્યારે પુષ્કરની દાંડીથી, તેમજ નળે પોતાનું આવું અપમાન કરેલું માટે, નગરના લોકોએ નળનો સત્કાર કર્યો નહિ એમ 'મહાભારત' કહે છે. એ કથા મુજબ નળ અને પુષ્કરનું દ્યૂત ઘણા મહિના ચાલ્યું, દમયંતીએ પોતાનાં બંને બાળકોને પિયર મોકલી આપ્યાં, અને ત્યારબાદ નળ સર્વસ્વ હારી ગયો. છેવટે પુષ્કરે તેને દમયંતીને દાવમાં મૂકવા કહ્યું ત્યારે તે અટક્યો. ભાલણ પણ મહાભારતને અનુસરી આ પ્રસંગના વર્ણનમાં બે કડવાં રોકે છે, ત્યારે પ્રેમાનંદ જેણે અત્યારસુધી વિસ્તાર પરત્વે ઠંડે પેટે નિરાંત રાખી હતી તે આ પ્રસંગ થોડી લીટીઓમાં જ પતાવી દે છે!

૪-૫: આ તો 'મહાભારત'માંના શકુનિ અને યુધિષ્ઠિરના બીજી વારના દ્યૂત વેળાની શરત જેવી શરત, વરસના આંકડાના ફેર સાથે! 'મહાભારત'ના નલોપાખ્યાનમાં આવા 'પોણ'ની વાત નથી,

એટલે આ પ્રેમાનંદનો ઉમેરો છે અગોપ, અગુપ્ત—ગુપ્ત ('અ' અભાવવાચક નથી) પ્રાછ પડે—ઓળખાઈ જાય ૬ વરસ્યો વરસાદજી—ભાવિ અનર્થની આગાહી, ગીતાના શબ્દોમા, 'વિપરીત નિમિત્ત' વનકૂળ—વનવાસને યોગ્ય વલ્કલ ૧૦ પીહેર—(પિતૃગૃહ-પિઈહર-પિઇહર-પીહેર-પીયેર) ૧૦ સુહાય—શોભે ગોરે સેવાને—સેવાને માટે સાહી—નક્કી ૧૦ અને ૧૪મી કડીમા દમયતીના પતિ પ્રેમ અને સતીત્વનું દર્શન ૧૫ પીહેર વળાવો બાળ કે—'મહા ભારત મા બાળકોને દમયતીએ નળ દ્યૂતમા વધુ વધુ હૂસતો જતો હતો તે વખતે પીયેર મોકલી આપ્યા એમ છે પણ પ્રેમાનંદને આની પછીના કડવાનુ હૃદયસ્પર્શી ગીત મૂકવાની તક લેવી હોય એવું શું?

## કડવુ ૩૬

(બાળકોને મોસાળ વિદાય કરતી વેળા દમયતીનો વિલાપ)

૧ નમાયા થઈ વરતજો—ખરી કરુણતા સહેજે મામીની ગાળ—સમકાલીન ગુજરાતી સસાર નુ પ્રતિબિંબ ગરજકુટુબની દમયતીની ભોજાઈઓ સામાન્ય ગુજરાતણો પેઠે ભાણેજને મહેણાં મારે એવું ગુજરાતી આખ્યાનકાર અહી નિરૂપી શકે છે । ૨ પેટ—પેટનાં સતાનને 'પેટ' કહેવાવાળો અર્થપૂર્ણ લાક્ષણિક ગુજરાતી શબ્દ છે લોક ભાષામા હજી એ વપરાય છે દોહલા—મુશ્કેલ, (દુર્લભ થી) ૨-૩, ૬ માતાના હૃદયની વેદનાનું હૃદયસ્પર્શી નિરૂપણ 'હૈયેથી નવ ઉતર્યા રે' અને 'ફરી ફરી મુખ જોય' એ શબ્દોની અસરકારકતા જુઓ ૫ અમ જોગીના—પોતે વનમાં રહેવાના હતા માટ 'જોગી' વછ—વત્સ, બાળકો કરુણ હૃદયવેધક પરિસ્થિતિ વેળા આવા સુગેય ઊર્મિગીતો મૂકવાની પ્રેમાનંદની રીત જ છે સરખાવો, 'દશમ સ્કંધ'માના કૃષ્ણે કાલિન્દીના ધરામા ઝપલાવ્યું ત્યારે જશોદાના વિલાપનું કરુણરસનીતરતુ ગીત 'આકુ માણેકુ રીસાવ્યુ રે, શામળિયા' આવે વખતે આખ્યાનકાર પ્રેમાનંદમા વસતો કવિ પ્રેમાનંદ ખરો ખીલે ।

છે. નળદમયંતીના પ્રેમ-લગ્નના શૃંગાર પછી તેમની દુઃખદ વીતકકથા શરૂ કરતાં પ્રેમાનંદે આરંભ આ કરુણ ગીતથી કર્યો એ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે.

## કડવું ૩૨

(નાયકનાયિકાનાં વીતકોનો આરંભ : મત્સ્યસંજીવનનો પ્રસંગ)

૨. આમાંની હકીકતને મહાભારતનો આધાર છે. જુઓ ૩૦મા કડવાની કડી ૩ પરનું વિવરણ. ૪. **એક રાત રહ્યાં નગરમાં—** નગરની બહાર તેની સમીપમાં જ ત્રણ રાત્રિ સુધી માત્ર જળ પર નિર્વાહ કરીને નળદમયંતી રહ્યાનું મહાભારતમાં તો છે. ભાલણ પણ એમ જ નિરૂપે છે :

'ત્રણ દિન તે નીરસર રહી નગર કેરે પાસ,
વનમાંહે નીસર્યાં તે થઈ મને નિરાશ.'—(કડવું ૧૩)

૪-૫ : **પુણ્યશ્લોકની...ડિંડાડી**—કળિ નાયકનાયિકાને દુઃખી કરી દમનાર ખલનાયકનું સ્થાન હવે લે છે. ૬ **પત્ર**—પર્ણ, પાંદડાં. ૮. **માનસરોવર** : કોઈ પણ સરોવર કે તળાવને માનસરોવર કહેવાની આખ્યાનકારની ટેવ છે. જુઓ, ૬-૨, ૯-૨. ૧૦. શબ્દાનુપ્રાસ જુઓ. ૧૧. **ઢીમર**—માછીમાર; (धीवर). મચ્છ-(मत्स्य), માછલાં. **સાધુ**—બિચારા, ભલા. **શ્રમ કરતાં**—મહા મહેનતે. ૧૨. પહેલી પંક્તિનો શબ્દાનુપ્રાસ જુઓ. **વારુ**—સારું, (वरम् પરથી). **શું હોશે એટલા સારુ?**—એટલાં શું પૂરતાં થાય? ૧૩. **ભુજ**—'ભ'નું સંગીત સંભળાવવામાં પ્રેમાનંદે 'હસ્ત' ને બદલે 'ભુજ' શબ્દનો પ્રયોગ કરી નાખ્યો! **વરાં**—વેળા. **કળિજુગ...બીહાવે**—પ્રેમાનંદ કળિજુગની લીલા આ આખ્યાનમાં ઘણી વધારી મૂકે છે. માછલાં ન મળ્યાં તો એય કળિનો કામો! અલબત્ત એક વાત છે : શ્રોતાઓની નજર આગળ બધો વખત કળિ જ નળ-દમયંતીને પીડનાર તરીકે ખડો રહે છે, આથી. ખરી રીતે તો આવું પીનાડનાર અવદશા કે

દુર્દૈવને જ કળિમાં પાત્રરૂપ આપ્યું ગણાય નહિ? પણ એ અવદશા દ્યૂતે કરી છે. દ્યૂત જ કળિ–કલહ એટલે દુઃખનું કારણ છે, એ રહસ્યસૂચન કળિ દ્યૂતના પાસા બન્યો હતો એ હકીકતમાં નથી? ૧૫ થઈ આવ્યું **વિપરીત**—અણધારી આફત આવી, ઊંધું જ થયું. ૧૬. **અમૃત-સ્રવિયા...અમળાના**: સંભારો દેવોનું એને વરદાન. ૧૭. **વેવલાં વીણે**—ફાંફાં મારે. ૧૮. **સ્વાતિબિંદુ શું વરષે**—આખ્યાનકારની કવિતા. ૨૦. **ક્યાંહે**—ક્યાં (છે?) ૨૧. દમયંતી 'પાપણી ક્ષુધા' પર દોષ ઢોળે છે. રાણા: નળને સંબોધન. દમયંતી પાસે જૂઠ્ઠું શું કામ બોલાવ્યું કવિએ? હવે પછીની ગાળો જ તેને સંભળાવવા અને નળને તેના ત્યાગનું કારણ આપવા જ ને? ખરી વાત તો આ જ, પણ શ્રોતાઓને ગળે ઊતરે એવું કારણ તો આપવું જોઈએ. એટલે પ્રેમાનંદ એ આપે છે ૨૪મી કડીની બીજી લીટીમાં 'સજીવ ..નવ માને.' ૨૨. હંસની બીજી (નારીનો વિશ્વાસ ન કરવાની) શિખામણનો આ ઉપયોગ પ્રેમાનંદને કરવો હતો. ૨૩. **શું આગ ..લાગી?** કેવું સાંભળવું પડે છે દમયંતીને? કશા જ વાંક વિના માથે બબ્બે વખત (એક અત્યારે, બીજો ઇન્દુમતીના હારની કળિએ કરેલી ચોરી વેળા) આળ આવે એ તો દુર્દૈવની અવધિ. એ રીતે નળ કરતાં દમયંતીને જ વધુ સોસવાનું આવે છે. કરુણકથાના મુખ્ય પાત્રની અવદશામાં તેનો કોઈ નાનકડો દોષ નિમિત્ત કે કારણભૂત હોય, (જેમ નળની બાબતમાં દ્યૂત), પણ તેના પર ફરી વળતું દુર્દૈવચક્ર પોતાના ઝપાટામાં તેનાં નિર્દોષ પ્રિયજનને પણ લેતું જાય એ જીવનકારણ્યનું દર્શન પ્રેમાનંદ આ યોજનાથી કરાવે છે. ૨૪. હા હા—દુઃખવાચક, સંમતિસૂચક નહિ.

૧૯–૨૩: અમૃતસ્રાવિયા કરતું દેવોનું વરદાન તો દમયંતીને શાપ કે આફત સમાન નીવડ્યું! દેવોએ નળને આપેલા આડ વર નળને કામ લાગે છે, લાગે દમયંતીને મળેલું વરદાન દમયંતીને દુઃખી કરે છે. એ દમયંતીને નહિ પણ પ્રેમાનંદને કામ લાગે છે! આ મત્સ્ય-સંજીવનની વાત મહાભારતમાં નથી, ભાલણના 'નળાખ્યાન'માંય નથી. એ

પહેલી દેખાય છે નાકરના 'નળાખ્યાન'મા, અને આપણો કવિ એને વધુ ચગાવે છે પણ એમ કરતા એ દમયતીને માથે ભારે કરે છે અને નળના ગૌરવને નીચુ ઉતારે છે જે દમયતી સ્વર્ગના અમરોના આમંત્રણને અસ્વીકારી તેને વરી હતી તેનો આવો ગાલિપ્રદાન સાથેનો તિરસ્કાર નળના પાત્રને કઈ રીતે શોભા આપે એવો છે?* પણ ઉસ્તાદ પ્રેમાનદ 'આ તો કળિએ ઘેરેલા બુદ્ધિભ્રષ્ટ નળનુ અનુદાત્ત આચરણ છે, ખરા નળનું નહિ' એમ કહી છટકી જવાનો! મૂળ કથા કરતા ગુજરાતી આખ્યાન કેવી એક પોતાની જ ખૂબી–ખામી ઓવાળી સ્વતત્ર રચના બની ગયુ! ૨૫. અણતેડી—નળે કરેલા તેના તિરસ્કારનુ સૂચન, એની અવદશાનુ સચોટ ચિત્ર પીઉ—પિયુ, (પ્રિય પરથી)

## કડવુ ૩૩

(નળે કરેલો દમયતીનો ત્યાગ)

૨. ગત—ગતિ, પગની શક્તિ ૨–૪માના નળના વિચાર ને ભાષા દમયતીને ઘણા અન્યાય કરે છે મહાભારતનો નળ અહી એથી ગૌરવહીન બને છે કાં જે—કારણ કે ૫ અજુગત—અયુક્ત, અજુગતુ

* આથી જ શ્રી રામપ્રસાદ બક્ષીને કહેવુ પડયુ છે '.. ખરેખર આ પ્રસગ પ્રેમાનદના નળાખ્યાનમા એક મહાકલકરૂપ છે. પ્રેમાનદે તો એનો (નાકરના મત્સ્યસજીવનના પ્રસગનો) બહુ દુરુપયોગ કર્યો છે નળને કેવળ માછીમાર જેવો જ ચીતર્યો છે નળની પાસે દમયતીને કહેવડાવેલ શબ્દો કોઈ ઉચ્ચ માણસના મુખમા શોભે એવા છે?' (ભાલણકૃત 'બે નળાખ્યાન'–પૃ ૧૬)

શ્રી રામનારાયણ પાઠકે પણ કહ્યુ છે. 'મને એમા સારસ્ય લાગતુ નથી એ પ્રસગે દમયતી જેવી દીન બને છે અને નળ જેટલો અધમ બને છે તેટલા બીજે ભાગ્યે જ બને છે. કહેવુ જોઈએ કે પ્રેમાનદ એક રસનિરૂપણમા એટલે સુધી ઘસડાઈ જાય છે કે તેનું ઔચિત્યભાન ઓછું થઈ જાય છે પાત્રના સ્વભાવથી અસગત વસ્તુઓ પણ તે ક્ષણિક રસ ઉત્પન્ન કરવા, અમુક ખડમા રસ ઉત્પન્ન કરવા, મૂકે છે.' ('કાવ્યની શક્તિ' પૃ. ૧૩૧).

માથે આવત જોકે તોય પ્રેમાનંદ દોષમાંથી સાવ છટકી શકતો નથી કારણ, કળિએ કરેલા નળના બુદ્ધિવિકારની વાત 'મહાભારત'કાર અને ભાલણ પણ કરે છે, છતાં એમને હાથે એ અવસ્થામાં પણ નળને આટલો નીચો ઉતારવામાં આવ્યો નથી 'મહાભારત'માં અને ભાલણ-કૃત 'નળાખ્યાન'માં દમયંતી પોતાની સાથે દુઃખી થશે અને પોતે એને છોડી જશે તો એ પીયર જશે એમ ધારી નળ ચાલ્યો જાય છે એને આવી બુદ્ધિ સુઝાડી કળિએ, એમ 'મહાભારત' કહે છે, પણ તોય એના મનમાં દમયંતી વિશે અહીં નિરૂપાય છે તેવો દુર્ભાવ તો આવ્યો જ નથી, અને આમ દમયંતી પ્રત્યેની લાગણીથી પ્રેરાઈને નળ એને ઊંઘતી મૂકીને ચાલ્યો જાય છે તે પહેલાં થોડા સમયને અંતરે વ્યાસે અને ભાલણે તેની અને દમયંતી વચ્ચે સંવાદ કરાવ્યો છે તેમાં તો એ બંને પાત્ર એવાં દીપે છે પરસ્પરની પ્રીતિ અને અભિજાત્યથી! ૨૩ કાતુ—ખડગ, બીજી લીટીમાં છે તે બુદ્ધિકાશસ્ત્ર કળિ કાતું પણ બને છે! એને તો કોઈ બહાને દંપતીને વિખૂટાં પાડી દુઃખીદુઃખી કરવા છે મહાભારતમાં નળને જોઈતું ખડગ અનાયાસે મળી આવવામાં કળિનું કર્તૃત્વ નથી ૨૫-૩૨—દમયંતીને સૂતી મૂકીને ચાલ્યા જતી વેળાની નળના મનની દ્વિધા અને મંથનનું સુંદર કલાત્મક આલેખન **ત્રૈલોકમોહન**—ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ પાતાળ)ને મોહ પમાડનારી. **રાનની**—જંગલ (अरण्य-રણ-રાન)ની **અંતર પરજળયો**—અંતરમાં ઘણું દાઝ્યો (પરજળવુ-प्रज्वल ધાતુ પરથી) કળિ તાણ્યું **ચઢ્યો**—આગળની બાબતમાં પ્રેમાનંદ મહાભારતને અનુસર્યો નથી, પણ અહીં વનપર્વના ૬૨મા અધ્યાયના ૨૬-૨૭મા શ્લોકોનું સીધું ભાષાંતર છે પંક્તિઓ સુંદર છે અને નળની પરસ્પરવિરોધી વૃત્તિઓના સંઘર્ષનું નિરૂપણ કલાત્મક છે—પણ એનો જશ પ્રેમાનંદને કે એવું જ સરસ નિરૂપણ કરનાર ભાલણને નહિ, પણ મહાભારતકારને જ જાય છે **વિચારે ચઢ્યો**—હિંડોળો જેમ આગો ફંગોળાય અને વળી પાછો આવે તેમ તે વારંવાર દૂર જતો અને પાછો દમયંતી પાસે આવતો

હતો. 'વિચારનિધિ' અને 'હિરોળા'નાં રૂપક આકર્ષક અને અસરકારક છે. **સાત વાર આવ્યો ફરી ફરી**—કારણ, 'નજી ન જાયે સાધુ સુંદરી.' સરખાવો, સિદ્ધાર્થના મહાભિનિષ્ક્રમણ વેળાનુ સર એડ્વિન આર્નોલ્ડે કરેલુ વર્ણન.

And thrice he made to go, but thrice came back,
So strong her beauty was, so large his love.

**સાધુ**—સુશીલ, પતિવ્રતા. **૩૦ અંગી નવ કરે**—નવ અંગીકરે—અંગીકારે નહિ. **વમન**—ઊલટી. **૩૧ નેટ**—જરૂર **હુંપે**—હુંથી, મારા કરતાં. **૩૨. ઉંવાટે**—આડે રસ્તે. (વર્ત્મન-વાટ, પછી, જેમ 'ઉન્માર્ગ' તેમ ઉવાટ). **સાસોટ**—શ્વાસભેર. 'મૂકી દોટ' અને 'ઉંવાટે દોડ્યો સાસોટ' તે દમયંતી જાગી જાય અને પાછળ દોડે, માટે. **૩૩. ધીશ**—બુદ્ધિ (ધી)નો સ્વામી. અત્યારે તો એની બુદ્ધિ કલિગ્રસ્ત હતી તો કવિએ શા માટે નળને 'ધીશ' કહ્યો? 'ધાયો' સાથે 'ધ'નો શબ્દાનુપ્રાસ સાધવા માટે જ ને? **જાગ્યો હૃદે**—પોતે શું કરી નાખ્યુ એનું હૃદયમાં ભાન જાગ્યું. **દીશ**—દિવસ. કડીઓ ૨૫ થી ૩૨ ના પ્રેમાનંદના વર્ણન સાથે સરખાવી જુઓ ભાલણનુ વર્ણન;—

ગયો જેટલે ડગલા સાત, હૈડા શુ વીમાસી વાત,
'હવડા એ નારી જાગશે, આગુદીઠે આરા માગશે;
અબળાનુ અતિ કોમળ મન, વિરહે પ્રાણ છાંડશે તન,
જોઉ, જાગી રોતી, હશે, જોવાને પગલે આવશે;'
એમ ચિતવી પાછો વળ્યો, મુખ નિહાળી ઉપર ઢળ્યો,
નિદ્રાવશ દીઠી વલ્લભા, વળી નીસર્યો છાંડી સભા *

* નળ તથા દમયતી કોઈ ધર્મશાળા જેવા ઉતારામાં આવી ચડ્યા ત્યાં દમયતી સૂઈ ગઈ અને નળ વસ્ત્ર ફાડી ત્યાંથી ચૂપચાપ ચાલી ગયો એમ મહાભારતમાં છે. ભાલણે એ ઉતારાને સભા કહેલ છે.

આથેરો જઈને ચિંતવે, 'લોચન માહારું હાર્યું સવે,
જોઉં, રહી હશે ટળવળી,' પુનરપિ આવ્યો પાછો વળી.
નારી દીઠી સુતી ભોમ, ચડ્યો હકારો રોમેરોમ;
'જેહને ન દેખતા રવિવાય, તે પડી ઉઘાડી કાય!'
એહવું કહી રા કરે રૂદન, નીહાળે નારી તણું વદન,
વળી નીસરે, પાછો વળે, આણી દુઃખ રાજા ટળવળે.
'કયમ રહેશે એ નિરાધાર? વાઘ, સિંહ કો કરશે આહાર'
એ પેરે કરતાં વારેવાર, કળિયુગે મન વેહેર્યું અપાર.
તવ રાજા કઠિણ એ થયો, સુતી નાર તજીને ગયો,
તાંહાં થકી જે દીધી દોટ, વળતી કાં નવ વાળી કોટ.

('નળાખ્યાન' કડવું ૧૬)

પ્રેમાનંદની ૧૬–૧૮ કડીઓમાં ભાલણની 'નારી દીઠી......નારીતણું વદન' એ પંક્તિઓની અસર દેખાય છે. પણ ભાલણે મહાભારતને બધી રીતે અનુસરવા છતાં જે ગુજરાતીમાં અણ-ઉતાર્યું રાખ્યું તે પ્રેમાનંદ મહાભારતમાંથી સીધું ગુજરાતીમાં ઉતારે છે. (કળિ તાણે......હિંડોળે ચડ્યો'). ભાલણના આલેખનમાં નળના હૃદયની કોમળતા વિશેષ ઊતરી છે એ દેખાશે. પ્રેમાનંદે વળી પાછી 'જેવું હોય વમનનું અંન......દૂંપે વહાલું એહેને પેટ' એવી ઉક્તિ નળ પાસે ભલે કળિનો પ્રભાવ દાખવવા પણ કરાવી તે એના વૃત્તિમંથનથી ઊઠતી સુંદર છાપને થોડી બગાડી નાખે છે.

## કડવું ૩૪

(નળનો વિલાપ: નળનો કર્કોટક પર ઉપકાર.)

'મહાભારત'માં નળ ચાલી ગયા પછી દમયંતીની જ કથા, તે જાગી ત્યારથી તે ચેદિરાજને ત્યાં આશ્રય પામી ત્યાં સુધીની, કહેવાયેલી છે. નળની કથા ત્યારપછી આવે છે. ભાલણે એમ જ કર્યું છે. પ્રેમાનંદે નળના દમયંતીત્યાગ પછી નળની જ કથા ચાલુ રાખી તે ઋતુપર્ણને ત્યાં રહ્યો ત્યાંસુધીની કથા સળંગ કહી નાખ્યા પછી દમયંતીનું

શું થયું તેનું બયાન હાથ ધર્યું છે. આથી તેના આખ્યાનને કશી હાનિ થઈ નથી.

૬-૯ : નળનો આ વિલાપ પ્રેમાનંદનું સર્જન. 'મહાભારત' નળનો આવો વિલાપ બતાવતું નથી. પ્રેમાનંદ કેવો રસસ્થાનો ઓળખનાર મર્મજ્ઞ હોવાથી પોતાની સ્વતંત્ર રીતે ચાલનાર આખ્યાન-કવિ છે એ આ બતાવે છે. આ નળવિલાપ આગળનાં કડવાંઓએ બતાવેલ શૃંગાર અને હાસ્યરસના એના નિષ્પાદન જેવી જ ફાવટ વિપ્રલંભ શૃંગારના કરુણના નિષ્પાદનમાં પણ પ્રેમાનંદને કેવી વરી છે એ દર્શાવે છે. દમયંતી પ્રત્યેના ક્રૂર વર્તનથી નળે ગુમાવવા માંડેલી શ્રોતાઓ-વાચકોની સહાનુભૂતિ પ્રેમાનંદ આ વિલાપ તેની પાસે કરાવીને ટકાવી રાખે છે.

કડવામાંની શબ્દાનુપ્રાસ અને અનર્થમકની લીલા ધ્યાનમાં આવી ?

૧. વ્યાકુળ...પછાડે આપ : આ પંક્તિનો ઉપયોગ ગિરધરે પોતાના રામાયણમાં રામને મૂકીને આવના સુમન્તના વિલાપમાં કર્યો છે. ૨. જીવ્યાની વાળી અવધ્ય—એનું આયુષ્ય પૂરું થયું. અવધ્ય (अवधि)-હદ. ૩. વિખવાદ—કલેશ, વિરોધ. મનગમયંતી : બડો પ્રગલ્ભ કવિ છે પ્રેમાનંદ ! 'દમયંતી' સાથે 'ભમયંતી'નો પ્રાસ આગળ મેળવ્યો છે તો અહીં 'મનગમયંતી' શબ્દ એ જ હેતુસર કવિત્વના સર્વસ્વાધીન હકનો ઉપયોગ કરી એ ઘડી કાઢે છે. ૪. સૃષ્ટિદોહિની—સૃષ્ટિની સકલ સુંદરતાના દોહન (સાર) રૂપ. જુઓ, ૪-૭ અને ૧૫-૨૪, ૨૭. વિરહિણીવલ્લભ—વલ્લભની વિરહિણી, સ્વામીનો જેને વિજોગ પડ્યો છે એવી. દર્શનદુર્લભ—(હવે) જેનું દર્શન દુર્લભ બનવાનું, એવી. ૫. આવ્યાની વાટ—પોતાના આવ્યાનો, પોતે આવેલો તે, રસ્તો. એ દમયંતી પાસે પાછો જવા ચાહે છે, પણ ત્યાં તો કળિએ જમીન પર પડેલાં નળનાં પગલાં (ચરણ ધરણનાં) ભૂંસી નાખેલાં. નિરવાટ : મારગ/કે કેડીના નામ-નિશાન વગરનું, નિર્વાટ. ૬. મોહધારણ કર્મ કારણ—મોહ ઉપ-

જાવનાર કર્મ (અદૃષ્ટ, પ્રારબ્ધ) જ આ બધી ઘટનાનું કારણ છે. ૭. કલપે—શોકકળ કરે, કલ્પાંત કરે. સુખસ્નેહ—સુખ (સુખના દિવસો) અને પરસ્પરનો સ્નેહ; અથવા, સ્નેહનું સુખ, સુખદ સ્નેહ. કહ્યુંય... છેહ—એમ જ બનવું નિર્મિત (ભાવી) હશે તે મને કુબુદ્ધિ આવી અને દમયંતીના (માછલાં ખાઈ જવાના) નાના (અલ્પ) દોષ (અન્યા—અન્યાય)ને માટે મેં તેને છેહ દીધો! ૮ પામી—કર્તા, મેં (નળે). નિર્મુખ—કશું મેળવ્યા વિના, નિરાશ થઈને. ૯. સ્વયંવરસાથ ...સુખ—સ્વયંવરમાં આવેલા રાજાઓ પોતાને તરછોડી મને વરનારીની મેં કરેલી આ દુર્દશાની વાત સાંભળી રાજી થવાના. ૧૦–૧૫ કર્કોટકને નળે દવમાંથી બચાવ્યાનો પ્રસંગ. પ્રેમજલ—આંખમાં પ્રેમનાં જળથી ભરેલો, નળનું વિશેષણ. 'લોહ (લૂછ) પ્રેમજલ' પાઠ વધુ બંધબેસતો. ૧૧. જાણી...સ્વર—એ વાણી દમયંતીની હશે અને રોઈ ગેઈને બેસી ગયેલો એનો આ સાદ હશે એમ માન્યું. શબ્દે—એ સ્વરની દિશામાં. ૧૨. દવાડા—દવ, દાવાગ્નિ. વ્યાલ—નાગ. ૧૩. વહ્નિ—વરદાન: સંભારો, 'કહે અગ્નિ નવ દાઝે તું...' (ક. ૨૮, કડી ૨૫.) ૧૪ જોજન દેહ પ્રમાણ—એક યોજન જેટલો લાંબો. એને ઊંચકવાનું તો નળને ભારે પડી જાય! 'મહાભારત'માં નળ પોતાને ઊંચકી દવમાંથી બહાર લઈ જઈ શકે માટે કર્કોટક એક અંગૂઠા જેવડો નાનો અને હળવો બની ગયાની વાત છે. (જુઓ 'વનપર્વ' અ. ૬૬, શ્લોક ૮–૯) શાતા...પ્રાણ—નાગના પ્રાણને શાન્તિ વળી. ૧૫. પુણ્યશ્લોક વૈદર્ભીકાંત—નાગની ઉક્તિ. એણે કહ્યું, 'ઋષિઓની કહેલી વાત (વિપ્રવાચા) ખરી પડી. તેમના કહ્યા પ્રમાણે પુણ્યશ્લોક વૈદર્ભીપતિ નળ જ તમે મને મળ્યા!'

## કડવું ૩૫

(કર્કોટકનો નળને દંશ, નળનું બાહુકમાં પરિવર્તન અને ઋતુપર્ણને ત્યાં ગમન).

૧–૨: 'મહાભારત'માં નારદના શાપની વાત છે, સપ્તર્ષિના નહિ.

**પ્રાચીન**—પૂર્વભવના 'પ્રાશ્ચિત'(પ્રાયશ્ચિત્ત કરવું પડે તેવું પાપકર્મ) પાઠ પણ સારો. **ઉપેર**—પ્રાસ માટે 'ઉપર'નું અહીં 'ઉપેર'. સરખાવો અખાના 'કેર' (કર), આદેર (આદર), ઘેર (ઘર) જેવા પ્રયોગો ૪-૫. ઉશાપ (શાપનો અનુગ્રહ)—'દર્શન થાશે.. શાંતિ પમાડશે.' ૭ 'નલોપાખ્યાન'માં તો એમ આવે છે કે કર્કોટકે નળને પોતાનાં પગલાં ગણતાં આવવા સૂચવી, તેટલામાં પોતે તેના પર કંઈક પ્રત્યુપકાર કરશે એમ કહ્યું. નળે તેમ કરવા માંડયું અને તેમાં એક, બે, ત્રણ, એમ કરતાં તેણે જ્યારે 'દશ' એમ ઉચ્ચાર્યું ત્યારે તરત જ કર્કોટકે દંશ માર્યો. આમ કર્કોટકે નળ પાસે જ 'તું મને ડંશ (દશ—બીજો પુરુષ, એકવચન, આજ્ઞાર્થ)' એમ બોલાવી તેને દંશ કર્યો! ૭-૮—**લાગી વિષજ્વાળ......કટી બેવડ વળી**—કૂબડા બની ગયેલા નળનું શબ્દચિત્ર. ૯. **કદ્રુકુમાર**—દક્ષપુત્રી અને કશ્યપ-પત્ની કદ્રુના પુત્ર. કદ્રુથી નાગો ઉત્પન્ન થયાનું પુરાણ કહે છે. **શાહી સમાન**—કાળો. ૧૦. નળના કટાક્ષનો નાગે વાળેલો ઉત્તર. બહારથી ઉપકારને માથે અપકાર કર્યા જેવું લાગે પણ એમાં પોતે નળ ઉપર ઉપકાર કર્યો છે, અને નળને કોઈ ઓળખે નહિ એવો બનાવી ગુપ્તવાસનાં ત્રણ વરસની અનુકૂળતા આથી પોતે કરી આપી છે એમ જણાવી, નાગ તેને મૂળ સ્વરૂપ પાછું મેળવવા ત્રણ વસ્ત્ર આપે છે.

'મહાભારત'માં કર્કોટક આથી વધુ બોલે છે : નળને પીડતા તેના દેહમાં રહેલા કલિને પોતે આથી નિત્યના વિષદહનની શિક્ષા કરી છે અને નળને આ ઝેર પીડશે નહિ એમ તે જણાવે છે. ઋતુપર્ણને ત્યાં જઈ બાહુક નામ ધરી સારથિ તરીકે રહેવાની સૂચના પણ ત્યાં અશ્વવિદ્યાના બદલામાં ઋતુપર્ણ પાસેથી મળનાર અક્ષવિદ્યાના લાભની આગાહી સાથે નાગ જ કરે છે. પ્રેમાનંદ ક્યારેક 'મહાભારત'ની વાતનો ઘણો વિસ્તાર કરી નાખે છે તો ક્યારેક આમ તેને ઘણી ટૂંકાવી ય નાખે છે. પરિણામ: એનું આખ્યાન સ્વતંત્ર ગુજરાતી રચના બને છે. એણે વર્ણે—એ, કાળા, વર્ણથી. મૂલગું—મૂળનું,

હતું તે. હસ્તપ્રતો 'મૂક્રુ' જોડણી દેખાડે છે. ૧૨. બીજી લીટીમાંના શબ્દાનુપ્રાસની ખૂબી જુઓ. ૧૩-૧૬ : પાછી પ્રેમાનંદને વિનોદ કરવાની તક મળી જાય છે. 'સુદામાચરિત્ર'માં દ્વારામતીમાં આવેલા સુદામાની જે દશા તેણે કરી છે, તેવી તે આ બાહુકની અયોધ્યામાં કરે છે. માણસો બાહુકને જોઈ આડાંઅવળાં નાસવા મંડે છે. છોકરાંની ધીંધ તેની પાછળી પડે છે ને તાળીઓ પાડે છે, માણસો તેને જોવા ટોળે મળે છે ને ઉચ્ચારે છે 'એના રૂપે તો હદ કરી છે!' ઋતુપર્ણનો દરબાર પણ એને હસે છે, અને ઋતુપર્ણ પણ 'સ્વરૂપના ધામ' અને 'જાણે રૂપે બીજો નળ' કહી તેની મશ્કરી કરે છે! બાહુકના વેશમાં તેને જે વીતતું જોઈએ તે પ્રેમાનંદ નળને બરાબર વીતાડે છે અને પોતાનાં શ્રોતાજનને હસાવે છે. આખ્યાને થોડું જનમનરંજન પણ કરવાનું હતું સ્તો! લીહુ—હદ, (લેખા-રેખા પરથી). કામુરડાં—છોકરાં.

૧૫-૧૬—'જાણે રૂપે બીજો નળ'માં તેમ 'કોણ છો સ્વરૂપના ધામ'માં નાટ્ય-હાસ (Dramatic irony)નો સુંદર પ્રયોગ. ઋતુપર્ણ તો મશ્કરીમાં આમ બોલી રહ્યો છે, પણ એ શબ્દો ખરેખર નળને લાગુ પડે છે એ વાંચનાર જાણે છે, અને ઋતુપર્ણ પાછળથી જાણશે. ૧૭. એક દિવસે........શત જોજન—આનું પારખું દમયંતીના મિથ્યા-સ્વયંવરમાં ઋતુપર્ણને એક દિવસમાં બાહુક પહોંચાડે છે ત્યારે થાય છે. મોટું'...અસાધારણ—'આ તો ભારે વાત, રૂપ ત્યારે આવું અને પાસે વિદ્યા આવી અસાધારણ!' ૧૮-૧૯—મંત્રપાઠ......પામ્યો એહ—નળ જ જે જાણતો હતો તે વિદ્યા તને ક્યાંથી આવડે એવા ઋતુપર્ણના પ્રશ્નનો બાહુક-નળે ગોઠવેલો ખુલાસો. ૨૦. નહીં કરું......કરીને જમું—બાહુક છતાં અંદર વસતો આત્મા તો તેજસ્વી નળનો છે. એનું ગૌરવ ને સ્વમાન કવિએ બાહુક પાસે આ શરતો કરાવીને જાળવ્યું છે. (પણ પછી, કડવાં ૫૩ અને ૫૬માં પોતાને માટે રાખેલી આ છૂટનો વધુ પડતો ઉપયોગ એની

પાસે કરાવી એ જ ગૌરવ એનું પ્રેમાનંદ નીચે પાડે છે, જનમનરંજક રસજમાવટના તાનમાં.) **રહો જેમ તેમ**—તમને ફાવે તેમ, તમારી રીતોએ. ૨૨. **હયદાસપતિ**—હયદાસ એટલે અશ્વપાલકોનો પતિ, એટલે ઉપરી. **જદ્યપિ...વાસો રહ્યો**—નળની અવદશાનો કવિનિર્દેશ. **સંસ્કૃત શ્લોક**—એના અર્થગૌરવ માટે વખણાતા ભારવિના 'કિરાતાર્જુનીય' મહાકાવ્યના નવમા સર્ગમાંથી ચંદ્રવર્ણનનો આ શ્લોક પ્રેમાનંદે ઉતાર્યો છે. એનો 'નીચે આપેલો ગુજરાતી ભાવાર્થ' કવિ દશપનરામનો છે. આખ્યાનની હસ્તપ્રતો એકલો સંસ્કૃત શ્લોક જ દેખાડે છે. આ 'નિત્યે સૂએ શ્લોક એક ભણી' માટે પ્રેમાનંદને સૂચન 'મહાભારત'માંથી મળ્યું છે. 'મહાભારત' જણાવે છે કે નળ પ્રત્યેક સાયંકાળે આ શ્લોક બોલતો હતો: 'ક્ષુધા તથા તૃષાથી પીડિત તે બિચારી થાકીને ક્યાં સૂતી હશે? અને તે મૂર્ખનું સ્મરણ કરતી કરતી આજે આજીવિકા માટે કોની પાસે જશે?' ભાલણે એ શ્લોક આમ લખ્યો છે:

> 'ભૂખી, તરસી, થાકી, નારી સૂતી હશે તેણે ઠામ;
> સતી કિંહાં રહી હશે! મૂરખે કીધુ કામ!' (નળાખ્યાન–ક. ૨૫)

જીવન જે નળનો જ ઋતુપર્ણને ત્યાં આવી રહેલો સારથિ હોય છે પણ જે નળને આ બાહુકના વેશમાં ઓળખી શકતો નથી છતાં બાહુકવેશી નળ જેને ઓળખે છે તેણે આ શ્લોકનો અર્થ પૂછતાં બાહુક તેને દમયંતીની ને પોતે કરેલા તેના ત્યાગની કથા નામ આપ્યા વિના મલમ રીતે કહે છે. પ્રેમાનંદે આ વિગતો ટાળી છે અને શ્લોક તે બહારથી જુદો જ લઈ આવ્યો છે શ્લોકમાં અલંકાર, અર્થાન્તરન્યાસ. વચમાં સંસ્કૃત શ્લોક મૂકવાની પ્રથા મધ્યકાલીન આખ્યાનો—વાર્તાએ દેખાડે છે. શામળે 'મદનમોહના' તથા 'નંદબત્રીસી'માં સંસ્કૃત શ્લોક મૂક્યા છે. **બાળબિહામણો**—બાળકોને બીવડાવી મારે એવો. **કહ્યજને વિજોગ તે કશો?**—આવા કદરૂપા પર વળી મોહી પડતી હતી કઈ સ્ત્રી? ને એને લગ્નરૂપી મૂળ જ ન હોય તો, કુત. વિજોગરૂપી શાખા?

પડોશીઓ આમ વિચારે તે સ્વાભાવિક જ છે. **તે સ્ત્રીએ...વર્યું**—પ્રેમાનંદનો હાસ્યરસ. આવા કટાક્ષ એને ઠીક ફાવે છે. સરખાવો, 'જેણે કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર' ('સુદામાચરિત્ર'). **સુક્તિ**—સુકૃત, પુણ્ય. **વારુ...આપડી**—આગલી લીટીમાંના 'આ સ્વરૂપ'ના કટાક્ષનો વિનોદ જતો રહી આ લીટીમાં બાહુક 'આ ભૂત' બને છે! પ્રેમાનંદ પણ એને માથે કંઈ વીનાડે છે ને! 'આ ભૂતથી એ છૂટી આપડી' એ શબ્દો દમયંતીને છોડીને ચાલ્યા આવેલા નળને સંભળાવવામાં એક પ્રકારનો કાવ્યન્યાય (*Poetic justice*) નહિ? **૨૬. રહ્યા રીઝવી રે**—નળ આવું સાંભળી ખીજાતો નથી; એ કટાક્ષ તો પોતાના બાહુક-રૂપને લાગુ પડે છે, પોતાને નહિ એ ભાનથીસ્તો.

## કડવું ૩૬

### (દમયતીનો વિલાપ)

અહીંથી પ્રેમાનંદ દમયંતીની જાગ્યા પછી શી સ્થિતિ થઈ તેની કથા શરૂ કરે છે. એ હવે ઘણાં કડવાં સુધી સળંગ ચાલુ રહેવાની. મહાભારતનો ક્રમ બદલવામાં પ્રેમાનંદના બે જૈન પુરોગામીઓ પણ છે—નયસુંદર અને સમયસુંદર. ભાલણ અને મેઘરાજ મહાભારતને અનુસરી દમયંતીનાં વીતકોની વાત પહેલી કરે છે અને પછી નળની.

પહેલી ત્રણ કડીઓ દોહરામાં છે. ભાલણના બીજા નળાખ્યાનમાં ૪૯ કડીનું એક આખું કડવું (૨૬ મું) દોહરામાં છે. જૈન અપભ્રંશ કાવ્યપ્રબંધોમાં માત્રામેળ છંદો અને દેશીઓનું મિશ્રણ હોય છે. જૈનેતર આખ્યાનકારોએ બહુધા દેશીઓનો જ ઉપયોગ કર્યો છે. આ જૈનાં અપભ્રંશ પ્રબંધોની પ્રણાલિકાની કંઈક અસર દેશીઓ ભેગા આ દોહરાના પ્રયોગમાં ગણાય કે? પ્રેમાનંદ એમ તો ભુજંગી અને હરિગીતની ચાલ પણ આ આખ્યાનમાં વાપરે છે.

**૧-૩**: પહેલી કડીમાં દમયંતીના દુઃસ્વપ્નની વાત છે. અમંગળ

ભાવિની આગાહી કરતું સ્વપ્ન 'અભિમન્યુ આખ્યાન'માં ઉત્તરાને અને 'રણયજ્ઞ'માં મંદોદરીને આવ્યાનું પ્રેમાનંદે નિરૂપ્યું છે. મૂલકથાનો કે ભાલણનો દમયંતીના આ સ્વપ્નને આધાર નથી. એક નયસુંદરે પોતાના 'નળદમયંતીરાસ'માં દમયંતીનું સ્વપ્ન વર્ણવ્યું છે ખરું. કોમળા—કોમળ. પાઠાન્તર કાચાં—પોચાં, નબળાં. (સરખાવો 'કાચી છાતીનો માણસ' એ લોકભાષાનો પ્રયોગ.). તમારે હાસ—તમારી મશ્કરીથી. ૬. સમ—મરું—મારા સમ, (તમને મશ્કરી સૂઝે છે પણ) હું મરી જઈશ સરખાવો ભાલણ: 'પ્રિયુજી! હાસ કરો છો તહ્મો, હવડાં પ્રાણ છોડશું અહ્મો' ('નળાખ્યાન'–કડવું ૧૬). હાડ—હાડકાં સુધી, ઊંડલી હદે ગાઢ—કલેશ. ફોગટ—નકામું. વ્યર્થ, (ફોગટ–ફોગ પરથી). જુઓ, 'એક કહે ચોરી ફોગટ' (કડવું ૪૪ કડી ૭), 'શો કાગળ ચાતર્યો ફોગટ' (મામેરું). તાણી—જોરથી, સાદ લંબાવીને. વલવલવું—(વિ+લપ્ પરથી, દ્વિર્ભાવથી), વલોપાત કરવો. ભ્રાન્ત—ભ્રાન્તિ, સંદેહ, ખોટી શંકા.

દમયંતીવિલાપનું ભાલણનું કડવું બહુ હૃદયસ્પર્શી છે. જુઓ, ભાલણકૃત 'નળાખ્યાન' કડવું ૧૭.

આ કડવાની વચલી માનુની દશામાં અંતર્યમકના કવિએ કરેલા કુશળ પ્રયોગે વાચકોનું લક્ષ ખેંચવું જોઈએ.

### કડવું ૩૭

(નળવિરહે વલવલતી વૈદર્ભીનું વનભ્રમણ જગત, અધારી રાત અને એમાં વલવલતી ભટકતી દમયંતીનું તાદશ ચિત્રણ.)

આ કડવાની પહેલી પાંચ અને છેલ્લી પાંચ કડીઓ દમયંતીનું ચિત્ર આલેખે છે. છઠ્ઠી ને સાતમી કડીમાં કોતર, ગિરિકરાડ, ચોરાચૂંગા રસ્તા, ટીંબાટેકરા, ખો, ઇત્યાદિ દ્વારા જંગલની પ્રાકૃતિક ભૂગોળ દર્શાવાય છે. સાતમીથી નવમી કડી સુધીમાં વન્ય પશુઓનો ખ્યાલ આપવામાં આવ્યો છે. દસમી ને અગિયારમી કડીએ

વૃક્ષવેલાઓની માહિતી આપવામાં આવી છે આમ ઘાટા અરણ્યનું ચિત્ર વિગતે આલેખાયું છે. પ્રેમાનંદની ચિત્રશક્તિ પ્રશસ્ય છે.

૬ વન—વનમાં, અપ્રત્યયા સપ્તમી. ૬. અશુદ્ધે...બરાડ: વાઘ બરાડા પાડતા હતા છતાં અશુદ્ધિને લીધે (એટલે શરીરનું સાનભાન નહેતું રહ્યું તેથી) તે તેથી ઉધડકી (ચોંકી, ભળી) ઊઠતી ન હતી. ૭ રાફ—રાફડા. ઘોહ—ઘો; (ગોધા-ઘોઆ-ઘો) ૯. શુકરે—ભુંડ. ચિકારડાં—છીંકાગાં હરણ. ચીતરા—ચિત્તા. ફાલુ—એક જાતનું શિયાળ. ૧૦-૧૧ : સરખાવો, કડવાં ૬ ને ૧૪માંનાં વનવર્ણન. ૧૨ ઝિંટાય—ભરાય, અંદર ગૂંચવાઈ પડે. ૧૬ ઘાટ—પહાડમાં થઈ જવાનો રસ્તો; નદીનો ઘાટ.

## કડવુ ૩૮

( દમયંતીનાં વીતકો : પ્રથમ અજગર અને પછી પારધીના પંજામાં. )

૧ : નાર, કુમાર—નારી, કુમારી. ૩ કટ—કટિ, કેડ. કડીએ: ૨, ૪ અને ૬માં દમયંતી ચિત્તાને, શાર્દૂલને અને વૃક્ષને નળની ભાળ પૂછે છે. 'રામાયણ'માં વાલ્મીકિએ અને 'વિક્રમોર્વશીયમ્'માં કાલિદાસે અનુક્રમે સીતાવિરહે વ્યાકુલ રામને અને ઉર્વશીવિરહે વિહ્વળ પુરુરવાને આમ વર્તતા આલેખ્યા છે. આમાં કથનની સરસતા અને ભાવની સચોટતા સધાય છે. ૩-૪માં નળની કટિ અને ગતિની એ નિમિત્તે પ્રશંસા પણ થઈ. ૫ પશુ—અરિ સિંહ (સાવજ) તો દમયંતીને વનદેવી માની રખે તે પોતાને પકડે એ બીકે નાસી જાય છે ! ૬. કહીં—ક્યાંય. ૭ કહું—ક્યાંય. ૯ વિકાસી મુખભાગ—મોં ફાડીને. જાનુ—ઘૂંટણ. ચરી—ચડી. ૧૦ રીડ—ચીસ. ૧૧ ચક્ષ—ચક્ષુ. ૧૨ કંઠે કાચકી—ગળું રુંધાઈ ગયું. રસના—હ્દે: જીભથી ને હૃદયથી. ૧૫ કરતળ—હથેલી, હાથ. દેહ ગ્રહી—એનો દેહ ગ્રહ્યો—પકડ્યો. ૧૬ ભટ પ્રેમાનંદ—પ્રેમાનંદની નમ્રતા જુઓ. એ પોતાને સાદો આખ્યાનકાર ભટ જ કહે છે, કવિ નહિ. તે સાદો આખ્યાનકાર નથી,

પ્રતિભાશાળી કવિ પણ છે. પણ એની શોભા એની નમ્રતામાં છે. પછી ...સુંદરી રે—કવિ દમયંતીનાં હજી તો બીજાં વીતકોની કથા સાંભળવા શ્રોતાઓને તૈયાર કરે છે.

## કડવું ૩૯

( દમયંતીના શાપથી પારધીનો નાશ: દમયતી કલિ-તાપસના આશ્રમમાં )

૧. પહેલી લીટીમાંનો શબ્દાનુપ્રાસ જુઓ. ૨. જુગને જીતી— જાણે દુનિયા આખી પર વિજય મેળવ્યો હોય તેમ. ૩. પાસું— (पार्श्व), એ બાજુનો ભાગ. પારધીના અજગરભક્ષણમાં બીભત્સ રસ. ૪. જીવાંતક—જીવોનો અંત આણનાર, હિંસક પારધી. ૫. વ્યાધ —વ્યાધ, પારધી. ૬. રળી-આનંદ; જુઓ, 'સરિઉ કાજ, મન પૂગી રલી ' ( કહાનડદે પ્રબંધ-ખં. ૪, ક. ૨. ). રીસે—મૂળ 'રસે,' પ્રાસ માટે 'રીસે ' ૭. કવરેલું—વાંકું, કડવું. ૮. ઓસરવા –(अप+सृ પરથી) ખસવા. ઓરૂં—પાસે, નજીક. ( आरात् પરથી ) ખગ—આકાશ ? કે, પક્ષ ( પખ ) ? ૧૦. ગેહેલા...ચૂકવાવાળી—મૂરખા, હું શીલમાં સ્ખલન થવા દઉં એવી નથી. સરખાવો, ' નથી બાઈ તું ચુકવાવાળી...' એ સુદેવના ઉદ્ગાર, કડવું ૪૮.

૧૧. વટેમારુ—વાટે જનાર [ પાઠાન્તર—' નદીતટ જમપુરની વાટે સધારું ' ( શ્રી મંજુલાલ મજમુદારે કરેલા ૩૧ થી ૫૦ કડવાના સંપાદનમાં )] ૧૭–૧૮ : દમયંતીએ પોતાની ખરી પિછાણ આપી છે (જુઓ કડી ૧૦), તેથી જ પારધીના આ ઉદ્ગાર. કર્મદિશા— ભાગ્યદશા. ૧૯. પહેલી લીટી : પારધી ' અશરણશરણ 'ની 'લીલા'નો મહિમા ગાવા મંડી જાય છે ! પ્રેમાનંદનો સૂક્ષ્મ વિનોદ. ૨૦. શું લોભી —કયા લોભે. ' નિર્ગુણ ' પાઠ સારો છે. ૨૧. કમળાપત્ય-લક્ષ્મીપતિ વિષ્ણુ ( કમલા—કમલોદ્ભવા લક્ષ્મી). ૨૨–૨૩ : આર્ત દમયંતીની પ્રભુને પ્રાર્થના. વિઠ્ઠલજી-ભગવાન વિષ્ણુ. ૨૬ માતપિતાની સેવા કરવામાં રોકાયેલા ભક્ત પુંડલીકે તેને દર્શન દેવા આવેલા ભગવાનને

ઊભા રહેવા માટે ફેંકેલી ઈંટ (विट्टि) પર ભક્તવશ ભગવાન ઊભા રહ્યા તે વિઠ્ઠલ-વિઠોબા નામે પંઢરપુરમાં પૂજાયા; એ કથા જેનાં તીર્થયાત્રી સાધુસંતો દ્વારા, કે બીજી રીતે મહારાષ્ટ્રની વિઠ્ઠલ-ભક્તિ ગુજરાતને પરિચિત થયા પછી ગુજરાતી કવિઓ 'વિઠ્ઠલ' શબ્દથી ભગવાનને ઉલ્લેખતા ને સંબોધતા થયા. નરસિંહ મહેતાની કવિતામાં 'વિઠ્ઠલ' શબ્દનો પ્રયોગ મળે છે. નાકર પણ એ વાપરે છે. પ્રેમાનંદના વખત સુધીમાં તો એ ખૂબ પ્રચલિત બની ગયો જણાય છે. વારે—વહારે, મદદે. **મધુસૂદન**—મધુ દૈત્યને મારનાર, વિષ્ણુ. **મામ**—લાજ. **ગ્રાહથી ...મદગળ**—ગજેન્દ્રમોક્ષના પ્રસંગનું સૂચન. ગ્રાહ—મગર. **રાખ્યો**—રક્ષ્યો. **વસિયા થંભ**—પ્રહ્લાદને ખાતર નૃસિંહરૂપ ધરી થાંભલામાંથી પ્રગટી ભગવાને હિરણ્યકશિપુનો વધ કર્યાની પુરાણવાર્તાનો ઉલ્લેખ. **હું વેરે**—મારી સાથે, મારી બાબતમાં. ૨૪-૨૫. **અસતથી હોઉં સ્વતંતર**—અસત્યથી સ્વતંત્ર એટલે એને વશ નહિ તેવી હોઉં તો. **પંચ મહાભૂત**—પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ, જેનું આ ભૌતિક વિશ્વ બન્યું છે. **આપ**—શરીર. ૨૬ **પગના નખથી**—પારધીના. ૨૭. **'પ્રેમદા...શાપ'**—દમયંતીના અંતરની સંસ્કારિતા. પારધીને શાપ્યાનો એને પરિતાપ થાય છે. એણે તો પોતાને અજગરના મોંમાંથી બચાવી હતી! પોતે આવા ઉપકારીને શાપ આપ્યો તે એની કૃતજ્ઞતાને ડંખે છે. શ્રી મંજુલાલ મજમુદારે આની પછી એક લીટી કોઈ હાથપ્રતમાં જોઈ તે ઉતારી છેઃ 'એણે સર્પથકી મૂકાવી, એની વલે કીધી મેં આવી!' પણ 'ઉપકારીને દીધો શાપ'માં બધું સઘનતાથી કહેવાઈ જ જાય છે, તેના આવા ભાષ્યની જરૂર નથી, એટલે એ લીટી ક્ષેપક હોવાનો પૂરતો સંભવ છે. ૨૮. **'લૌકિક લાંછન'** અને 'લોકોના સંદેહ' ના મિથ્યા કલંકથીય અકળાતી અને તેને ધોઈ નાખવા દેહ પાડવાનો નિર્ણય કરતી દમયંતીનું આત્મગૌરવ, સતીત્વ અને સંભાવિતતા (સંભારો, सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते)નું દર્શન. પ્રેમાનંદનો ઉમેરો. ૨૯. **પાંગરો**—દોરી, ઝાડી ચોરવાની

એ ગઠે—ચાકમા, અથિમા. ૩૦ હે વિષ્ણુ અવતરુ—સરખાવો 'રઘુવંશ'માંનો भूयो भूयो मे जन्मान्तरेऽपि त्वमेव भर्ता न च विप्रयोग: એમ પોતાને વનમાં મોકલનાર પતિને સીતાએ મોકલેલા સંદેશમાંનો અંતિમ ઉદ્ગાર. નગે વગર વાંકે તેને છાડી છે ત્યાં મરની વેળા આવતા ભવે તેની જ દાસી પોતાને બનાવવા ભગવાનને પ્રાર્થતી દમયંતી આર્ય સતીઓની ક્ષમાશીલ ઉદારતા અને ઉત્કટ પતિભક્તિનું નમૂનેદાર દૃષ્ટાન્ત બને છે ૩૧ કવિએ તેને મરણથી બચાવી લીધી અને પછી માયા કીધી એમ નહિ તેણે એવી માયા ઊભી કરી કે તેનાથી તેણે દમયંતીને મરણથી ઉગારી લીધી એ માયા તે એક તાપસ અને તેના આશ્રમનું દમયંતીને થતું દર્શન એ જોઈ દમયંતીએ ગળેથી ફાંસો કાઢી નાખ્યો ને તેને તરફ ચાલી ૩૨ નાસા ચઢી—સ્વરોદયશાસ્ત્ર મુજબ કઈ નાડી ચાલે છે એ જોતા ૩૨-૩૩મા શ્લોકન બનેને કળિ નાથે નગેની દમયંતી તો તે નહિ?—એમ પૂછી તેના નળે કરેલા ત્યાગનું કારણ ભરૂપની ભાવનામાં નળને થયેલ અનુરાગ (અપ્રીત) છે એમ સૂચવે છે ૩૪ જોગીએ પોતાના વિશેની આટની કરીકત કહી આપી એટલે એને ઈશ્વરના જ અવતાર માની દમયંતી એને નળના સમાચાર પૂછે છે પ્રશ્ન કરેલા—નળની હકીકતની જિજ્ઞાસા એ પ્રશ્ન છે 'એનું આવિષ્કથન કરો' ૩૫ આ કળિનું તોફાન દમયંતીનો પ્રેમ નળ પરથી હટાવવાનો દુરાશય એનો પ્રેરક છે આગના વચનથી પોતા પર દમયંતીની શ્રદ્ધા બેસાડ્યા પછી તે મન ફાવે તે કરવાનું એને સૂચન કરે છે અત્યાર સુધીમાં દંપતીને દુખી કરવાનું તથા તેને વિખૂટાં પાડવાનું કળિએ જે કર્યું હતું તેને મુકાબલે આ ભયંકર છે અહીં તો તે એમનો પ્રેમ તોડવા અને તેમનું દાંપત્ય વિનષ્ટ કરવા મથે છે ૩૫-૩૬ પણ કળિ ફાવતો નથી દમયંતી તો નળના ક્ષેમકુશળના સમાચારથી હર્ષ પામે છે 'મારા પ્રભુને છે કલ્યાણ' અને 'નક્ષ નારી કરો રાજન, પણ મારાથે તો નળનું ધ્યાન' એ શબ્દો કળિને કેવા મણના ઘા સમાણા વાગ્યા હશે! હવે હાર જ ગણી—નળ ક્ષેમકુશળ છે એ જાણ્યા

પછી તેણે જળફળ લીધાં. ત્યાં સુધી તેણે મોંમાં કશું નાખેલું નહિ. **૩૫-૩૬** બંને કડી દમયંતીના પાત્રને ઘણે ઊંચે લઈ જાય છે. **૩૮ ચાર ઘડીએ...કૌતુક રે :** 'મહાભારત'ની નલકથામાં દમયંતીને ઉત્તર દિશામાં ચાલતાં ચાલતાં વસિષ્ઠ, ભૃગુ અને અત્રિ જેવા તપસ્વીઓથી શોભતું એક તપોવન દેખાયાની વાત આવે છે. પણ તેમાં કળિનું કશું કર્તૃત્વ નથી. ઋષિઓ દુઃખસંતપ્ત દમયંતીને નળ સાથેના તેના સમાગમની અને નળને પુનઃ થનારી રાજ્યપ્રાપ્તિની સુખદ આશ્વાસક ખાતરી આપી, પછી તરત પોતાનાં અગ્નિહોત્ર અને આશ્રમો સાથે અંતર્ધાન થઈ જાય છે (જુઓ 'વનપર્વ'—અધ્યાય ૬૪મો). પ્રેમાનંદે આ બધી માયા કે લીલા કળિની કહી છે. એમાં કળિને તેના દુરાશયમાં વધુ પ્રવૃત્તિ કરતો બતાવી તેના પાત્રને પ્રેમાનંદે સમકાલીન શ્રોતાઓના રંજનાર્થે વધુ સજીવ બનાવ્યું છે. એથી વધુ સારું કાર્ય એ નિમિત્તે જ એણે સાધી લીધું—દમયંતીની અનુપમ પતિભક્તિ અને એના શીલ ફરતું પ્રકાશવર્તુળ દોરવાનું.

## કડવું ૪૦

(દમયંતીનો વિલાપ અને સાર્થદર્શન)

**૨. અકૃત**—ન કરવા લાયક કર્મો. કવિએ આ કડીમાં દમયંતીના મુખમાં વેદનાનીગળતાં વાક્યો મક્યાં છે. **૩. ત્રિલોવનનાયક નર:** ત્રિભુવનમાં શ્રેષ્ઠ પુરુષ. **૪.** દેવો, ને સ્વયંવર વેળા નિરાશ થવાથી શત્રુ બનેલા લોકને આજે કૌતુક અને આનંદ થતાં હશે એવી કલ્પના દમયંતી કરે છે. એને માટે જેનું વર્તન જવાબદાર છે તે નળને માટે તે એક પણ કડવો શબ્દ ઉચ્ચારતી નથી. ઊલટું 'લક્ષણવંતે' શબ્દથી એને નવાજી તેણે આવું રિપુઓને હસાવે એવું વર્તન કેમ કર્યું તેનો મૃદુ ઉપાલંભ આપે છે. **૫ ભામણે**—વારણે. **૮.** શબ્દાનુપ્રાસ નોંધપાત્ર.

## કડવું ૪૧

(વણજારાઓ વચ્ચે દમયંતી: અહીં પણ કલિએ પકડેલો એનો પીછો)

આખ્યાનકારને આવા સુગેય કડવા વખતે પોતાના કંઠની કળા

લોકોને દેખાડવાનો ઠીક મેકો મળતો હશે

**સામભરી**—ચાસભરી વણજારા (वाणिज्यकार પરથી) – બળદોની પોઠ લઈ એક સ્થળથી બીજે સ્થળે જઈ માલ વેચનાર **વેપારી** જૂના વખતમા આપણે ત્યા એ જ રીતે દેશના છેક ઊંડાણના ગામડા સુધી પરદેશનો વેપાર થતો સાચુ **નદીતીર** છો પાણી આગળ ઊભા છો, એટલે જરૂર ખોવશો નહિ 'અદ્ભુત ગોરુ ગાત્ર રે' થી 'એવા નૈષધનાથ દીઠડા, વેપારી રે' સુધી દમયતી વણજારા આગળ નળનુ સ્વરૂપ વર્ણવે છે દમયતીના રૂપને પ્રેમાનદે એકથી વધુ વખત, જ્યારે તક મળી ત્યારે, વર્ણવ્યુ છે નળરૂપવર્ણન એટલી બધી વખત ન થયાની ઊણપ આ વર્ણનથી ભરપાઈ કરી નાયક અને નાયિકા ઉભયને સરખી પ્રશસા તેણે જોખી આપી છે દીઠે.

જાત્ર. એના દર્શને અડસઠે તીર્થની યાત્રા થઈ સમજવી લહેરિયુ— રગાતુ ઘણુ. **આંબાની કાતળી**—કેરીની ચીર? મુગટ, કુડળ, લહેરિયુ', આદિનો ઉલ્લેખ 'સર્વ તણુ એક થઈ નાખી ઊંડો નળ ભૂપાળ છ' (કડવુ ૩૦)એ વર્ણન સાથે સુસગત નથી કૃત્યા—ડાકણ **શાકણી**—પિશાચિની કો કહે .જેયે ઘણા— જનસ્વભાવનો ચતુ નિરીક્ષક-નિરૂપક પ્રેમાનદ વણજારામાના કોઈ મશ્કરા અને કોઈ ઈશ્કી લાલાઓના ઉદ્ગાર અને ચેષ્ટાઓ અહી વર્ણવે છે, અને દમયતીને તે વખતે કેવો માનસિક ત્રાસ સહન કરવો પડતો હશે તેનો ખ્યાલ આપણામા જગાડે છે **મણા**—ખામી, કમિના ચુપ રહ્યા કે—જ્યદ્રથે પણ દ્રૌપદીને તરકયા કરી ત્યા છે ને? હોકમાંડે.. **મળી ઊતરી**—નાવમા બેઠેલા લોકોના સમૂહમા ભળી જઈ તે નાવમાથી બહાર નીચે ઊતરી પાધર **મગદળી**—છડી કચડી ખાઉ (बाज પરથી) વિવેકહીન, અણઘડનાં વગર. **પાપી**—કર્મ ગાજ—ગાજેએ

હાથીના ટોળાએ વણજારાઓને કચ્ચરઘાણ કાઢ્યાનો પ્રસગ 'મહાભારત'મા પણ છે, પરતુ મત્ત વન્ય હાથીઓએ વણજારા ના પાળેલા હાથીઓ પર કરેલા આક્રમણને કારણે માર્ગ જવાબમા લગ્યુ

છે હાથીઓ પાસે હલ્યો ક ન્નો દુર્દૈવ, એમ 'વનપર્વ' (અ ૬૫, શ્લો ૬૫) કહે છે, પણ તે કલિને તીરે નથી પ્રેમાનદે આ ઘટના માટે પણ કલિને જ્વાબદાર નિરૂપ્યો છે એથી સિદ્ધ થઈ હાથીઓને બીવડાવ્યા એ પ્રસગમાય કવિએ દમયતીના સતીત્વનુ ગૌરવ કરવાની તક લીધી જેમણે એ સતી પ્રત્યે કવેણ કાઢયા હતા એમને એથી શિક્ષા મળી ગઈ

૨૪ અવિષ્ટાતા—ઉપરી, ગેર સાર્થવાહ જીવતો સાથ—બચેલા, જીવતા રહેલા સાથીઓ ૨૫ તુને જન્તુ—પાઠાતરો જુઓ ૨૬ એવે કળિજુગ આવિયો—આ પણ પ્રેમાનદનો ઉમેરો તિથિપત્ર—ટીપણુ ૨૭ વ્યાપારી ન રેહે—પાઠાંતરો જુઓ ૨૮ ઉતપાત—ઉ પાત, વિનાશ કાલ—કાળ, મહાગ્ના દેવ

## કડવુ ૪૨

(દમયતીને પણુજારીઓનો ના ને તેનુ માસીના નગરમા આગમન)

ગડદ્મ બે ઘડી—પ્રેમાનદનુ વખાણુ બધી બાબતમા ઉત્કટ. દમયતીને માથે ગુજરવામાય એ કઈ બાકી રાખતો નથી! કાંટા પડે —કાયરી પડે, તરસ ને શોષથી બ્ય ધન—વસ્ત્રનું ? કનુકીનુ ? કેશના અબોડાનુ ? રાખો—રક્ષો, બચાવો આપત અવસ્તા—આપત્તિની અવસ્થામાં પુરમાં પેઠી ..કર આડો ધરે—નગરમા ચોકો તથા બાળકોને હાથે થતી દમયતીની દુર્દશાનુ ચિત્રાત્મક વર્ણન નગરલોક અને બાળકોના વર્તનને મહાભારતનો તેમ ભાલણ અને નાકરનાં નળાખ્યાન 'નો આધાર છે બાહુકની આવી વને અયોધ્યામા થયેલી.

માસીએ ઓળખી નહિ રે—એથી જ તો દમયતીની અવદશામાં હજી કઈ બાકી રહ્યુ હોય તેમ કળિનો છેલ્લો પ્રહાર— મ્હાચોરીના આળનો—માશીને ઘેર એને પડવાનો, અને સુદેર આવતાં ચના એના અભિમાનનો પ્રસગ ચમત્કૃતિવાળો બનવાનો

પ્રેમાનંદ ભાણેજે માશીને ઓળખી એમ નિરૂપે છે, પણ મહાભારતકથા દમયંતીને પણ માશીથી અજાણી રાખે છે અને એ વધુ સારું છે. અભિજ્ઞાન બંને પક્ષને એક સાથે થાય તે વધુ ચમત્કૃતિસાધક બને. વ્યાસ દમયંતીની માશીનું નામ છેક લગી આપતા જ નથી, અને તેની દીકરીનું નામ સુનંદા રાખે છે. પ્રેમાનંદ માશીને ભાનુમતી અને તેની દીકરીને ઇંદુમતી નામ આપે છે. એમ થોડીક સ્વતંત્રતા ન બતાવે તો એ પ્રેમાનંદ શાનો? વલણના છેલ્લા ચરણનાં પાઠાંતરો વિચારો.

## કડવું ૪૩

(દમયંતીનો માશીને ત્યાં નિવાસ: હારની ચોરીનો પ્રસંગ)

૧. **અવાસ...તણે**—ભાનુમતીનો મહેલ જોઈ અંજાઈ ગયાનું તે દેખાડતી ન હતી: તેના કરતાં વધુ ભવ્ય ને સમૃદ્ધિવંત મહાલય એણે જોયેલ છે એટલે. **પરભવી**—પરાભવી, દુ:ખી કરી. ૨. દમયંતીના રૂપ અને દેખાવનો તેની માશી પર પડેલો પ્રભાવ. **વ્રથા**—વ્યથા. **કર્મભાવે**—કર્મને લીધે. ૫–૬: પ્રેમાનંદની કુશળતા. માશીને દમયંતી એનની દીકરી જેવી જ લાગે છે, ક્યાંક એને જોઈ હોય એવી પણ એને લાગે છે, છતાં એની અવસ્થા જુદી જોઈ પોતાનો સંદેહ તે કાઢી નાખે છે. 'તેને નોહે અવસ્થા એહેવી'માં નાટ્યહાસ જેવું તત્ત્વ છે. જોકે અહીં એક પ્રશ્ન થાય છેઃ દમયંતી અને નળની થયેલી દુર્દશાની વાત એને કાને હજી સુધી આવી જ નહિ હોય? ૭–૮. ગ્રેહ–ગૃહે, ઘરમાં. **મામ**—સ્વત્વ, પોતાપણું. દમયંતીની શરતોમાં 'નહિ કરું હું નીચું કામ' એના ગૌરવને જાળવી રાખે એવી છે. ભાલણ અને નાકર પણ આવી શરતો દમયંતીની વર્ણવે છે. નળે પણ ઋતુપર્ણને ત્યાં રહેતી વેળા આવી શરતો કરી છે. ૯. **આમાન**—આમાન્ન, કાચા રાંધ્યા વિનાના અનાજનું સીધું. ૧૦. વિદેશી વિપ્રને આમાન્ન આપવા પાછળ તથા ટહેલિયાને બોલાવવા પાછળ તેનો હેતુ છે, 'નળ સ્વામી થાય છતો' એ. ૧૨. કળિની ચિંતા. દમયંતીના મનમાંથી નળને એને કઢાવવો છે, નળથી

એને મનથી ચળાવવી છે, એટલા માટે નળ પ્રત્યે એને દ્વેષ-રોષ જગાડવા છે. એ માટે એણે એને દુ:ખ આપવામાં કંઈ બાકી રાખ્યું નહિ અને છતાં 'નળથી મન ચળે નહિ સતી'! કળિનો પરાજય આમાં જ છે. નળ-દમયંતીના શરીર પર એ કેટલુંક નીતાડી શકે છે, નળના ચિત્તમાં પણ તે થોડો વખત વિકાર ઉપજાવી શકે છે, પણ દમયંતીની પતિપરાયણતાના અને સતીત્વનો દુર્ગ તો તેને માટે અભેદ્ય જ રહે છે. એના કોટકાંગરાની એક કાંકરી પણ કળિનાં અનેક દુ:ખશસ્ત્રાસ્ત્રો ખેરવી શકતાં નથી. અબલા તેને માટે ખરેખર પ્રબલા નીવડી છે. અન્યોન્ય-પરાયણ પતિપત્નીનો દૃઢ, ઊંડો અને શુદ્ધ પ્રેમ અને તેનો વિચ્છેદ અને વિનાશ લાવે. એવાં દ્વેષ, રોષ, ગેરસમજૂતિ ને કલહને-કળિને ક્યારેયે ફાવવા ન જ દે. ૧૭. **સ્વામી-દ્રોહી... કુંભીપાક**—'સ્વામીદ્રોહી કુંભીપાકમાં પડે એ હું જાણું છું' આમ સૂચવવાનો આશય છે. **કુંભીપાક**-એક નરક. દમયંતી ખોટા આળથી કેવી ધગી ઊઠે છે!

## કડવું ૪૪

(ઇંદુમતી-દમયંતી સંવાદ; હારની ચોરીનું આળ.)

પહેલી ૭ કડીઓમાં ત્વરિત ગતિથી ચાલતો ઇંદુમતી અને દમયંતીનો સંવાદ કુશળતાથી નિરૂપાયો છે. ૧. **હુલાવે—ચડાવે**: પાઠાંતરો જુઓ. ૨. **તસ્કર........ઝાલે**: વસ્તુ સાથે માણસ પકડાય તો એને ચોર ઠરાવી બંધાય, અમસ્તા નહિ. પાઠાંતરો વિચારો. ૪. **અશાયવી... ...પાણિ?** મને તમે એવી હલકા વર્નનવાળી કઈ રીતે જાણી? હું હાર ઉઠાવી જતી હોઉં અને તમે હારવાળો મારો હાથ પકડ્યો છે? ૭ **આપાપાણું**—પોતપોતાનું. **ચોરી ફાંસુ**—ચોરીની વાત (એનું આળ) ખોટી છે. ૯. **હું તો........દાસ**: 'સતી કેમ વરાંસે (ભૂલ કરે)' અને 'સતીને કેમ કહેવાશે' એ પાઠાંતરમાં તેમ જ અત્ર દમયંતીને કેવો સુંદર અર્ઘ્ય અપાયો છે! **દાસ**—

દાસી. નિવર્તે—મટે. હાસ—મશ્કરી, મજાક. ૧૦. સરખે. ...: કૌતુક: (૧) સરખે સરખામાં આવી મશ્કરી થાય, એટલે એવી તેં કરી હોય તો નવાઈ નહિ. પણ હવે મશ્કરી મૂકી હાર આપી દે. (૨) મશ્કરી સરખે સરખામાં હોય; રાજકુમારી ને દાસી વચ્ચે એવો મશ્કરીનો સંબંધ હોય નહિ. માટે હાર લીધો હોય તો આપી દે પાછો. મા તાણો—વધુ આગ્રહ ન કરાવ. 'રાજકુંવર' પાઠ વધુ સારો. રિસાળ—ખીજાળ, ક્રોધી. જાણોવાણો—જાણ, જાહેરાત. ૧૧. માળા હોયે.........ઉત્તર દીજે: પ્રેમાનંદનો 'ગુજરાતી' સ્પર્શ! કોઈ આધેડ ગુજરાતણ નોકર બાઈને કેસલાવતી હોય તેમ લાક્ષણિક સ્ત્રી-ભાષામાં દલીલ કરી ભાનુમતી કહે છે: 'માળા આપણા ઘરની એટલે બાપના ઘરની હોય તો તો બળી, એની કંઈ શોધાશોધ ન કરીએ તોય વાંધો નહિ—એમાં કોણ પૂછે એમ હતું? પણ આ તો એના સસરાના ઘરનો હાર છે, એ ક્યાં ગયો એમ પૂછે તો ઇંદુમતી એને શો જવાબ આપે?' આ એક જ વાકય એના પાત્રને કેવું સજીવ બનાવી દે છે! ૧૨. અપવાદ—આળ. બીજી લીટી આવેશમાં બોલાયેલી છે. 'તમારો હાર મેં લીધો છે, બસ? અને હવે તમને આપી દઈશ એ!' આવો કંઈક અર્થ છે. ૧૩. અમો...... અભિલાખી: દમયંતીનું સ્વમાન અને આત્મગૌરવ. ૧૫. આકળી—(आकुल)-બ્હાવરી. ૧૬. પછે......જગદીશ રે: કોઈનું ન મળે ત્યારે એ અનાથના નાથનું જ શરણ લેવાનું રહે ને?

## કડવું ૪૫

(દમયંતીની આર્ત પ્રાર્થના: એના સતનો જય)

દમયંતીએ અત્યાર સુધી વેઠેલાં વીતકોની પરાકાષ્ઠા જેવો આ પ્રસંગ છે. નિર્દોષને દુનિયા આગળ ગુનેગારના પિંજરામાં ઊભા રહેવું પડે છે, અને *ન્યાય કોઈ આપી શકે એમ નથી, કારણ, સત્ય કોઈ* જાણતું નથી. એના હૈયામાં વેદનાના ઓઘ ઊછળે છે. ડસડસતા હૈયા-

ની એ વેદના 'સત્યસંગાથી' હરિ, જેના એકના તરફ જ, નાખી નજર હવે તેની પહોંચતી હતી, તેની આગળ ઠાલવી. પોતાના દુઃખ અને આ અન્યાયની ફરિયાદ એ તેની આગળ વાંચનાર-સાંભળનારનાં હૈયાં હલાવી નાખે એવી વાણીમાં પેશ કરે છે, અને એ અનાથ-બંધુને પોતાની વહારે ધાવા વીનવે છે. એની માશીએ કહ્યું હતું તેમ એ 'નારાયણની દાસ' જ છે. તેથી એ અત્યારે એને જ કાને પોતાની ધા નાખે છે. કડવું હૃદયદ્રાવક છે. તેવો જ તેનો ભાવાનુકૂળ ઢાળ છે.

૨. સત્યસંઘાતી—સત્યના, સતિયાંના, એરૂ. 'હરિ, હું કહીં એ નથી સમાતી'માં કેટલી બધી કરુણતા છે! અને વાત સાચી જ છે. અત્યારસુધીનાં એનાં વીતકોએ આ જ સિદ્ધ કરી દેખાડયું છે. ૨. કરતું—કરતૂક, કર્મ, પાપ. ચોરી થકી શું નરતું ?—ચોરીના ખોટા આળ જેવું દુઃખ બીજું કયું ? ૩. હું.........ધીર : હું દુઃખમાં સ્વસ્થ રહી શકું એવી નથી, દુઃખ ખમી શકું એવી નથી. ૪. હું હરખે હણાઈ...ગણાઈ : (૧) અહીં આશ્રય મળતાં હવે મારા દુઃખનો છેડો આવ્યો એમ માની હું હરખાઈ ગઈ, પણ તેમાંથી જ અહીં તો ચોરટી ગણાવાથી મારે મરવાનું થયું; (૨) ત્રિભુવન-સુંદર નળને વરી હું હરખાઈ ગઈ, પણ ત્યાં તો આ બધાં દુઃખોથી અને તેમાંય આ ચોરીના આરોપથી વાજ આવી ગઈ છું, અધમૂઈ થઈ ગઈ છું. હું કોની ને કોણતણી : કોણ પિતાની હું પુત્રી, કોણ પતિની હું નારી ? ને મારી આ દશા ! અથવા, અત્યારે મારું કોણ, સિવાય આપ ? ૬. સાહુ — સાધુને. મહીણાં — મહેણાં. ૭. અંતરજામીએ૦—ઈશ્વરને પ્રાર્થ્યા એટલે તેણે જ દમયંતીને સુઝાડયું. રાતી—ધવાયેલી નિર્દોષતાના પુણ્યપ્રકોપથી લાલ. ૧૨. સાખી—સાક્ષી. બાઈ...........ફાટી પડજે—સતીની કકળતી આંતરડીનો શાપ. 'તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય' : એમ દમયંતીની આ હાય કળિને દઝાડે છે. 'મહાભારત'માં દમયંતી કળિને શાપે છે, પણ તે નળ તેને છોડી ગયા પછી થોડાં જ સમયમાં, અને

એમ કહીને કે 'જેના મિથ્યા દ્વેષથી દુ:ખપીડિત થયેલા નૈષધરાજ દુ:ખ ભોગવે છે તે દુ:ખ આપનાર અમારા કરતાં અધિક દુ:ખી થાઓ.' પ્રેમાનંદે દમયંતીનાં દુ:ખોની સરદોય જેવા હારચોરીના આળના પ્રસંગે આ શાપ તેની પાસે ઉચ્ચારાવ્યો છે. અલબત્ત, વચમાં તેને પારધીને શાપવો પડ્યો છે, પણ તે તો એના બળાત્કારક આક્રમણમાંથી બચવા. જોવા જેવું આ છે કે દમયંતીનો આ શાપ હાર લેનારની જ સામે ફેંકાય છે, પતિને તથા પોતાને દુ:ખ આપનાર સત્ત્વની સામે નહિ, અને એટલે કળિ ફાટી પડતો – નાશ પામતો – નથી, હાર ગળનાર ટોડલો જ ફાટે છે! પાછળ પડી પતિને તથા પોતાને દુ:ખ દેનાર કોઈ હોવાની શંકા દમયંતીને આ આખ્યાનમાં આવતી નથી. તેમ વળી એનુ હૃદય એટલું કોમળ છે કે શાપ તેના મોંમાથી તરત નીકળી શકે પણ નહિ. પારધીના નાશ પછી એનુ અંતર કેવું ફફડી ઊઠ્યું! ૯. ચડેડાટ .. ફાટ્યો—પાઠાંતરો જુઓ. ૧૦. વરસ્યો........વરસાદ: ઘણા-બધા હારનો વરસાદ વરસ્યો એમ નહિ, પેલો ઇન્દુમતીનો હાર, જેમ વરસાદ અદ્ધરથી નીચે પડે છે તેમ, ટોડલામાંથી નીચે પડ્યો, એવો અર્થ છે. અદકાં (અધિક)—ચડિયાતાં. ટગટગ જોતી—આશ્ચર્યમૂઢ બનીને સ્થિર આંખે જોતી. પાગે—પગે. ૧૨ સાત્ર—સાધુશીલા, સાધ્વી. ઓશિયાળી—ઝંખવાણી, શરમીંદી. વાળી—ફેરવીને

આ હારનો પ્રસંગ પ્રેમાનંદે કેવો વિગતે ખીલવ્યો છે! આ પ્રસંગ 'મહાભારત'ના નલોપાખ્યાનમાં નથી, ભાલણના 'નળા-ખ્યાન'માં અને નયસુંદરના 'નળદમયંતીરાસ'માં પણ નથી. નાકર-ના 'નળાખ્યાન'માં એ પ્રથમ જોવામાં આવે છે. એ સંબંધમાં રામલાલ મોદીએ લખ્યું છે: 'નાકરના નળાખ્યાનની રા. (હરિ-નારાયણ) આચાર્યની જૂની પ્રતમાં નથી, પરન્તુ ગુજરાતી પ્રેસની પ્રતમાં છે, એટલે તે ક્ષેપક હશે એમ લાગે છે. તેમાં પણ માશીના ઘરનો પ્રસંગ નથી. પણ નળદમયંતી વનમાં નીકળતાં કોઈ મિત્રને ઘેર રહે છે, ત્યાં કાળપુરુષ હાર ચોરીને ટોડલામાં પેસી જાય છે. પરન્તુ

પ્રેમાનંદ જે રીતે ઇન્દુમતી પાસે મ્હેણાં મરાવે છે તે રીતે તેમાં નથી.' (ભાલણકૃત 'બે નળાખ્યાન'—ઉપોદ્ઘાત પૃ. ૧૭).

આ જોતાં કળિના હાર ચોરી ટોલ્લામાં સમાઈ જવાના પ્રસંગનું સૂચન પ્રેમાનંદે નાકરમાંથી લીધું છે, પણ એના વિસ્તૃત કલાત્મક નિરૂપણની જવાબદારી અને યશ એનાં પોતાનાં છે.

આ કડવાના પ્રસંગ સાથે દમયંતીના દુઃખના દહાડા પૂરા થઈ વળતાં પાણી શરૂ થાય છે.

## કડવું ૪૬

(નળ તથા દમયંતીની ભીમકે કરાવેલી શોધ.)

દ્યૂતમાં હાર્યા પછી નળ અને દમયંતીની અનુક્રમે શી સ્થિતિ થઈ તે ગયા કડવા સુધી વિગતે વર્ણવી આ કડવાથી આખ્યાનકાર તેમના 'પુનર્મિલન માટેની તૈયારી આદરે છે.

૧. સંભાગે કડવું ૩૬મું, તેમ જ 'બાળકાં વોળાવ્યાં વિપ્ર સંગાથે.' કડવું ૩૨, કડી ૧. ૨. દમયંતીની બે સાહેલીઓ પણ કુંદનપુર આવે છે. એમાં બીજીનું નામ સૌથી જૂની પ્રત ગ્રં. ૧માં કેશિની છે, પણ બીજી હસ્તપ્રતોમાં 'કેશવી' છે. જેમ **પ્રાણવહોણી** દેહ—અલંકાર, ઉપમા. **અકૃત**—નળનું દ્યૂતનું અકૃત અને તેનું અશુભ પરિણામ. ૪. **છોરું છેહ પામિયા**—બાળકો માતપિતાથી છૂટાં પડવાનું દુઃખ પામ્યાં. ૫ 'દેહી'નાં પાઠાન્તરો જુઓ. ૬. **જાતાં... ...જાણ્યું**: ચાલ્યા ગયેલા જમાઈનું જોગી–વનવાસી થઈને જવું તેણે જાણ્યું. ૬. **સહિજન**—સ્વજન. ૮. **માયા ઉતારી**—બાળકો પરથી, દમયંતી પરથી નહિ: દમયંતી પરથી માયા ઉતારી નળ ચાલ્યો ગયાની વાત સુદેવ તે વેળા ક્યાંથી જાણે? ૯. શબ્દાનુપ્રાસ જુઓ. **નિશ્વાસે ......સૂકે**: કવિશાઈ ઉત્કટ આલેખન; અલંકાર અતિશયોક્તિ. ૧૦. એ પરિસ્થિતિમાં સ્વાભાવિક એવું સૌનું વર્તન જુઓ. સ્વયંવર-ભૂમિ પર ગણે નળ ને દમયંતીનાં પગલાં તાજાં જ પડેલાં એમ ને એમ

ફ્રજી ટકી રહ્યા હોય તેમ એ ભૂમિને જોઈ એ સુખદ પ્રસગ આ દુખની વેળાયે સૌ સભાગીને તાજો કરે છે માનવચિત્ત વ્યાપારોના કુશળ જ્ઞાતા અને કલાકાર પ્રેમાનદનુ અહી દર્શન થાય છે ૧૧ પૂજ્ય—જમાઈ ૧૦ માતાના હૃદયનુ નિરૂપણ ૧૩ છેક—ઠેઠ ૧૫ મેળાવો મેળાપ, (मेलपक), સમાગમ હુરો—થશે. ૧૬. ચ્રાડ—ચ્રાવ ચઢાવ્યો પાડ તેને ફૂલ ચડાવ્યા, 'ગુરુ તમ વિના અર્થ ન સરે' એમ કહીને

## કડવુ ૪૭

(સુદેવને મળેલો દમયતીનો પત્તો સુદેવ-દમયતી મિલન)

૧ અટણુ—પરિભ્રમણ કળા પાડી—ચહેરા ને શરીરની કાંતિ ઝાખી કરી નાખી નવ્યુ ગાત્ર—શરીર પણ વગ્નુ—બેડોળ લાગે એવુ કર્યું ૨ પાત્ર જોખમ—જેને સાચવવાની કે જેના ખોવાવાની ચિન્તા ગણવી ન પડે એવુ જોખમરહિત (તુબી)પાત્ર તેણે હાથમ નાખ્યુ હતુ જયેષ્ઠિકા—લાકડી વસન—વસન, વસ્ત્ર ૩ નવાણ—જળાશય ઓવાન—પાણીવાટ ૪ સમવાય—સમુદાય શોધ ત્રુણો—એમા કયાય દમયતીને ન દેખતા, નિરાશામા ૭ પાત્રનુ—બધા પાઠાન્તરો વિચારી ચોથી પદ્ય મધ્યમેસનો પાઠ નક્કી કરો 'યત્નુ' સારો પાઠ છે. પણ પછીની પક્તિ જોતા 'પાત્રનુ' ને 'પથીનુ' વધુ યોગ્ય લાગે આવી નળગય કે આમ કરતા ક્યારેક આવાઓમાથી નળગાય આવી મળે ૯ વાડવ—બ્રાહ્મણ ૧૧ અહમેવ—મર્વ ઝરુક— મડપ, વેદિની આસપાસનો ભાગ? ૧૦ રેણુ—ધૂળ, ૨૪ 'રૂઠ દુર્બળ રેણુએ ભર્યો, જ્યેષ્ઠિકાએ તુબી ભરાવ્યું' આ એમ જ પક્તિમા સુદેવનુ ચિત્ર કવિએ કેવુ ખડુ કર્યું છે! આ નળ ક્યાથી આવ્યું' પ્રેમાનદી વિનોદ વિપરીત-લક્ષણાનો કટાક્ષ ૧૩ જનો —જેવો (यात्रा-जिय्यो પરથી) ગેહેલો—ગેલો, (गृहीतक પરથી) ૧૩-૧૪ જમો-ધસ્યો, ગેનિયા—ટહુકિયા, ભઇ-દયના અતર્યમક

નોંધપાત્ર. ભિક્ષુક...સંબંધે: દમયંતીની ભાળ કાઢવા સ્ત્રીઓ તરફ જ નજર ફેરવવાના એના વર્તનથી સુદેવને કેવું સાંભળવું પડે છે! લોકો તો એવાને આમ જ કહે ને? નિરૂપણ વાસ્તવિક છે. ૧૫. કલેવર—દેહ. ૧૬. નિમેષ...નયણે: નિમેષ-પલકારા થતા અટકી ગયા, તેમની આંખો સ્થિર બની એકમેક પર મીટ માંડીને જોવા લાગી. બેહુ—બેઉ. ૧૮. એંધાણ: (અભિજ્ઞાન-અહિણ્ણાણ-અહિનાણ-અઇંદ્દાણ-એંધાણ)—તેને ઓળખાવનારું લક્ષણ કે નિશાની. ભામનીના...ભાણ: દમયંતીના લલાટ પર વિધિએ સૂર્ય (ભાણ) જેવું ચિહ્ન (લાખું?) મૂક્યું હતું. ગોપ—ગોપ્ય, ગુપ્ત, ઢાંક્યું. કેશ કેરી લટ—વાળની લટોમાં. ૨૦. નેત્ર ગળે જેમ નેત્ર—ઉપમા જાણીતી છે પણ અહીં ઘણી ઉચિત છે. ૨૧. વાર્તા—રચના.

## કડવું ૪૮

(ભાનુમતીને થયેલું દમયંતીનું સાચું અભિજ્ઞાન.)

આ કડવામાં પ્રેમાનંદ પોતાનું સંવાદકૌશલ પ્રદર્શિત કરે છે. એકેક લીટીમાં દમયંતી અને સુદેવના સવાલજવાબ ૭ કડી સુધી ચાલે છે, એમાં કેટલી બધી સ્વાભાવિકતા અને સજીવતા છે! આમ ઉભય પક્ષે હૃદય લાગણીમાં વહી રહ્યાં હોય ત્યારે વાક્યો લાંબાં ન હોય. એકમેકના મોંમાંથી ઉદ્‌ગાર નીકળે ત્યાં બીજા પામે એનો જવાબ તૈયાર જ હોય. ત્યાર પછીની કડીઓમાં સુદેવ અને ભાનુમતી વચ્ચેનો સંવાદ છે. (જુઓ કડવા ૨૨ની ૧૪-૧૭ કડીઓના વિવરણમાંની નોંધ).

રાકે...મુનિ—તમે અમારા ઘરના પુરોહિત (મુનિ) સુદેવ તો નહિ? સૂની (શૂન્ય)—ખાલી. માડી—વાત્સલ્યસૂચક. સરખાવો तात શબ્દનો સંસ્કૃતમાં થતો એવો જ પ્રયોગ (દા. ત. न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति।) વાછળ-(વાત્સલ્ય), પ્રેમ, વહાલ. હું... ચૂકી: દમયંતીનો ઉત્તર જુઓ. પતિનો તે કશો વાંક કાઢતી નથી, 'મારો કંઈક દોષ થયો' એમ કહે છે. 'નથી બાઈ તું સુખવાવાળી' એવા એને પૂરી ઓળખના સુદેવના આપણું વાચકોનુય અનુમોદન મેળવી જતા ઉદ્‌ગારનો તે તુરત

રાજસ્સોડામાં દાસીમાણસને પેટ પૂરતું ખાવા આપવાની તાણ હોય! પાત્રોનું ગુજરાતીકરણ પ્રેમાનંદ કરે છે તે આ રીતે. **વસતું લેખ્યું વન**—વસતી(વસતું)ને તેં વન ગણ્યું, વનમાં જ પોતે વસતી હોય એમ તેં ગણ્યુ-કર્યું (એટલે થોડું ખાવાનું મળ્યે તેં સંતોષ માન્યો). શ્રી. મંજુલાલ મજમુદારે છાપેલો પાઠ 'સૂકાયું વદન' અર્થ બેસાડવાની ભાંજગડ રહેવા દેશે નહિ, પણ એ પ્રેમાનંદીય લાગતો નથી. 'ઓછું આપ્યું અન્ન' ને 'વસતું લેખ્યું વન'માંનો શબ્દાનુપ્રાસ નોંધપાત્ર. એ તો પ્રેમાનંદને સહજસિદ્ધ છે ૩ **છબીલી**—કાન્તિમતી; (छवि+ल પરથી). **પરાધીન૦**—શબ્દાનુપ્રાસની કરામત. પછીની લીટીઓમાં પણ એ દેખાશે. **પિંડ**—શરીર. ૪. 'દીકરી' ને 'ઠીંકરી'ના પ્રાસ માટે જુઓ 'મામેરું': 'ઘડો ફૂટ્યે જેવી ઠીંકરી, મા વિના તેવી દીકરી.' **ફ નેહેરી**—માથામાં નાખવાનું તેલ. **નાડું**—અંબોડે બાંધવાનું. ૭ **દાધું...ટાઢું**—ભાનુમતીની અંતરવેદના. **ફૂલફૂલી**—ફૂલ જેવી, પુષ્પસુકુમાર. સર૦ 'એક કટકી કાપડું નવ પામી પુત્રી મારી ફૂલફૂલી છે.' (મામેરું). **ગોઝારી**—ગોહત્યા કરનાર તે ગોઝારું, પાપી. ૯. **છછોરી**—ક્ષુદ્ર, છોકરમનવાળી, ઉછાંછળી. બીજી લીટી: હું ભૂંડી એવી વાત હવે જન્માન્તર સુધી ચાલ્યાં કરશે, કારણ, મેં 'ચડાવી હારની ચોરી.' 'હું' ને બદલે 'એ'નો પાઠ પણ છે, તો 'આ વાત હવે ચાલ્યાં કરવાની,' એવો અર્થ થશે. ૧૦ રૂપકની કવિલીલા જુઓ. **સુતસૂરજને**—ભાનુમતીના પુત્ર (સુત) રૂપી સૂર્યને. **સારંગપાણ**—શાર્ઙ્ગ (ધનુષ્ય) જેના હાથમાં શોભે છે તે, વિષ્ણુ ૧૩. **માન્યો**—સન્માન્યો. **સુનિજન**—સુદેવ. ૧૬ **છાં**—છો, છે. ૧૭ **ખેડી**—ચલાવી. **સુખપાલ**—પાલખી. **રાખે**—રાખજે (સરખાવો, આગલી કડીનો 'કરે'=કરજે).

## કડવું ૫૦

(દમયંતીનું પિતૃગૃહે આગમન.)

પ્રેમાનંદની ચિત્રો ખડાં કરતી વર્ણનછટા અને માનવીના અંતરના ભાવોના કલાત્મક નિરૂપણનો પરિચય કરાવતું આ કડવું તેના ઢાળને

વીર્યેય આકર્ષક બને છે. ઔત્સુક્ય અને ઉલ્લાસના મહીં ઝીલા કરવાના વાતાવરણ અને ભાવોનું આ દેશી કેવું અનુકૂળ વાહન બને છે! પ્રેમાનંદની કવિપ્રતિભા અહીં બરાબર ખીલે છે.

૧-૩ : હરખભર્યા સુદેવનું દમયંતીને સંબોધન. દમયંતીને તેના પીયરના નગરના ગઢના કાંગરા અને સાંકળે બાંધ્યા ( લાંગર્યા ) હાથીઓ તે દેખાડે છે. ૪-૯ : આ દમયંતીના ઉદ્‌ગાર. એની સ્વાભાવિકતા તથા દમયંતીના અંતરમાં ઊભરાતી લાગણીઓની અનુરૂપ અભિવ્યક્તિ જુઓ. ઘરની નજીક આવતી જાય છે તેમ એ જે કંઈ જુએ છે તેનો હરખથી નિર્દેશ કરતી જાય છે અને સાથે પોતાની લાગણી વ્યક્ત કરતી જાય છે. ઘરની વાડી જોતાં એને પ્રથમ પોતાનાં બાળક, પછી બે સાહેલડી, અને પછી માતા યાદ આવે છે. એમની સ્થિતિ કલ્પતી એમને સંભારે છે ત્યાં તે પનિહારીવૃંદ જુએ છે, પોતાના બાપુના અશ્વોનો હણહણાટ સાંભળે છે. નજીક આવતાં પોતાના સ્વયંવરના મંડપનું સ્થાન જોતાં દેવોએ દેવપણું મૂકીને દાખવેલું મનુષ્યોચિત વર્તન તે યાદ કરે છે. ત્યાં તરત એને વનવાસનાં પોતાનાં વીતો અને તે પરથી નળ સાંભરી આવે છે. એના વિના પીયરનું સુખ પોતાને બે-સ્વાદ લાગશે, પિયુ વિના પીયરિયું પોતાને ખાવા ધાતુ અને ઉજ્જડ જેવું લાગશે એ લાગણી એ છેલ્લે વ્યક્ત કરે છે. એની અનન્ય પતિ-પરાયણતાનું કવિ આપણને ઘડીભર પણ વિસ્મરણ થવા દેતા નથી. ૧૩-૧૬ : સ્વજનોના હર્ષભર્યા ઔત્સુક્યની કેવી લાઘવભરી સુંદર ને ચિત્રાત્મક અભિવ્યક્તિ! ૧૪. લજ્જા વીસરી—સાસુસસરાની હાજરીમાં પતિઓ સાથે દોડતાં ન જવાય એ શિષ્ટાચાર ભાઈઓ એગી જ દમયંતીને મળવા બહાર નીકળી પડેલી ભોજાઈઓ અત્યારે ભૂલી ગઈ. મને—મન મૂકીને, દિલથી. જુઓ...ગળે—કોઈ ચિત્રકારને લાયક દશ્ય! ' મારી માવડી...દુબળી': માના મોંમાંથી આવી શકે તેવો જ વાત્સલ્યનીતરતો પ્રશ્ન 'શું પૂછવું.. દળી '—પિયુની પ્રીત તો જ એને સુખ, એ ગઈ તો દુઃખ જ. ( ભક્તોને જેમ विषद् विस्मरणं वि

सपत्नारायगस्मृतिः હોય છે તેમ જ ). એ દુઃખથી એ કેમ દૂબળી ન બને? અહીં ફરી એની નળભક્તિનું દર્શન. દાસીવેષનાં... મુકાવિયાં— એ તો માસી ભાનુમતીને ત્યાં જ બન્યું ન હોય, નીકળની વેળા કે તેનીય પહેલાં? ઉત્કટતા સારુ જ આવું આલેખન.

### કડવું ૫૧

(નળની આરંભાયેલી શોધ: સુદેવની ટહેલનો બાહુકે આપેલો ઉત્તર.)

૨. અશાંત—અશાંતિ, અ-શાતા. ૪–૮ પતિવિજોગણ દમયંતીનું કારણ તપ. નાથ ક્યાંક ભટકતા હોય ત્યારે સતીને પોતાને પીયર ખાનપાન કેમ ભાવે? સંન્યાસ—તપશ્ચર્યા, વ્રતનિયમ. અલવણ-મીઠા (લવણ) વિનાનું, અલૂણું. પેર—ઉપર. આખડી—બાધા, વ્રત. ૯–૧૨: વર્ષાઋતુનું તેમજ તેમાં વધતી દમયંતીની વિરહવેદનાનું વર્ણન. ધારણ—આશ્વાસન, ધીરજ. શબ્દ—કોકિલા ને બપૈયાના ટહુકાર. અંગ —દમયંતીના હૈયાને. સાંગ—એ નામનું શસ્ત્ર. શત્રુ—પતિવિરહને લીધે દુઃખદાયક. ૧૩. પાપી—'પતિવિયોગ'નું વિશેષણ. બરદ—બિરુદ, ટેક, વ્રત. ૧૬. હેતસ્વી—હિતેચ્છુ, હિતકર્તા. કાજ...કરવું રે—જુઓ પાઠાંતરો. ૧૭–૨૦: સુદેવની નળની શોધની પ્રવૃત્તિ. મહાભારતકાર અને ભાલણ નળનો પત્તો શોધી લાવનાર બ્રાહ્મણનું નામ પર્ણાદ બતાવે છે. પ્રેમાનંદે આ કામ પણ સુદેવને જ સોંપ્યું છે. પ્રેમાનંદ પ્રમાણે, નળને સ્વયંવરનું નિમંત્રણ તથા દમયંતીનો પત્ર આપવા આવનાર સુદેવ છે (ક. ૧૬–૧૭). દમયંતી જેની સાથે પોતાનાં બંને બાળકોને પોતાને પીયર મોકલે છે તે 'મંદિરના ગુરુજી' સુદેવજી છે (ક. ૩૧). દમયંતીની ભાળ સુદેવ જ કાઢી લાવે છે. નળની શોધમાં પણ આ સુદેવ જ ટહેલિયો બનીને નીકળે છે અને છેવટે ઋતુપર્ણને દમયંતીના ખોટા સ્વયંવરની કંકોતરી આપવા જાય છે પણ આ સુદેવ જ! પ્રેમાનંદે સુદેવને ઘણી કામગીરી સોંપી છે! પાત્રની આટલી બધી કરકસરની પ્રેમાનંદ જેવા પ્રેમાનંદને કેમ જરૂર પડી હશે? ૨૦–૨૨: સુદેવની ટહેલ. આ ટહેલ 'મહાભારત' અને ભાલણના 'નળા-

ધ્યાન'માંની દમયંતીએ શોધ કરનારા બ્રાહ્મણોને શીખવેલા ટહેલના શ્લોક કરતાં જુદી છે એ ટહેલમાં નળે કરેલા દમયંતીના ત્યાગનું વધુ સ્પષ્ટ સૂચન અને નળને મૃદુ ઉપાલંભ છે અહીં એનું ઇંગિત સૂચન છે, પણ દમયંતી પાસે પોતાને 'અનન્ય વસ્તુ' અને 'રત્ન' કહેવાની ધૃષ્ટતા પ્રેમાનંદે કરાવી નાખી છે (જુઓ 'દમયંતીએ શીખવ્યો દોડૌ, ટહેલ સરજે કંતો રે, કડી ૧૭) ભાનણની પછીથી ઉચ્ચારેલી ગાથા આની સાથે સરખાવતાં કદાચ તે આના કરતાં વધુ ગુણ લઈ જાય. ધર્મધોરીંધર—ધર્મધુરંધર, ધર્મની ધુરાના ધરનાર-વહનાર આ સંબોધનમાં નળની ધર્મધુરંધરતાને ટોણ છે જાત—નહોરતિયાની જાત નેટ રે—એ પોતાની જાત પર ગયેલ છે વસ્તુ—પેતી અવશ્ય વસ્તુ, દમયંતી વહોરતીઆ—ગ્રાહક પાર્થતરો વિચારો. ૨૦ કુળ .. ઝાંખી રે આ વધુ સખત અને સીધો ઉપાલંભ ૨૩ મરમાળી—મર્મવાળી, રહસ્યમય વાણી—નળનો, સામો ૨૫-૨૬ : બાહુકનું વર્ણન જુઓ અને શબ્દાનુપ્રાસ પણ ખરેરો—ઘોડાને માલિશ કરવાનું સાધન મારી ખંખારી—ખંખારી મારી, ખોંખારો ખાઈ પાઠાંતર 'ખારે'—ખીજમાં તરેરો—ક્રોધાવિષ્ટ. ૨૭-૩૦ બાહુકે ટહેલનો વાળેલો જવાબ એમાં રત્ન તો કાચ સમાન તત્ત્વરહિત નીવડ્યાનું અને તેને પિયુ કરતાં પેટ વહાલું હોવાનું કહે છે પ્રશ્ન થાય કે વનમાં રડવાના નળના વિલાપ તથા 'કબુધ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ' એ શબ્દો સાથે આ કેટને અંશે સુસંગત ? દમયંતી માટેનો એનો સંશય અને રોષ તો પછી ચાલ્યો ગયો હોવો જોઈએ, જ્યારે અહીં એ યથાપૂર્વ ચાલુ દેખાય છે જેમ બાહુકને નાકે સડકા તણાવી, આખો મચમચાવડાની રીસનું જાણે હોવાનો દેખાવ કરતો બનાવવામાં, તેમ તેની પાસેથી આવો ઉત્તર અપાવવામાં, પ્રેમાનંદ ઔચિત્ય કરતાં શ્રોતૃમનરંજનને જ આગળ કરી ગયો છે એ સ્પષ્ટ છે બાહુકના ઋતુપર્ણ સાથેના પંથમાં રડવાના અને ત્યારપછી દમયંતીની સાહેલીઓ અને ખુદ દમયંતી સાથેના વર્તનમાં તો સવિશેષ ઔચિત્ય

-સ્મૃતિ અને તજ્જન્ય ગૌરવભર્યા દેખાશે ૩૧ સાંસામાં—સંશયમાં (સંશય-સસંશ-સાસા) ૩૨ હાર્દ અનાહુત—અસ્પષ્ટ. આમ મેસાડાથે અનાહુત-વગર બોલાવેલા તેણે ટહેલનું હાર્દ (મર્મ) તો બરાબર પકડ્યું છે પાધાન્તરો જુઓ ૩૩ ત્રણ વરસ આવ્યો સમર્થન 'ધ્યાનમાં રાખો ૩૪ બાહુકના આ નવે લક્ષણોની માહિતી દમયંતીને એના નળ હોવા વિશે સંશય રહેવા દેશે નહિ ૩૬ અંભાળ—ભાળ, પત્તો 'ભાળ'-બીજે પા' ૩૯-૪૦ પ્રેમાનંદ વાત ખીલવે કે બાહુકના પાત્રનું સુદેવે કેવું વર્ણન કર્યું છે! ૪૧-૪૮ બાહુકના ઉત્તરનું સુદેવે પોતાની ભાષામાં કરેલું કથન સુદેવે બાહુક વિશે મેળવેલી માહિતી તો દમયંતીને કહી નહિ! એ કહેવી જોઈતી હતી ૯૩ મર્મવચન—બાહુકનું

## કડવું ૫૮

( બાહુકને કુંદનપુર બોલાવવાની દમયંતીની યોજના )

વાણીનો—બાહુકની વાણીનો ભ્રાંત રૂપની—એક એના રૂપનું જે વર્ણન કર્યું તે કંઈક વહેમ કે શંકા જન્માવે એવું છે કોણે—કોઈએ. આચારે—આચરણ, વર્તન પાલન, 'આશરે' બોલે

મારવા — ટહેલના એ એક બોલનો મળ્યો ઉત્તર આપવા ઘોડારિપો—અશ્વપાલક ઘાત—રીત જીવન—કેવો નવો ભાવ આ શબ્દમાં દમયંતીએ ભર્યો છે! જુઓ ત્રીજી લીટીમાંનો શબ્દ 'જીવન-પ્રાણાધાર' પણ પરીક્ષા આહે—પુણ્યશ્લોક નળનું પારખું એ કે એ એક દિવસમાં અહીં આવી પહોંચશે હુવે કાં?—દમયંતીની અધીરાઈ એ વાતે—દમયંતીએ ફરી સ્વયંવર માંડવાની વાતમાં કાજ—બાહુકને અહીં લાવવાનું પ્રપંચનું—બનાવટી, ખોટું

## કડવું ૫૯

( ઋતુપર્ણ સાથે બાહુકનું કુંદનપુરમાં આગમન રસ્તામાં બન્નેનો પોતાની વિદ્યાનો વિનિમય નવી વિદ્યાને પ્રતાપે કલિની નળના દેહમાંથી વિદાય )

આ કડવું આખ્યાનમાં નાનામાં નાનું છે પણ લાંબુ હોવા છતાં

સાથે એક સારથિ આમ બોલી શકે? એને 'નિર્લજ્જ' 'છકેલો' અને 'નિર્ગુણી', તથા હસ્તીના જેવી દમયતી આગળ તો એ કાગડા (વાયસ)-જેવા, એમ પણ ભરસભામાં તે સંભળાવે છે પણ અત્યારે રાજાને એની ગરજ છે એટલે બાહુક તત્ત્વમાં સાચા એવાં વાક્યો આવી ગાળો સાથે નિઃસંકોચ કહી નાખે છે નળખ્યાં—તનસે છે ૧૩ ઋતુપર્ણ બધુ ગળી જાય છે, ને સામો ગરજનો માર્યો દમયતીના હાથની લાલચથી દીન બની તેની ખુશામત કરે છે જુઓ એનુ સંબોધન 'હયપતિ' અને પછીની લીટીના શબ્દો મારી વતી —મારે ખાતર ૪૮–૪૯ પ્રેમાનંદનો હાસ્યરસ બાહુક દમયતી માટે પોતાનીય ઉમેદવારી નોંધાવે છે રાજા બોલે છે, 'વર તમે પરથમ' રાજા આમ કહેતા હશે છે પણ વાત તો એ જ સાચી છે અને ખરે-ખર બનવાનુય એમ જ છે નારયદાસ રાજાને તો અત્યારે એક જ તાનાવેની છે 'ત્યાં જઈ મેં ત્યમ ત્યમ' આમાં આખરે કામ તો પાકવાનુ છે બાહુકનુ અને આ શુ જોઈને આટલી બધી અધીરાઈ દેખાડતો હશે એ વિચારે પણ વાચકને હસવુ આવશે.

શ્રી ગણેશનારાયણ વિ પાઠકે આ પરિસ્થિતિમાં રહેલા હાસ્યા-શીનુ સારુ પૃથક્કરણ નીચેના શબ્દોમા કર્યું છે —

અહી બે જુદી જુદી પરિસ્થિતિમાથી હાસ્યના બે પ્રવાહો ભેગા થઈ વહે છે એક તો રાજા કામવિહ્વલતામા પોતાના નોકરની કેટલો હીન બની ખુશામત કરે છે અને નોકર પણ તેનો લાભ લઈ એનુ અપમાન કરે છે, તે ગરજનો રાજા મૂગે મોએ બધુ સહન કરી લે છે એ પરિસ્થિતિ અને બીજી એ કે ઋતુપર્ણ જાણતો નથી અને આપણે વાચનાર જાણીએ છીએ કે આ બાહુક એજ નળ છે અને અધીરો થયેલો ઋતુપર્ણ માને નળદમ-યતીના મેળાપને માટે જે યોજના રચાઈ છે તેનુ જ સાધન બને છે। બાહુકના શબ્દોમા ઋતુપર્ણ જે અર્થ નથી જોતો તે આપણે જોઈ શકીએ છીએ. ઋતુપર્ણ જે માન ગરજને લીધે બાહુકનુ વરપણુ બહારથી સ્વીકારે છે એ રૂપણુ જ સાચુ છે અને સાચુ નીવડવાનુ છે એ ખાતરીથી બાહુની હાંસી

કરનાર ઋતુપર્ણ એવડો હાસીપાત્ર થાય છે'

('પ્રેમાનંદનો હાસ્યરસ નળાખ્યાન *)

૨૭-૩૦ ખીનવી શકાય તેવી પરિસ્થિતિનો પૂરતો લાભ ઉઠાવી જાણનાર પ્રેમાનંદે ગોઠવેલો ઋતુપર્ણ ને તેની નાણીનો સવાદ **ઘરઘણુ**—પ્રથમ લગ્નનુ ગૌરવ જેમાં નથી હોતુ એનુ કુલીન સ્ત્રી પુરુષો જે નથી કરતા તેનુ, પુનર્લગ્ન નાતરુ **પરહરી**—પતિએ જેને છોડી દીધી છે એવી પાઠાતર—'પરસ્ત્રી **થતા**—થઈ ને—**ક્ષેમ**—શ્રેય, હિત ૨૮ **કાઈ એક ગોરી ગુધ**—એ ગોરીમા કઈક કહેવાપણુ (ગુધ—ગુધ્ય—ગુહ્ય—ગૂઢ હોય, ખામી) હોતુ જોઈએ કેશવલાલ ધ્રુવે 'કાઈ એક કારણ ગૂઢ' એવો પાઠ કલ્પ્યો છે, તેને કોઈ હસ્તપ્રતનો ટેકો નથી **બાહુક** દૂત ને તમારે બાહુકની મદદથી એને પરણવી છે! વાહ, વાહ, (૧) તમારુ દૂધ એટલે કુળ આથી ઊજળુ બન્યુ છે! (કટાક્ષમા) (૨) 'ઊજળુ એટલુ દૂધ નહિ, પણ તમે તો દૂધ એટલે ઊજળુ જ એમ માની લીધુ! (દમયતી જેવી રૂપમતી શીલવતી જ છે એમ માની લીધુ) **૨૯ હોઈ**—હોય, થશે **ધર્કી**—પીઈ નાખી, મારી જુઓ ઋતુપર્ણની મુગ્ધતા ૩૦ ઋતુપર્ણની ડફારા પોતાને એ ભ્રમર કહે છે અને એવો પોતે કરોડો કુસુમને સવવાના એમ જણાતી રાણીને કહે છે તુ શુ કરવાની હતી? તારે માથે તો જોતી રહે હવે, વીજળી સરખી વૈદર્ભી લાવી શૌકયનુ માન લાવીશ'
**૩૨-૩૩** બાહુકે કુદનપુર જવા માટે રથને જોડવા પસદ કરેલા ચાર ઘોડાનુ વર્ણન સભારો નરસિંહ મહેતાની વરેલ્યનુ 'મામેરુ'માનુ વર્ણન **વાણ**—ઘોડા **રાટા**—વાંકા, વળેલા **બુચા**—કાન વગરના એટલે નાકવાળા પણ અહી 'કરડકણા'ના વિરોધમા 'બોખા' અર્થ હશે? **૩૪ દૈવની વેહ**—દૈવે ય વે પતાવવા ઘડી નાખેલા **૩૫ ઓળખો**—(૧) અશ્વની જાત તો ઓળખો (૨) અશ્વની જાત એ ળખો છો? **૩૬ એ અધ હાકો**—અરજુ ઋતુપર્ણે નમતુ જોખ્યુ ૩૭ ૪૧

* 'કાવ્યની શક્તિ,' પૃ ૧૧૬

એક તકરાર પતી એટલે બાહુક બીજી ઊભી કરે છે રાજા રથ પર
પહેલો ચડ્યો એટલે ગશ ને પરોણો પડાડી તે ૩૮મી કડીના
શબ્દો બોલ્યો આતીવાર—આટલી વખત. મૂમૂચ—અસ્પષ્ટ. '(પગ)
આ મૂક' એમ હું બોલ્યો નહિ 'ઊચ' બીજી લીટીમાં જોઈ તેની
જોડે પ્રાસ મેળવવા 'મૂક'નો 'મૂચ' પછી પ્રેમાનંદે કે લહિયા
ઓએ કરી નાખ્યો હોય (જેમ 'દૂધ' સાથે પ્રાસમેળ સાધવા 'ગૂદ'
નો 'ગૂધ' કર્યો લાગે છે તેમ) આમ અભવે? ૩૮ વિનય—વિનતિ,
આજીજી જાય કરતો—કેવું હસામણું દૃશ્ય! ૩૯ પ્રણિપત્ય—
પ્રણિપાત. રાજા કેવો નમી પડે છે! ૪૦ હું એ ભર્યો છૌં
કોડે—કેટલું આતુર! નળનેય દમયંતીને મળવાની તીવ્ર ઉત્કંઠા છે
૧૪ જેમ 'બેસીએ બેહુ જોડે' (કડી ૪૦) એમ કહ્યું તેમ બંને
એક સાથે રથના સામસામા પૈડા (ચક્ર) પકડી રથ પર ચડ્યા!
આમ બંનેનું રહ્યું! કોઈ આગળ નહિ, કોઈ પાછળ નહિ!
પ્રેમાનંદે હાસ્યજમાવટ માટે બાહુકની પાસે બાલિશ અનાડીવેડા
કરાવ્યા છે ઓડી પડિયા—એક ઓર હાસ્યોત્પાદક બનાવ!
૪૧–૪૩ અહીં વળી અશ્વોને હાંકતા હાંકતા બાહુક 'ધણી-મુઆ'
(જેનો ધણી મરી ગયેલ હોય એવા)ની ગાળ આપી, ફરી
ત્ળી પડવાનું કરતા અશ્વોને 'જેવું અન્ન એવા જ હોય ને નિર્બળ
ઘોડા?' એવા ઉદ્ગાર સાથે ખીજખીજને બેચ્યા રાખે (ખાચે) છે!
બિચારો ગરજુ રાજા કહે છે, 'એ વિના ગાળ દો બીજી!'
૪૫–૪૮ ઉગના પ્રસંગે ઉપજાવેલું શ્રોતા-વાચકોનું હાસ્ય પૂરું
થાય ન થાય ત્યાં પ્રેમાનંદ આ વછેરાનું વર્ણન કરી, ફરી પેલા
અશ્વોની ચેષ્ટાઓ નિરૂપી, હાસ્યનું વધુ જોરદાર મોજું રેલાવે છે
૪૬ જોગ સારથીનો જોડો—એને જ યોગ્ય (જોગ) સારથિની
જોડી હતી બાહુકે 'જદ્યપિ નાશ ઝાનુ બેસીએ બેહુ જોડે' એવી
શરત ઋતુપર્ણ આગળ સ્વીકારાવી હતી ને? ભજવ્યો—શોભ્યો. ૪૬–
૪૭ જરા જરા આગળ જાય ત્યાં ચારે ઘોડા પોતાની વીના દેખાડે

છે! હાસ્ય વણયંભ્યું ચાલુ જ રહે છે. જૂંસરા—ધૂંસરી. ૪૮. એકો—એક. સરવી—સિદ્ધ થવી. બાહુક........વરવી : અહીં બાહુક પૂરતી ગંભીરતાથી દમયંતીને વરવાની પોતાનીય ચિંતાની વાત કરે છે! આ પણ વાચકોના મુખ પર સ્મિતલહરી ફરકાવડાવે એવો ઉદ્ગાર. ૫૨ ભૂપતિ—બાહુકવેશી નળરાજા. ઉતપત્યા—ઊંચે કૂધા, ઊડયા. ઉચ્ચૈઃશ્રવા—સાગરમંથનમાંથી મળેલાં ચૌદ રત્નોમાંનું એક, ઇંદ્રનો અશ્વ. અહીં ચમત્કારવર્ણી અદ્ભુતરસ. હાસ્યમાંથી અદ્ભુતમાં પ્રેમાનંદ કેવો હળવેથી સરકી ગયો! રખે પડતા રાય—ઋતુપર્ણને બાહુકની સૂચના. ૫૨-૫૩ : ઋતુપર્ણ ને સુદેવ એકમેકને વળગી પડયા. એવો હવે રથનો વેગ થયો. વરે કન્યા—(૧) મને (ઋતુપર્ણને); (૨) વરુઆને. પહેલો વિકલ્પ કવિને અભિપ્રેત લાગે છે. વરુઆમાં — બેરાળ બાહુકમાં. વશીકર્ણ — વશીકરણ, જાદુઈ શક્તિ આ લીટીનો શબ્દાનુપ્રાસ ધ્યાનમાં આવ્યો હશે. ૫૪. 'કામણગારો કાળિયો'ની નળપ્રશંસા ટાટુઆં—ટટ્ટુ, ટાયડાં. પંખાળ—પાંખવાળા, પંખીની જેમ ઊડના ૫૫. વાજીવિદ્યા—અશ્વવિદ્યા. જે રહે ..સ્ફુરણ—પાઠાંતરો જુઓ. ૫૭. કાઢે ગેહેલાં—ગાંડાં કાઢે; હરખમાં કંઈ કાલુંઘેલું બોલેયાલે. હસ્તમેલાપક—હાથેવાળો, લગ્ન. રતિ—અનુરાગ, પ્રેમ, તાલાવેલી. ૫૦. ઓસરે—ઓછી થાય, ખૂટે. ૬૧. ત્રેહિકતા—ધસ્યે જતા. જોટો—જોડી. ૬૨. હાં હાં...જોજન : રથના વેગનું સૂચન. ૬૩-૬૪ : બાહુક ઋતુપર્ણને હીણો પાડવાની ને ભાડવાની દરેક તક લે છે. આવી એક વધુ તક એને અહીં મળી. ઋતુપર્ણે કહ્યું : 'દમયંતી પર પામરી ઓવારી' તો બાહુક કહે છે : 'દમયંતી પર તો હું તારા જેવા કરોડોને ઓવારી નાખું.' દાસ તરીકે યાચક થવાના અગૌરવમાંથી જાતને બચાવી લેતી નળની તેજસ્વિતાનું બીજી રીતે તેને ગ્રામ્ય બનાવી દેતા વર્તન દ્વારા પ્રેમાનંદે કરાવેલું દર્શન અત્ર નોંધપાત્ર છે. કડી ૬૪મી બાહુકના જ ઉદ્ગાર છે : પહેલી લીટી મોં મરડી ને ચાળા પાડીને બોલાઈ કલ્પાય, '

સરોષ ઊંચે સાદે. ૬૫. બાહુકનું આ વર્ણન પણ રાજાને વિચારમાં નાખે છે. તેને થાય છે: 'આ કોઈ રંક કે મામૂલી માણસ ન હોય. રંક હોય તો આ પામરીથી તરત લલચાય, પણ મોટો એથી શાનો ભોળવાય?' અંતને માટે રાજાને થોડોક તૈયાર કરવાનું કવિ અહીં કરે છે. ૬૬. ગુણે વળિયો છેક—ગુણની અવધિ આવી રહી. છેક—છેડો. ૬૭. 'બેઠાનો'ના 'ઠ'નો ઉચ્ચાર મૂર્ધન્યતર—'ઢ' (ડ) જેવો છે, 'બેહેડાં' જેવો. હસ્તપ્રતો 'બેઢા' એમ લખે છે, 'ચડચો (ચડચો) લખે છે તેમ. ૭૩. તંતોતંત—બરાબર કહ્યાં હતાં તેટલાં જ. ૭૪–૭૫. બીજી વિદ્યાના પ્રવેશને લીધે નળના દેહમાંથી બહાર નીકળતા કળિનું સ્વરૂપ. કલિ એટલે પાપવૃત્તિ. એનું મૂર્તરૂપ કવિ આવું કુત્સિત અને બિહામણું જ કલ્પે ને? ૭૬–૮૦: કળિને નળના આવા રોષ અને મારનો ભોગ બનાવી વાચકોની કાવ્યન્યાયની અપેક્ષા પ્રેમાનંદે અહીં સંતોષી છે. અલેખે—લેખાં-હિસાબ વગર, ઘણું. અસ્થ—અસ્થિ-હાડકાં, દેહ. ઋતુપર્ણ નવ દેખે—એને નળના ખરા સ્વરૂપથી હજી કેટલોક વખત બિનવાકેફ રાખવો છે, માટે અહીં અદ્‌ભુતપોષક ચમત્કાર આવે છે. ૮૨. છેદન શાતા—શાતા—શાન્તિનો ઉચ્છેદક. ૮૪. વળતી—પછી. ભાજન—પાત્ર.વગોઈ—બગાડી દીધી છે, નિંદાપાત્ર બનાવી છે; (વિગુહ્ પરથી, નરસિંહરાવ પ્રમાણે). ૮૬–૧૧૨: કળિયુગના અવગુણોનું તેને સ્વમુખે વર્ણન. ૮૮. ગુધ—શુદ્ધ. પાઠાંતર 'સાધુ.' સ્નાનશીલિયો—શૌચપરાયણ, શીલવંતો. ભખળ—આચાર ભ્રષ્ટ. ૯૦. ઉન્મારગ—ખોટા પંથ, અનીતિના મારગ. ૯૧. વિષે—વિષયી. ૯૨. શું ત્રિયા માંહાં—હસ્તપ્રતોના પાઠ જુઓ. પાઠાંતર 'પુત્રી માયા માંહાં'—માયાની પુત્રી એટલે સ્ત્રીમાં. ૯૩. ઇત-રતાં—? છેતરતાં? ૯૪. હેલામાં—રમતમાત્રમાં. માઝ—માંઝ. લાંઠ—લુચ્ચા. ૯૫. હરિહર—વિષ્ણુ ને મહાદેવ (ની ભક્તિ). ૯૬. આપણાં—મારાં, પોતાનાં. ૯૭. ખોટી—અસત્યધર્મી, દાનતની ખોટી. ૯૭. કારણી—અર્થ સ્પષ્ટ નથી. 'પ્રપંચી' જેવો અર્થ લાગે

છે. પાઠાંતર '**દ્રોહકારણી**'—દ્રોહ કરનારી, બેવફા. **પરદ્વાર**—પાઠાંતર '**બારેબાર**'—બારબાર, ઘેરઘેર. ૯૯. **લખલખતી**—લવલવતી. ૧૦૦. **સાધુમુદ્રા**—સાધ્વી સતીના જેવી, નિર્દોષ ચહેરાવાળી. **સૂતા સ્વામીને વેચે**—સ્વામીને અજ્ઞાનમાં રાખી પાછળથી એનો દ્રોહ કરે. **પેચે પેચે**—કપટથી, યુક્તિથી. ૧૦૨. **નવેણ**—રસોડું, જ્યાં નાહ્યા વગર જવાય નહિ. ૧૦૪. **તાં**—ત્યાં. ૧૦૫. **સ્વાગત**—સ્વાગત, સેવા. **ઉપસર્પણ**—સેવા માટે કે સલામીએ જવું તે. ૧૦૬. પાઠાંતરો જુઓ. ૧૦૭. **ક્રિયા-અન્ન**—પ્રેતભોજન. **દુરભક્ષ**—દુકાળ, (દુર્ભિક્ષ). કળિયુગનાં આ લક્ષણો જેમ દરેક તેમ અત્યારના જમાનાને પણ લાગુ પડતાં દેખાશે. દરેક જમાનો એની યાદી અદ્યતન બનાવી શકે: માનવીની નબળાઈઓ, વિકારો અને અસદ્‌વૃત્તિ કેટલુંક ગર્હ્ય આચરણ દરેક જમાનામાં એની પાસે કરાવતું જ હોય છે, તેથી. પુરાણોનાં કળિવર્ણનો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનાં તથા તુલસી-રામાયણમાંના કળિવર્ણન સાથે સરખાવવા જેવાં છે. આવાં કળિ-લક્ષણો બહુધા સમકાલીન બુરાઈઓનું જ ચિત્ર આપતાં હોય છે. ૧૧૫. **ઉન્માદ**—કેર, જુલમ. ૧૧૮-૧૨૦. કળિના એના બધા અવગુણોનું સાટું વાળી આપતા બે ગુણ: ધ્યાન અને દાનની શીઘ્રફલદાયિતા. ૧૨૧. **માયા**—દયા, સહાનુભૂતિ. ૧૨૩. **નલ... વાસ:** કળિ ને દ્યૂતનો સંબંધ આ આખ્યાને બતાવ્યો જ છે. કળિ જ દ્યૂતનો મુખ્ય પાસો બન્યો હતો. દ્યૂતથી જ કળિ એટલે કલહ ને દુઃખ જન્મે છે. દ્યૂતના પાસા બેહેડાના ફળના બનતા. આથી કળિને અહીં પુરાણકારને અનુસરી આખ્યાનકારે બેહેડાના ઝાડમાં વાસ કરવા જણાવ્યું છે. ભાલણના 'નળાખ્યાન'માં નળના નગરમાં ને તેના દેહમાં પ્રવેશ કરવાનો લાગ ખોળતો કળિ બાર વરસ વાડીના બેહેડાના ઝાડમાં વાસ કરીને રહેતું આવે છે. ૧૨૪. **જ્યાં કથા હોય માહારી**: આ તો આ આખ્યાનની ટૂંકી ફલશ્રુતિ જ ને? ૧૩૫. **ઋતુપર્ણ સમજ્યો નહિ**—કારણ, તે કળિને જોઈ

--

શકનો ન હતો. જાણે પ્રેમસરિતા વહી—ઋતુપર્ણ અને બાહુક બનેના અંતરની દમયંતી માટેના પ્રેમની સરિતા પણ જોસથી વહેતી હતી. રથની ગતિ એનું જ પ્રતીક હતી.

## કડવું ૫૪

(દમયંતીની બાહુક-પ્રતીક્ષા અને ઉત્સુકતા: ઋતુપર્ણ તથા બાહુકનો કુંદનપુરમાં પ્રવેશ.)

૪. અવિનય—અવગુણ, વાંક. વસ્યા—એમના (નળરાયના) મનમાં. પ્રભુ...ઘર: કે સ્વામીએ (પ્રભુ) ફરી ઘર તરફ જોયું નહિ, તેની કશી સારસંભાળ લીધી નહિ. ઘર—કુટુંબ. ૭. વાયસ—કાગડો. એ બારણે બોલે એ કોઈ સ્વજનના આવ્યાની વધામણી ખાવા, એમ મનાય છે. આપણા લોકકવિઓએ આ માન્યતાનો કવિતામાં સુંદર ઉપયોગ કર્યો છે. ૮. ડાબી આંખ ને ડાબું અંગ ફરકે તે સ્ત્રીઓને માટે શુભ આનંદકર બનાવની આગાહીરૂપ ગણાય છે. ગયો જડશે સંજોગ—ખોવાયેલો સંજોગ (અમારા સંયોગ-મિલનના દિવસો) પાછો મળશે (જડશે). ૧૩–૧૪. નળ આવ્યાની વધામણી આપનારને પોતે શાનાથી નવાજશે એની વાત કરે છે. એના હૈયાનું ઔત્સુક્ય, નળ-દર્શનના આનંદની અપેક્ષા ઇંનું દર્શન કવિ અહીં કૌશલપૂર્વક કરાવે છે. ૧૫. બારીએ......નિહાળીએ: દમયંતીની ઉત્સુકતા. ૧૬–૨૦. ધમધમ કરતા આવતા રથનું દમયંતીમુખે સાક્ષાત્કારક વર્ણન. પડઘી—ડાબલાનો અવાજ. એ હાંકણીમાં છે વિચાર—રથની આ હાંકણી (સારથ્ય)માં કંઈક રહસ્ય-ખૂબી છે. આ હાંકણી તો નળની જ! ૨૦. કુરૂપ બાહુક નળ હોવા વિશેની શંકા ૨૨. ઋતુપર્ણે સ્વ-યંવરનાં કશાં ચિહ્ન નગરમાં દેખ્યાં નહિ, એટલે એ 'દુખિયો થાય રે.'

## કડવું ૫૫

(ઋતુપર્ણની શંકાનું સમાધાન.)

૧–૩. ઋતુપર્ણે સુદેવ આગળ વ્યક્ત કરેલી શંકા. અવેવ—

ચિહ્નો, લક્ષણો. તાંડવ—નૃત્ય. ૪. છાનું—ભીમકથી. કોણે—કોઈ કે, ભીમકે નહિ. પાઠાંતર 'કોઈ ને'–(કોઈકને જ). ન ભાંજશો ભીમકને ભર્મ—'ભીમક આગળ આ વાત કહેશો નહિ.' દમયંતીએ ઋતુપર્ણને ભીમકથી ગુપ્ત રીતે 'પ્રપંચ'ના પત્રથી બોલાવ્યો છે. ૫. પૂંઠેથી—થોડી વાર પછી, મારી પાછળ. ૮. જાણે બીજો નળ: બાહુકના રૂપ પ્રત્યે સુદેવથીય વિપરીત-લક્ષણાવાળો કટાક્ષ કર્યા વિના રહેવાયું નહિ! છતાં વાત કેટલી સાચી છે! એ જ પ્રેમાનંદનું કવિકૌશલ. પરીક્ષાને— 'ને'='ને મારુ.' ૧૦. ત્રણે રાજકુંવર—દમયંતીના ત્રણ ભાઈઓ, દમન, દંતુ અને દુર્દમન. (જુઓ કડવું ૩, કડી ૧૮). ૧૧. બેઠી થઈ—આદર આપવા ઊભી થઈ.

## કડવું ૫૬

(ઋતુપર્ણનો ભીમકે કરેલો સત્કાર.)

૧. ભક્તિ—મીઠી વાણીનો સત્કાર. ૨. સંસારવીત્રેક—વીત્રેક =વ્યતિરેક=ઉત્તમ (જુઓ કડવું ૧૪, કડી ૧૦). સારથિના રૂપ પ્રત્યે ભીમકનોય કટાક્ષ. અટપટું—ન સમજાય એવું, ભેદપૂર્ણ. (ઉપરનું બધું, સૈન્ય વગરનો એકલો થાકેલો ઋતુપર્ણ, દૂબળા ઘોડા, આવો વિચિત્ર સારથિ, બધું જ). ૩–૫: કડી ૩ની પહેલી લીટી બાહુકની ઉક્તિ. અહીં આખ્યાનકાર શ્રોતાઓને હસાવવા બાહુક પાસે ગાંડી ચેષ્ટાઓ કરાવે છે. એ લગતો (નજીક) આવતો હોય અને ઋતુપર્ણ એનો સ્પર્શ ટાળવા આઘો ખસતો હોય, એ દૃશ્ય કેવું હસાવે! ૫મી કડીમાં બાહુક ચાહીને 'વિવાહને હવે શી વાર છે?' એમ સૌ સાંભળતાં પૂછે ને ઋતુપર્ણ તેને ઇશારાથી અટકાવે તેમ તેમ ખંખારીને જોરથી બોલે, એ પણ કેવું હસાવે! પણ આનું હાસ્ય માણી લીધા પછી આપણને તરત પ્રશ્ન થાય જ કે આમાં નળનું ગૌરવ શું? હવે તો કળિ તેના દેહમાંથી ચાલ્યો ગયો છે એટલે એના વર્તનમાં કશી વિલક્ષણતાને અવકાશ નથી રહ્યો. પ્રેમાનંદને ઔચિત્યવિવેક ખોવડાવનાર છે આખ્યાનકારનો

ધપો તેને પ્રાકૃત રુચિના જનમમૂહને ખડખડાટ હસાવી રીઝવ્યો છે ૬ ઉપગજ્યો—ઉપાજ્યો મેળ તો જેથી કામ લાજ્યો કે ભીમકનો બીજો કટાક્ષ ૭ રાણા—ઋતુપર્ણને સંબોધન કોહો **ભરાણા**—ભીમકનો આ પ્રશ્ન ઋતુપર્ણને મૂઝવે એવો છે, પણ એ સમયોચિત ઉત્તર આપી જાણે છે ૮ **મૃગયા**—મૃગયા માટે, અથવા મૃગયામા ૯ **મહેજે પરણ્**—અણધાર્યા આવી ચડેલા અતિથિ ૧૦ **હલભલ**—સત્કાર માટેની તજવીજ **આ આપનૈવેદી**—ઋતુપર્ણની ઉક્તિ એ (ભૂપ) બાહુકના એ આચાર તો જાણતો (ભેદી) હતો ને ? **આપનૈવેદી**—સ્વયપાકી (સભારો, 'સ્વય પાક કરીને જમુ' કડવુ ૩૫) ૧૧ **અન્ન વમન સુગાળ** છે—ભીમકની ઉપહાસોક્તિ 'એના દર્શનથી જ ઊલટી થાય એવુ તો મહાશયનુ રૂપ છે ને પાછા પોતે આવા સુગાળવા કે બીજાનુ રાંધેલુ કે અડેલુ ખાય નહિ!'

## કડવું ૫૭

(દમયતીએ દાસીઓ દ્વારા બાહુકના નળ લક્ષણોની કરાવેલી પરીક્ષા)

નળને મળેલા દેવોનાં વરદાનની અહી પરીક્ષા નળના અભિજ્ઞાન માટે થાય છે બાહુક પાસે દાનો દળ ડાટ અને પાત્રો મૂકવામા આવે છે, પણ પાણી અગ્નિ, કડછો વગેરે ઈદાપૂર્વક મૂકવામા આવતા નથી **મેક્ષણ**—લાંબો કડછો ૬ **'રૂપાળાને**—વિનોદ જુઓ 'કદર્પકોડ' ને 'ચપકકોડ' (કડી ૭)મા પણ એવો જ વિનોદ ૮ **સાપુગટ તાણી**—પાનવનો છેડો મો આગળ ખેચી ૯ **હેરીને**—નીરખીને, (સંસ્કૃ ૫ થી) ૧૦ બાહુકનુ દમયતીની નજરે પડેલુ સ્વરૂપ ૧૧ **ઊંડળગુંડળ**—અસ્તવ્યસ્ત લથડપથડ હીંડતા કાળી ઝેમ નદી અતિશયોક્તિ! **ચારુ**—સુદર (કટાક્ષમા) ૧૩-૧૭ દમયતીની ભોજાઈઓની ઉક્તિ દમયતીના મનને પાછુ પાડી નાખે એવા એ ઉદ્ગાર છે દમયતીના પતિપ્રેમની આ પણ એક કસોટી છે પણ દમયતીના અતરને એ પ્રશ્ન અડતો જ નથી અત્યારે તો બાહુકની

પરીક્ષામાં જ એને રસ છે. એ નળ જ ઠરે તો એની કુરૂપતા એને નડવાની નથી–એને માટે કોઈ પ્રશ્ન જ ઊભો કરવાની નથી. ઉપાંગે–ઉપાંગે–ઉપાયે? પ્રાસે કરાવેલી લીલા? **ગજગામી**—દમયંતીને સંબોધન. ૧૮. **શિક્ષા**—શીખ, સૂચના. ૧૮. **કેશિનો** ઘણી પ્રતોમાં એનું નામ 'કેશની' છે. સ્વીકારેલો પાઠ સૌથી જૂની પ્રત ગુ. ૧ નો છે. હૃદે **ભરાયું**—નળના અંતરનું ખરું દર્શન. **દાસ**—દાસી. ૨૦. **ઘોઓ**—મુંઝવણ. **ચોકો**—અએોટ. ૨૨–૨૩: ઉઘાડા દેહવાળા બાહુકનું વર્ણન. ૨૩–૨૫: બીજી ત્રણ (પહેલી, કડી ૧૯માંની) પરીક્ષામાં બાહુકે નળપણું દેખાડયું. ૨૭. **રમતી...ગાત્ર**—રમનિયાળ યુવતીઓના હાવનું મજાનું વર્ણન. ૨૯. **પાક નીપાવ્યો**—રસોઈ કરી; નીપાવ્યો (निष्पादित પરથી). ૩૨. **સ્વાદ ..નિશ્ચે**—નળ પાકશાસ્ત્રમાં પ્રવીણ હતો. नलपाक નામે પાકશાસ્ત્રનું એક સંસ્કૃત પુસ્તક પણ છે. ૩૦. 'વાઉ, વૃક્ષ ને જળ અનળ એ ચાર પરીક્ષા મળી,' પછી આ રસોઈની પણ મળી. હવે એક ડગલું આગળ વધી અંને બાળકોને બાહુક પાસે મોકલાવે છે. એનું ધાર્યું પરિણામ આવે છે: 'બાહુકે દીઠાં બાહુઆં, આંખડી જળે ભરી રે.'

## કડવું ૫૮

(પોતાનાં બાળકોને જોઈ બાહુકને થયેલું દુઃખ: બાહુકને દમયંતીનુ નિમંત્રણ.)

બાહુક ત્રણ વરસથી નબાપાં થઈ ગયેલાં પોતાનાં દામણાં બાળકોને જોઈ રડી પડે છે તેનું પ્રેમાનંદે કરેલું વર્ણન કરુણ અને હૃદયસ્પર્શી છે. ૧. **ઊલટયું અંતઃકર્ણ**—તેનું હૈયું દ્રવીને ઊછળ્યું. **દામણાં**—દયામણાં, ગરીબડાં. ૨. **કલ્પાંત**—કેર, જુલમ. ૩. 'ઊલટયું અંતઃકર્ણ' જેવું જ સુંદર વર્ણન. **સંજોગસાગર**—જે જે બનાવો જે સંજોગોમાં બન્યા હતા તેનાં સ્મરણોનો સાગર. ૪–૭. બાહુક બાળકોને ભેટવા જાય, ત્યાં બાળકો એનું બિહામણું સ્વરૂપ જોઈ ચીસાચીસ કરી મૂકે, દાસી એમને બાહુકના હાથમાંથી ખેંચી લઈ બાહુકને નિર-

સ્ફારે, એમ પ્રેમાનંદે પ્રસંગ બરાબર જમાવ્યો છે. ૮. બાહુક આથી બીજો કયો જવાબ આપી શકે એમ હતું? આ શબ્દોમાં કેટલું કારુણ્ય ભર્યું છે! ૯. કાળો કરે આંસુપાત—બાહુકના વંચિત અને અવરુદ્ધ પિતૃવાત્સલ્યે લીધેલો કલ્પાંતનો માર્ગ. કાળો કોના વિશેષણ તરીકે વધુ સારું—બાહુકના કે કલ્પાંતના? વિચારો ૧૦. હવે દમયંતીને બાહુક જોડે જ સીધી વાત કરી જોવાની રહી. તે કરવા એ પ્રવૃત્ત થાય છે. ૧૧. સતી...શિક્ષા—ભીમકની દમયંતીનાં શીલ, સતીત્વ અને વિવેકબુદ્ધિને અંજલિ ૧૩. ઓહોલાસ—ઉલ્લાસ. ૧૪-૧૬: અહીં ઔચિત્ય–અનૌચિત્યનો વિચાર નેવે મૂકી પ્રેમાનંદ પ્રસંગ ખીલવવા બાહુક પાસે જેવુંતેવું બોલાવી તેને મોંઘો થતો દેખાડે છે. વરૂવા... વહાલ—'વ'કારનું વર્ણસંગીત. વાત કરતાં...આલિંગન—આ શબ્દો દ્વારા શ્રોતાઓને હસાવવા ધાર્યું હશે પ્રેમાનંદે, પણ સ્ત્રીત્વને કેવું પ્રાકૃત ચીતરી તેની નાહક બદનક્ષી તેણે કરી નાખી છે તેનું તેને ભાન રહ્યું નથી. પાડે—શીલભ્રષ્ટ કરે. ૧૭ દાસીનું હાસ્ય બાહુકના શબ્દોથી હસનાર શ્રોતા-વાચકોના હાસ્યનું પ્રતિનિધિ છે. ૧૮. બદરી...વાન—એના હાથનાં આપેલાં બોર પણ કોઈ ખાય નહિ, એવો તો બાઈસાહેબના વપુનો વાન છે. કર્મડા—? પાઠાંતરો જુઓ. કા૦ નો પાઠ 'કર્મ લડયાં'—કર્મ ફળ્યાં. ૧૯. બાંહેંધર—બાંહ (બાહુ પરથી)–હાથ પકડી આગળ દોરનાર અથવા સાથે લઈ જનાર. ૨૦. પાછા અહીં પ્રેમાનંદવેડા! બાહુક અહીં નાટકો અને ચલચિત્રોના વિદૂષક જેવો બની ગયો છે. ૨૨. વૈદર્ભી...અગ્નિકર્મ—તને વરવા પહેલાં તો એ અગ્નિમાં બળી મરે, અથવા, નિત્ય અગ્નિપૂજા (અગ્નિકર્મ) કરનારી ધર્માચારી દમયંતી તારો ધર્મ-શાનો ભાંગે? 'વૈદર્ભી તને કયમ નહીં વરે' એ પાઠ સ્વીકારીએ તો 'કરે અગ્નિકર્મ'નો અર્થ 'અગ્નિ તો તારું કામ કરે છે' એમ કરી શકાય. તો એ વાક્ય કટાક્ષમાં બોલાયું ગણાય. ૨૨. ફેરી ગયાનો—પાછા ફરીને જવાનો. કંબાડ—પાઠાંતર 'કપાટ'. બેઉનો અર્થ, 'બારણાં'.

૨૫ માંડ્યાં વિષયનાં ચિહ્‌ન—બાહુકના વિદૂષક-વેડાની પરાકાષ્ઠા! એ આ નાટક શું કામ કરે છે? હસાવવા જ? પ્રેમાનંદ પ્રત્યે કૂંળા રહેવું હોય તો એક ખુલાસો આનો આપી શકીએ. તે એ કે નળ અહીં પોતાનું ખરું પોત છુપાવી, આવું નળના કરતાં બધી રીતે વિસદશ વર્તન દમયંતીને દેખાડી, તેના પ્રેમના ઊંડાણ અને દઢતાની કસોટી કરી જોવા માગે છે. ચક—પડદો, આડશ. ભિન્નાભિન્ન—ભેદભાવ. 'ચિત્ત મળ્યું' તથા 'નથી ભિન્નાભિન્ન' એ શબ્દોમાંનું બાહુકનું ધૃષ્ટ સૂચન જુઓ. પાઠાન્તર 'વિત્રથી'. ચિહ્નિન—ચિહ્ન, ચાળા.

## કડવું ૫૯

(દમયંતીએ ગૂઢ વાણીમાં નળને આપેલો ઠપકો અને તેને સમજાવેલી પોતાની વીતક-કથા)

આ કડવામાં લોકસાહિત્યમાં જોવા મળતી કવિતાની છટાઓ અમુક પ્રમાણમાં દેખાય છે. ૨. દમયંતીની કુલમરજાદ અને એનું ગૌરવ. પ્રગટે—સામે બેસીને. 'પરપુરુષ' પાઠ ('પુરુષ' માટે) વધુ સારો, જો કે એ પાછળની પ્રતનો છે. ૪. ચરે—ઝરે, તોરમાં હીંડે... નટે—અર્થ સ્પષ્ટ નથી. 'નારીને છોડી ચાલ્યા જાય' એવો અર્થ હશે? પછીની કડી એમ અટકળ કરવા પ્રેરે છે. લાજે...રાજવટે—રાજવટને આ ન શોભે એમ એને થાય નહિ. ૫. નળને સખત ઉપાલંભ. માંને—મનમાં; પાઠાંતર 'મનના'. ૬–૧૧ : નળે કરેલા પોતાના ત્યાગનું સોપાલંભ સૂચન. ૭–૮ : પહેલી ત્રણ લીટીમાં પુરુષનું પ્રથમ સ્નેહ વેળાનું વર્તન ને ચોથીમાં દુ:ખના દહાડામાં તેનું એથી જુદું જ વર્તન. ૯. સ્ત્રીનો પ્રીતિભાવ. ૧૦. બાળકો છોડયાનો ઉલ્લેખ. ૧૨. પ્રિયતમા અને બે સંતાનની માતાના પુરુષે કરેલા ત્યાગનો ઉલ્લેખ. ૧૩. પ્રભાજળ—પ્રવાહજળ. અખો 'પ્રવાહ'ને 'પ્રભા' જ લખે છે. ચતુર પુરુષ ચૂકે અને નારીને તજે તોયે રખે પોતાની એ વેલ સુકાઈ જાય

એ ચિંતાથી (પ્રેમનું) પ્રવાહજળ તો વહેતું નથી પણ આ તો ફરી આવી ઢૂંક્યો જ નહિ! ૧૪ જે સ્થળનું જળ પીજે—જેની પ્રીતનો (કે જેના સૌંદર્યનો) ઉપભોગ કરીએ 'શખા તા' પાઠ ઠીક. શલા—શલ્યા, શિલા ૧૪-૧૯—કપોત, નળને. ૧૯ પાવલીએ—પગે (પાદ પરથી) ૨૦. બીજી લીગીનો કર્તા, 'શઠ સ્વામી'. ૨૧. તેણે—રોષમિશ્રિત વટમાં. ૨૨ ચોરી—વાક 'લંપટ લોકો કામી' તે વણજારમાંના કેટલાક ૨૫ નકટ—નફફટ નીચપણું.. નેટ—આ ગાળો કોને? શઠ સ્વામીને? કે પોતાને દામીપણું કરવું પડ્યું તેના આત્મતિરસ્કારમાં પોતાની જાતને? ૨૬. ભાગો શિર ઈંવણુધોરી—અર્થ અસ્પષ્ટ માથા પર લાકડા ફાડો તોય અનોરી નાથ જાગે નહિ? ધોરી—બળદ? 'નાથ'ને આ ગાળ? પાઠાન્તરો બહુ મદદ કરતા નથી ધીટ—કઠણ વજાકીટ—વજ્રનો ગઠ્ઠો. ૨૮ કહેતાં...આવડે—દિલની વરાળ ઠાલવવાના આવડતી નથી ૩૨-૩૩ ક્ષમા પર રોષ એણે ભવાનેનિર્દોષને દુઃખ આપ્યું છે માટે, જેમ ફાવ્યું તેમ (કર્માંધમાં) વિધિલેખ લખે છે માટે, ધરમાં કલેશ ઘાલે છે માટે પ્રભવી—પગભરી, હેરાન કરી

આ કડવામાં ઘણે સ્થળે અર્થ બેસાડતા મુશ્કેલી પડતી અનુભવાશે કવિ દરેક કડીના ચારે ચરણના અંતિમ શબ્દોના પ્રાસની જે રમઝટ બોલાવે છે એમાં અર્થ-વૈશદ્યને આંચ આવશે એ તેણે જોયું નથી બધી વાત ક્રમપુરસ્સર સીધી કંતાતી આવે એ રીતે મુકાઈ નથી. કડીઓ બીજી સાથે અણુમ ધાયેલી રહે છે પણ ત્રણ વર્ષે મળવાનું થયું છે તો પોતાની નિર્દોષતા છતાં વેઠવાં પડેલાં દુખ ને ત્રાસનો ઉકળાટ દમયંતીથી આમ હૈયાના ઊભરા તરીકે વ્યક્ત થઈ જાય છે. ને લાગણીના ઊભરા વ્યવસ્થિત રીતે ગોઠવીને ઓછા જ ઠલવાય છે? કડવામાં પુરુષને પ્રેમદાએ ગાળો ઘણી આપી છે અને કપોત પણ દમયંતી જેવી સાધ્વીને આ અનુદાત્તતા શોભે? પણ જેમ બાહુક દમયંતીની કસોટી કરવા મથતો હતો એનો ખુલાસો એના વિલક્ષણ વર્તનનો

આપણે આગળ ધર્યો, તેમ દમયતી પણ બાહુકને આના કઠણ વચનોથી ઉશ્કેરી તેને પડમાં આનવા લનચાવવા ઇચ્છે છે અથવા તેની કમોગી કરવા માગે છે એમ અનુમાન થાય

## કડવુ ૬૦

(બાહુકનો ઉત્તર અને દમયતીની વિનતિથી તેનુ નળરૂપે પ્રગટ થવુ)

આ કડવાના સખ્યાક તથા સામગ્રી માટે જુઓ 'પાઠાતરા' —કડવુ ૬૦, આરભનો ફકરો

૧ **ભાર**—ભાર્યા તરીકેના લક્ષણો **અજ્ઞાન**—ભોળિયો, પત્ની (ભારજા) ને ઓળખી ન શકતો ૨. કર્તા 'ભારજા' બાહુકનો દમયતી માટેનો ગર્ભિત ઉલ્લેખ **૩ જો કળિએ પૂર્યો**—આગલી લીટીમા પોતાનાય વીનક નિર્ગશી બેઉના વીતે। માગેની જવાબદારી કળિની હોવા વિશેની માહિતી નળ દમયતીને આપે છે ૪. દમયતીને હવે પૂરી ખાતરી થઈ કે બાહુક તે જ નળ છે **લાગી**—ઝાળ લાગી, સળગી ગઈ 'અતરપટ દૂર થયો' એ અર્થ છે **૫ વિપરીત વેષ**—બાહુકનો વિલક્ષણ સ્વાગ ૬ 'વિયોગ' ને બે ત્રણ વાર 'વેરી' કહ્યો છે એ યાદ હશે ૮-૧૦ : નળ-દમયતી મિલનનુ હૃદયસ્પર્શી ચિત્ર **વનવેશ, પરસેવા**—નાયક અને નાયિકા બેઉને લાગુ પડે **૧૪ સાલકે—સાળાએ ઓળખાવ્યો**—ઋતુપર્ણને તેજ **અસ્ત ઋતુપર્ણનુ રાય**—ઋતુપર્ણ **૧૭ કલ્પના**—દુ:ખ **૧૮ ઉપમા**—પ્રશસા.

## કડવુ ૬૧

(બાહુક-દમયતી પ્રશ્નોત્તર અને બાહુકનુ નળમા પરિવર્તન)

આ કડવુ ભુજગી છદની ચાલમા લખાયુ છે ભુજગીની ચાલ પ્રેમાનદે 'રણયજ્ઞ'માં ૧૩ મા તથા ૨૧ મા એમ બે કડવામાં અને 'દશમસ્કધ'મા ઉખળબધન અને નાગદમનના કડવામા વાપરી છે

એ ચિંતાથી (પ્રેમનું) પ્રવાહજળ તો વહેતું મૂક્યું પણ આ તો ફરી આવી ફરક્યો જ નહિ! ૧૪ જે સ્થળનું જળ પીજે—જેની પ્રીતનો (કે જેના સૌંદર્યનો) ઉપભોગ કરીએ 'શના તા' પાઠ ઠીક શલા—શલ્યા, શિલા ૧૪-૧૬—ઝપેટો, નળને ૧૯ પાવલીએ—પગે (પાદ ૫ થી) ૨૦ બાજી વીંટીનો કર્તા, 'નાર સ્વામી' ૨૧ તેખે—રાખમિશ્રિત વરમાં ૨૨ ચોરી—વાત 'લંપટ લોકો કામી' તે વર્ણનામાંના કેટલાક ૨૫ નફ્ફટ—નફ્ફટ, નીચપણું નેટ—આ ગાળો કોને? શઠ સ્વામીને? કે પોતાને દાસીપણું કરવું પડ્યું તેના આત્મતિરસ્કારમાં પોતાની જાતને? ૨૬ ભાગો શિર ઈંધણધોરી—અર્થ અસ્પષ્ટ માથા પર લાકડાં ફાડો તોય અઘોરી નાથ જાગે નહિ? ધોરી—બળદ? 'નાથ'ને આ ગાળ? પાઠાન્તરો બહુ મદદ કરતા નથી ધીટ—કઠણ વજ્રકીટ—વજ્રનો ગઠ્ઠો ૨૮ કહેતાં આવડે—દિલની વરાળ કાઢતાં આવડતી નથી ૩૨-૩૩ ખમા પર રોષ એણે અમને—નિર્દોષને દુઃખ આપ્યું છે માટે, જેમ ફાવ્યું તેમ (કર્મોધમાં) વિધિલેખ લખે છે માટે, ધર્મમાં કલેશ ઘાલે છે માટે. પ્રભવી—પરાભવી, હરાન કરી

આ કડવામાં ઘણે સ્થળે અર્થ બેસાડતાં મુશ્કેલી પડતી અનુભવાશે. કવિ દરેક કડીના ચારે ચરણના અંતિમ શબ્દોના પ્રાસની જે રમઝટ બોલાવે છે એમાં અર્થ-વૈશદ્યને આંચ આવશે એ તેણે જોયું નથી. બધી વાત ક્રમપુરઃસર સીધી કથાની આવે એ રીતે મુકાઈ નથી. કડીઓ બીજી સાથે અણસમધાયેલી રહે છે. પણ ત્રણ વર્ષે મળવાનું થયું છે તો પોતાની નિર્દોષતા છતાં વેઠવાં પડેલાં દુઃખ ને ત્રાસનો ઉભરો દમયંતીથી આમ હૈયાના ઊભરા તરીકે વ્યક્ત થઈ જાય છે ને લાગણીના ઊભરા વ્યવસ્થિત રીતે ગોઠવીને ઓછા જ ઠલવાય છે? કડવામાં પુરુષને પ્રેમદાએ ગાળો ઘણી આપી છે અને ઠપકો પણ દમયંતી જેવી સાધ્વીને આ અનુદાત્તતા શોભે? પણ જેમ બાહુક દમયંતીની કસોટી કરવા મથતો હતો એવો ખુલાસો એના વિચક્ષણ વર્ણનનો

આપણે આગળ જોયું, તેમ દમયંતી પણ બાહુકને આવાં કઠણ વચનોથી ઉશ્કેરી તેને પડમાં આવવા નચાવવા ઇચ્છે છે અથવા તેની કસોટી કરવા માગે છે એમ અનુમાન થાય

કડવું ૬૦

(બાહુકનો ઉત્તર અને દમયંતીની વિનતિથી તેનુ નળરૂપે પ્રગટ થવુ)

આ કડવાના સંખ્યાંક તથા સામગ્રી માટે જુઓ 'પાઠાંતરો'—કડવુ ૬૦, આગળનો ફકરો

૧ ભાર—ભાર્યા તર્કિનાં લક્ષણો **અજ્ઞાન**—ભોળિયો, પત્ની (ભાર્યા) ને ઓળખી ન શકતો ૨. કર્તા 'ભાર્યા' બાહુકનો દમયંતી માટેનો ગર્ભિત ઉલ્લેખ ૩ જો કળિએ પૂર્યો—આગળી લીટીમાં પોતાનાથ થીનક નિર્દેશી બેઉના પીતોના માટેની જવાબદારી કળિની હોવા વિશેની માહિતી નળ દમયંતીને આપે છે ૪ દમયંતીને હવે પૂરી ખાતરી થઈ કે બાહુક તે જ નળ છે **લાગી**—ઝાળ લાગી, સળગી ગઈ 'અંતરપટ દૂર થયો' એ અર્થ છે ૫ **વિપરીત વેષ**—બાહુકનો વિલક્ષણ સ્વાંગ ૬ 'વિયોગ' ને બે વાર 'વેરી' કહ્યો છે એ યાદ હશે ૮–૧૦ : નળ-દમયંતી મિલનનું હૃદયસ્પર્શી ચિત્ર વનવેર, પગસેવા—નાયક અને નાયિકા બેઉને લાગુ પડે ૧૪ **બાલકે**—બાળાએ **ઓળખાવ્યો**—ઋતુપર્ણને તેજ **અસ્ત** ઋતુપર્ણનુ નાથ—ઋતુપર્ણ ૧૭ કલ્પના—દુખ ૧૮ ઉપમા—પ્રશંસા.

કડવુ ૬૧

(બાહુક દમયંતી પ્રશ્નોત્તર અને બાહુકનુ નળમા પરિવર્તન)

આ કડવુ ભુજંગી છંદની ચાલમાં લખાયુ છે ભુજંગીની ચાલ પ્રેમાનંદે 'રણયજ્ઞ'મા ૧૩ મા તથા ૨૧ મા એમ બે કડવામાં અને 'દશમસ્કંધ'મા ઉખળબંધન અને નાગદમનના કડવામા વાપરી છે

આગળ કડવા ૨૭ માં પ્રેમાનંદે ૭૬ હરિગીતની ચાલ વાપરી છે. આ સંબંધમાં નરસિંહરાવ દીવેટિયાએ લખ્યું છેઃ 'નળાખ્યાનમાં છંદની ચાલો વાપરી છે તે સારું જ કર્યું છે-બીજી દેશીએ જોડે શુદ્ધ છંદ આવત તો કઢંગો દેખાવ થાત.' ('રોજનીશી'—ના. ૪-૪-૧૧).

ગુ. ૧, ગુ ૪ અને ગુ. ૫ સિવાયની પ્રતોમાં આ કડવું ૬૦ મા કડવા તરીકે ૫૯મા પછી તરત આવે છે ગુ. ૫માં આ કડવું નથી. ગુ. ૧ ને ૪માં ૬૧મા તરીકે આ આપ્યું છે. અનુમાન એમ થાય છે કે ગુ. ૫ નો ૬૦ મે કડવે અંત આવે છે (જુઓ, પાઠાન્તરો, પૃ:૨૨૧) તે લખાણ પ્રેમાનંદની સૌથી પહેલી રચના હોય, અને પછી નળ-દમયંતી-મિલનનો પ્રસંગ વધુ ખીલવવા જેવો લાગતાં તેણે ૫૯મા કડવાની પટંતરે કહેવાયેલી દમયંતી-વીનક-કથાને ફરી વિશેષ રસિક રીતે આ કડવામાં રજૂ કરી હોય (ગુ ૧ ને ૪ પ્રમાણે). સં. ૧૭૪૨ વાળા એ સંસ્કરણનો કડવાનો ક્રમ સં. ૧૭૬૨ વાળા સંસ્કરણમાં સંદર્ભ વિચારી પ્રેમાનંદે કે બીજા આ આખ્યાનનો ગાવા વગેરેમાં ઉપયોગ કરનારાઓએ બદલી આ કડવાને ૫૯મા પછી તરત ૬૦મા તરીકે મૂક્યું હોય.

૧. રાયે-યુધિષ્ઠિરે. ૨. પ્રશ્ન કર્યું—બૃહદશ્વને. ૩. હીસે—હર્ષથી ઉત્સુક થાય. ૪-૫. દમયંતીની બાહુકપ્રશંસા ૬-૯. રૂપવંતા પણ મૂર્ખ અને રૂપહીન પણ ગુણવાન એવા બે પુરુષનો ભેદ બતાવી, કદરૂપા બાહુક તરીકેનાં એનાં ગુણલક્ષણોને ફૂલ ચડાવી, દમયંતી ચતુરાઈથી નળને જ એના રૂપવંતા નલસ્વરૂપ પર ચુકાદો આપવા વિનંતિ કરી, પોતે એની સામેનું તહોમતનામું કહી સંભળાવે છે. ૬. સીપ... ખોટા—પાઠાંતરો જુઓ. ૭. જેમ...કરિયા—પાઠાંતરો જુઓ. રજે—ધૂળમાં; રજ્જુ-દોરામાં (બીજા પાઠ મુજબ). ઇંદ્રિવારુણીનાં°—ઇંદ્રવારણાં દેખાવે સુંદર ને મોહક પણ ખાવે ઝેરી હોય છે. આ નળને કઈ રીતે લાગુ પડે એ દમયંતી ૧૦ મી કડીથી કહેવું શરૂ કરે છે. ૧૧. નિત્ય પ્રત્યે—નિત્યપ્રતિ, રોજ. ૧૨. તપન—સૂર્ય. ૧૩. મર્ત્ય બાલક—નળ. ૧૪. વિદાપી—દોષ વિનાના (વિ-ઊલટા અર્થ માટે). ૧૬.

ફંદ—જાળ. ૧૮. કર્નો, પેલો 'પુરુષ' ૧૯ ગયા હાડ—પોત પ્રકાસ્યુ ૨૧. શતખંડ ..વિજોગના શસ્ત્રથી માગ મે મે ટુકડા તેણે કરી નાખ્યા. ઉદ્યાન—વન. ૨૪ શીહારી—સહિયાગી (વેસ્યા)? ૨૭ નાખ્યાં —કાઢ્યા. ૩૨. શ્રેષ્ઠ—મોટુ ૩૪–૪૭: બાહુકનો ઉત્તર. દમયંતીની મર્મવાણીથી અંતરમાં એ પ્રસન્ન થયો, પણ એની 'પ્રીત વિશેષ' જોવા બહારથી એ ખીજાયેલાનો દેખાવ કરે છે. ૩૮. પ્રભવી ગ્રેહજવા-ળા—લગ્ન પહેલા, નારદ પાસેથી દમયંતીની રૂપપ્રશંસા સાભળીને. ૪૨–૪૪ · નળનો પોતાના વીતકનો ઉલ્લેખ અપવાદ—ગાળ. કહ્યો . ભૂત જેવો—કતો. 'કોઈ કે,' 'લોકોએ,' 'પેલી સ્ત્રીએ' નહિ કોણુ કોનાં...સામું જોશે——બસ, આ જ સાચો જવાબ છે બનેનો, એક-મેકને સમજુ માણસ તો આમા કર્મનો પ્રભાવ જોશે ૫૦ થયું ભેટવા ......રે ફાટી—બાહુક નળ જ છે એવી પ્રતીતિ થતાં જુઓ દમય-તીનું વર્તન. બે જ લીટીમા એની પતિમિલનની ઉત્સુકતા કવિએ કેવી સુંદર વર્ણવી! પ્રેમમાતી—પ્રેમમત, પ્રેમમસ્ત ૫૩ અપગાધ .. જોયે—કેવુ અસરકારક ક્ષમાપન, નળનો ગમે તેવો રોષ પણ પીગળાવી નાખે એવુ! ૫૪ છે ..સાખી—મે માઠવા ખાધા છે કે નહિ તે તો ભગવાન જ જાણે છે. ૫૫ રેણુ ઘાતું—ધૂળ ધાલુ, ધૂળ ખાઉ ખાઉ તે ધૂળ બગબગ ૫૭ નથી રૂપનું...ચર્ણ તાહારાં—દમયતીન પાત્રની ઉચ્ચતમ ઉજ્જ્વળતા અહી છે એને નળના બાહુકરૂપનો ભય નથી એની પ્રીતિ દેહના બાહ્ય રૂપની પાર આત્માના સૌંદર્ય સુધી પહોચી ગઈ છે નળ પહેલાનો રૂપાળો નળ નહિ રહે તોય એના જ ચરણુની દાસી બની રહેવામા એ કૃતાર્થતા માનવાની દમયંતીના આ ઉદ્ગારમા સતીત્વનો, આર્ય સ્ત્રીત્વનો અને દાંપત્યપ્રેમનો આદર્શ એક સાથે સૂચિત થાય છે આપ્યો હોત તો ભાભીઓને દમયંતીએ આ જ ઉત્તર આપ્યો હોત. પણ એનો ઘટનો પ્રસગ અહી જ છે તે વેળા તો મૌન જ એને માટે ગૌરવાસ્પદ હતુ

આવી સર્વોત્તિ હવે વધુ વખાન તવાવાનુ હોય નહિ નળ પણ

એવો જ એનો વિજોગી હતો દમયંતીના આવા ઉદ્‌ગાર સાભળીને એનુય અતર દમયતીને મેટવા કેમ ન ઇચ્છે ? તે તત કર્કોટકે આપેલા વસ્ત્રનો ઉપયોગ કરી 'મૂળગુ રૂપ' ધારણ કરી નળરૂપે પ્રગટ થાય છે અને દમયતી 'જેમ તમાલ વૃક્ષે વીટાયે વેલી, તેમ કથને વળગી ટી ગુણવેલી'

બાહુક અને દમયતીનો સવાદ પ્રેમાનદે પોતાની સ્વતત્ર રીતે યોજ્યો છે પદ્યમા કહવાને બાજ પર મૂકીએ તો આ કડવામા એ સવાદ જે રીતે એણે ચલાવ્યો છે તેમા કશુ આપણને અપ્રસન્ન કરે એવુ આવતુ નથી ઉલટુ પ્રેમાનદનુ કવિચાતુર્ય એમાં પ્રતીત થાય છે મહાભારતમા બાહુક-દમયતીના મિલનના પ્રસગનુ નિરૂપણ આથી જુદુ છે બાહુકે પોતાની પિછાણ આપ્યા બાદ દમયતીને નવા સ્વયંવર વિશે પૂછ્યા તેની અશ્વવિદ્યાનુ પારખુ કારણ તરીકે દમયતીએ ધર્યું અને વાયુદેવે આકાશવાણીથી એની સાક્ષી પૂરતા બાહુક કર્કોટકના વસ્ત્ર પહેરી નળ બની ગયો મહાભારતના આ નિરૂપણમા એક પ્રકારનુ સીધાપણુ અને શાન્ત ગૌરવ છે ભાલણ એના 'નળાખ્યાન'મા મહાભારતને જ અનુસરે છે (જુઓ ૨ ૩૧-૩૨) પ્રેમાનદ આ સવાદને રસિક બનાવવા અને નળના અભિમાનના પ્રસગને પોતાની રીતે ચમત્કૃત પૂર્ણ અને ઔચિત્ય બનાવવા મથ્યો છે

કડવુ ૬૨

(નળ પ્રગટ થવાથી રાજમહેલમા તથા નગરમા ફેલાયેલો આનદ)

૧-૨ સાહેલીઓનો હાથ ૪ સૈરન્ધ્રી—દાસી ૬ ભૂપને —નળરાજ માટે ૮ પ્રગટક—પ્રગટ થવાની ક્રિયા ૧૦ જાજુલમાન—જાજ્વલ્યમાન ૧૩ શાલક—સાળા શાળાહેલી—સાળાઓની પત્નીઓ ૧૪ નળ—દમયતીના યુગલને 'લક્ષ્મીનારાયણ' અને 'શિવઉમયા'ની ઉપમા કેવી સુયોગ્ય છે!

## કડવું ૬૩

( ઋતુપર્ણનો પશ્ચાત્તાપ )

જઈ . **સાગરમાંહે**—ઋતુપર્ણ તો મરવાની તૈયારી કરે છે! પ્રેમાનંદનુ ઉત્કટ આલેખન **મેરુતુલ્ય**—મેરુ પર્વત જેવડો ગરિ થાય તેટલા **તે પેટભરી...ઘેર અન્ન:** આ પણ પેલી ભાનુમતીની માફક બોલે છે રાજાને ત્યા ખાવાનુ પૂરતુ ન મળે? પણ સામાન્ય ગુજરાતીઓની મર્યાદાઓનું આરોપણ પ્રેમાનંદ દેવોમાંય કરે છે તો રાજાઓ અને રાણીઓમા કેમ ન કરે? ૧૧—૧૬ નળરાય જેવી વિભૂતિ પોતાને ત્યા આવી ચડી અને પોતાથી મૂરખથી એની કશી કિમત થઈ નહિ એનો ઋતુપર્ણનો સખેદ પશ્ચાત્તાપ અલંકાર, દૃષ્ટાંત કે ઉપમા? **શ્રાવણકીટ**—અળશિયુ **ધરાધર**—પૃથ્વી (ધરા)ને ધારણ કરનાર શેષનાગ **ભિક્ષાને**—ભિક્ષા માટે **આહેશ**—મહેશ, શંકર. **ચડકલી**—ચરકલી, ચકલી. **અંધપત્નીતણાં ..સંસાર રે** આંધળાની પત્ની ગમે તેટલા આભૂષણ પહેરે પણ તે નકામા છે, કારણ તેનો પતિ કઈ એ જોવાનો નથી, કે એથી એના પત્નીના સૌંદર્યને વખાણવાનો નથી **ભૂર**—(૧) ઘણો, (ભૂરિ), (૨) મૂર્ખ. **વારુણી**—મદિરા **ખેદના**—દુ ખ, ગ્લાનિ **કૃતકર્મ**—કરેલા (નઠારા) કર્મ **હળાહળ**—વિષ

'મહાભારત'ના 'નલોપાખ્યાન'મા ઋતુપર્ણ બાહુક નળરાજા છે એ જાણતા ઘણો રાજી થઈ નળ પાસે એના અજ્ઞાતવાસમા પોતે કર્યા હોય તે અપરાધની ક્ષમા માગે છે અને નળ તેના મનનું સમાધાન ત્રણ શ્લોકમા કરી પોતાની પાસે એની થાપણરૂપે રહેલી અશ્વવિદ્યા એને આપે છે એટલું જ આવે છે (અશ્વવિદ્યા થાપણરૂપે એટલા માટે કે કુદનપુર આવતા રસ્તામા જ્યારે પોતાની ગણિતવિદ્યાનો ઋતુપર્ણે એને પરચો કરાવ્યો અને તેણે અને બાહુકે પોતપોતાની વિદ્યાનુ પરસ્પરને જ્ઞાન આપવા ઇચ્છ્યુ ત્યારે તેણે પાસાની વિદ્યા બાહુકને

-શીખવી, અશ્વવિદ્યા પોતે તેની પાસેથી નિરાંતને વખતે લેશે એમ કહી તે તેની પાસે પોતાની થાપણ તરીકે રાખવા કહ્યું હતુ). પ્રેમાનંદ એ સાદા પ્રસંગને ઉત્કટ બનાવી અને રંગ ચડાવી તેનાં બે કડવાં બનાવે છે. આખ્યાનકાર પ્રેમાનંદ કોનું નામ?

## કડવું ૬૪

(નૈષધનાથે ઋતુપર્ણના ચિત્તનું કરેલું સમાધાન)

પ્રેમાનંદે ભલે બે કડવાં ઋતુપર્ણનાં ક્ષમાપન–સાંત્વનનાં બનાવ્યાં પણ તેમાં આગલામાંનાં પેલાં સુંદર ને સચોટ દૃષ્ટાંતોથી અને આ કડવામાંના નળના ઉદ્‌ગારોથી થાય છે કે એ લેખે છે.

૧. ન...પ્રાણી—રાજન (નાયક), એમ હૈયું (પ્રાણી=પ્રાણ) પોચું ન કરીએ ૩. નીરવી—નિર્વાહ પરથી; નભાવડાવી, સહેવડાવી, ભોગવાવી. જે જનુનીનું...દીધું: તમે તો મા કરતાં વધુ સુખ આપ્યું છે મને. કઈ રીતે? જુઓ કડી ૪. મા તો દશ મહિના જ પેટમાં આશરો આપે છે, એથી વધુ થાય તો 'આ કોણ મૂવું પેટ પડ્યું છે' એવું કહે છે, ત્યારે તમે તો ત્રણ વરસ લગી મને આશરો આપ્યો છે. ૫ અનુભવે નળને શીખવેલું સત્ય, અર્થાન્તરન્યાસનો સારો પ્રયોગ. ૬. જે લોભના લીધા (લુબ્ધ) પ્રેમ કરતા આવે (માયા માંડે) તેમની પરીક્ષા દુઃખને દહાડે થઈ જાય છે. ઉઘાડી તલવાર દેખતી વેળા ક્ષત્રિયના પાણીની પરીક્ષા થાય છે; ભૂંડા મિત્ર ભીડ (આપત્તિ)વેળા આપણને છોડી જાય (છાંડે). ૬-૭: કડી ૫ ના અનુભવવચનનાં સમર્થક ઉદાહરણ. ૮. તે દુઃખસાગરની આવે છે લહેરી: એ દુઃખસાગરનું સ્મૃતિ-મોજું (લહરી) અસારે આવે છે. ૧૦. કલ્પ—ચાર યુગનો સમય. સોમવલીપાન—સોમવલ્લીના રસ (સોમરસ)નું પાન. શરણાગત-વાછલ—શરણાગત-વાત્સલ્ય. ૧૩–૧૪: ઋતુપર્ણની સુજ્ઞતા પશ્ચાત્તાપ માટે પોતાનો આ બીજો અપરાધ ખોળી કાઢે છે. ઉપકીર્તિ—અપકીર્તિ (સર. ઉપવાસ-અપવાસ). આ એને

અયોધ્યામાં જ સરજ્યું હોત તો? પણ તો વાત અહીં લગી પહોંચત જ ક્યાંથી? એહેવી...થકી—એવી અપુણ્ય અઘટિત વાત હું અંધ ચણી થઈ. બુધ્ય—કામના, ઇચ્છા.

## કડવું ૬૫

(ઋતુપર્ણનું દમયંતીની ભત્રીજી સાથે લગ્ન અને એની વિદાય: નળનું નૈષધદેશ પ્રતિ ગમન અને રાજ્યપ્રાપ્તિ: આખ્યાનની સમાપ્તિ.)

આ કડવાનો રાગ ધવલ ધન્યાસી છે. 'રણયજ્ઞ' તથા 'મામેરુ' માં છેલ્લા કડવામાં પ્રેમાનંદે આ જ રાગ વાપર્યો છે. આખ્યાનની પૂર્ણાહુતિને માટે એ એને અનુકૂળ લાગતો હશે?

૧–૩. પરણવા આવેલો વર કન્યાને પરણી ન શકાયું તો તે જ ગામમાંથી બીજી કન્યાને પરણીને પાછો ઘેર જાય છે. એમાં એના સ્વમાનનો પ્રશ્ન હોય છે. આ આચાર ગુજરાતને પરિચિત છે. દમયંતીને પરણવા કોડભર્યો આવેલો ઋતુપર્ણ અત્યારે ઝંખવાણો પડી ગયો છે. એ એમ ને એમ પાછો જાય એ પેલા આચારની છાયામાં જીવતા ગુજરાતને નહિ ગમે એમ માની એ ગુજરાતની વ્યવહાર-બુદ્ધિવાળા એના આ આખ્યાનકાર-શિરોમણિએ પોતાના પ્રતિનિધિ નળરાય દ્વારા વ્યવહારુ માર્ગ કાઢી પ્રસંગ બરાબર સાચવ્યો કે સંભાળી લીધો ('વેળા વાત સંભાળી') છે. ઋતુપર્ણ સાથે 'દમયંતી શું બીજી' એવી એની ભત્રીજીને વરાવવામાં આવે છે! આમ કરી, બીજી રીતે સુખાન્ત બનતી આ કથામાં બનીને પાછા જવાની સ્થિતિમાં મુકાયેલા ઋતુપર્ણને ફજેતીમાંથી બચાવી પ્રેમાનંદે તેને પણ અંતે સુખસંતોષ આપી વિદાય કર્યો છે. ખરી રીતે દમયંતીએ બાહુકને કુંદનપુર ખેંચી લાવવા ઋતુપર્ણને સાધન જ બનાવેલ છે. તેને ફજેતીની શિક્ષા ઘટે નહિ. નળને માથે ૬૩મા કડવામાં નળે જ જેનો સાભાર સ્વીકાર કર્યો છે એવો ઉપકાર કરનારને

હાંસી નહિ પણ આવો જ બદલો ધરે, એવી પ્રેમાનંદની કાવ્ય-ન્યાયની કોઈ સૂક્ષ્મ સમજ પણ એના ગુજરાતીપણા જેટલો આમાં ભાગ ભજવ્યો હોય. **અનંગઅંગના**—કામદેવની પત્ની, રતિ. **૫. આપી અશ્વવિદ્યાયજી**: આ વર્ણન મહાભારત પ્રમાણે, (જુઓ ૬૩મા કડવાના વિવરણનો અંતભાગ) પણ 'માંહોમાંહે મંત્ર આપ્યા' (કડવું ૫૩, કડી ૭૩) એની જોડે અસંગત. **૭. પ્રીતે પાયે પલાય રે**—પ્રેમથી પગે ચાલીને (પાયે) સામો આવતો હતો. પુષ્કરનુંય કળિએ પોતાની લીલા સંકેલી લેતાં હવે પરિવર્તન થઈ ગયું છે. **૮–૧૧. કળ...કેકાણજી**—ગણી ન શકાય, સંખ્યા જાણી ન શકાય તેટલા ઘોડા (કેકાણ); અથવા, કળ ન પડે એવો ઘોંઘાટ. **પ્રબળ...પ્રાણ**—જુઓ પ્રજાજનોનું આ વર્નન અને સરખાવો દ્યૂતમાં હારેલા નળ પ્રત્યેનું એમનું જ વર્નન. એ વખતે પુષ્કરની ધાક હતી એ એક ખુલાસો એમના એ વખતના વર્તનનો છે ખરો. **૧૦. પટહ**—પડો. **૧૨. શું ઉદધિ...માટજી**: રૂપક અને ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ. નળરૂપી પૂર્ણ ચંદ્રને માટે (એટલે, એના આકર્ષણથી) પર્વણી એટલે પૂનમનો ઉદધિ જાણે ભરતી ઉછાળતો હોય એમ દેખાતું હતું. આ ઉદધિ તે માનવીઓનો. સરખાવો, 'માનવમહાસાગર', 'માનવમહેરામણ' જેવા અત્યારે થતા શબ્દપ્રયોગ. આખું વર્ણન ચિત્ર ખડું કરે એવું છે. **૧૩. મિથ્યા વિરોધવિચાર છ**—તમારો એનો વિરોધ કરવાના વિચારનું, અથવા, એના મારા પ્રત્યેના અરિભાવ (વિરોધ)નું તમારું અનુમાન બરાબર નથી. કળિ હવે ચાલ્યો ગયો છે એ નળ જાણે છે તેથી કહે છે, 'પુષ્કરનું...કળિવિકાર છ.' **૧૬. એમ ગોષ્ઠિ કરતાં**—નળ તેના સાળાઓ સાથે આમ વાતચીત કરતો હતો ત્યાં. **પુષ્કર......મન સાધજી**—પશ્ચાત્તાપ્ત પુષ્કરનું વર્ણન. એ હાથ બાંધીને દંડવત્ પ્રણામ કરતો કરતો આવે છે! **૧૮. મસ્તક સૂંઘી**—વડીલો નાનેરાંને મળે ત્યારે પોતાનું વહાલ ને વાત્સલ્ય બતાવવા તેમનું મસ્તક સૂંઘતા એવું વર્ણન સંસ્કૃત

પુરાણસાહિત્યમાં ઘણું મળે છે. ૧૯ શોભે કામ વસંતરુ—વસંત એ કામદેવનો મિત્ર છે. કામદેવ જેવા રૂપવંતા નળ પાસે વસંત જેવો પુષ્કર શોભતો હતો. સુંદર વર્ણન. ૧૯–૨૦ પુષ્કરનાં પશ્ચાત્તાપનાં વચનો. 'સાત સમુદ્રે...મુખ જી' એ શબ્દો શેક્સપીયરના 'મેકબેથ' માંના લેડી મેકબેથના 'All the perfumes of Arabia will not sweeten this little hand Oh, oh, oh, !' એ શબ્દોનું સ્મરણ સાહિત્યરસિકોને કરાવશે.

પુષ્કરનું પરિવર્તન પ્રેમાનંદનું સર્જન છે. 'મહાભારત'માં તો પુષ્કર હતો તેવો જ હોય છે અને એની સાથે દ્યૂત રમી નવી શીખેલી દ્યૂતવિદ્યાને પ્રતાપે નળને એને જીતવો અને ગાદી પરથી દૂર કરવો પડે છે. પ્રેમાનંદનો સુધારો જરાય વાંધાભર્યો નથી. 'રણયજ્ઞ' માં રાવણ અને કુંભકર્ણનાં પાત્રોને રામાયણ કરતાં સુધારવામાં એણે જે કુશળતા દેખાડી છે તેવા જ પ્રકારની કુશળતા અને દૃષ્ટિ તેણે અહીં દેખાડયાં ગણાય નહિ? લોકો પર પાત્રનું આવું નિરૂપણ વધુ અસર કરે એમ પણ ખરું કે નહિ?

૨૭–૩૩: નળના ધર્મરાજ્યનુંવર્ણન પ્રેમાનંદનું આદર્શ રાજ્યનું ચિત્ર. નળના રાજ્યમાં પુસ્તકને જ બંધન હતું; કોઈ મનુષ્ય ગુના કરતા ન હતા કે તેમને બંધનમાં નાખવા પડે. દંડ સંન્યાસી (શ્રીપાતના) જ હાથમાં રહેતો; રાજાને કોઈ ને દંડ એટલે શિક્ષા કરવી પડતી નહિ ૨૮. કંપતી હતી માત્ર ધજા જ, લોકો નહિ. કુળધર્મ એકલા પારધીએ જ મૂકર્યા હતાં, પારધીઓએ જ શિકાર ને જીવહિંસા બંધ કર્યા હતાં, લોકોએ કુળધર્મ છોડયા ન હતા. ૨૯. ભય એક ચોર (તસ્કર) ને જ રાજાનો વર્તતો; લોકોને નહિ. વિયોગ બે .બારણાંને (કપાટને) જ નિત્યનો વેઠવો પડતો: નળના રાજ્યમાં પ્રજા ચોરીના ભય વિના 'ઉઘાડે બાર' સૂઈ શકતી); નરનારીઓને કે :મિત્રોને કે માતપિતાને અને સંતાનોને વિયોગદુ:ખ હતું નહિ. નળના રાજમાંહાં ..વિજોગ જી

—આ પંક્તિઓમાં શ્લેષમિશ્રિત પરિસંખ્યા અલંકાર છે. ભીમકના રાજ્યને પણ લગભગ આવી જ રીતે કવિએ વર્ણવ્યું છે (કડવું ૧૪, કડી ૮–૯) પ્રેમાનંદના એ અને આ વર્ણનમાં ભાલણની અથવા 'કાદંબરી'ની એના પર અસર હોવાનું અનુમાન થાય એવું છે. જુઓ, ભાલણકૃત 'કાદંબરી' કડવું ૨, કડીઓ ૧૧-૧૫ અને કડવું ૭ કડીઓ ૩૮-૪૦ (અનુક્રમે શૂદ્રક અને તારાપીડનાં ધર્મરાજ્યનાં વર્ણનની). ૩૦ શૂરી—તીવ્ર ધારવાળા જ્ઞાન-ખડ્ગના ઉપયોગમાં. દેહગૃહ...તે વારજી—દેહરૂપી ઘરમાં ૭ (ષટ્) ચોર (કામ, ક્રોધ, લોભ, મદ, મોહ ને મત્સર) કોઈને પીડી શકતા ન હતા: આગલી લીટીમાં વર્ણવાયેલ 'તીવ્ર જ્ઞાનખડ્ગ'ને પ્રતાપે.૩૧. બોલે...ગુપ્ત દાનજી—કોઈ ખોટું બોલતુ તો તે ગુપ્તદાન કરીને જ, સિવાય નહિ. ૩૪. ગુણગ્રામ—ગુણભંડાર, નળનું વિશેષણ ૩૬-૩૯. બૃહદશ્વ-યુધિષ્ઠિર સંવાદની પૂર્ણાહુતિ. એહેવા: નળ ને દમયંતી જેવાં. એ દુઃખ...રોય જી – મહાભારતના 'નલોપાખ્યાન'નું પ્રયોજન અહીં સિદ્ધ કરાય છે. જુઓ ૧લા કડવાની ૨૦મી કડીનું વિવરણ. ૪૦-૪૧. આખ્યાનની ફલશ્રુતિ. આપે પુસ્તક—આ આખ્યાનની પોથી-નું દાન કરે ૪૧. સરખાવો, कर्कोटकस्य नागस्य दमयंत्या नलस्य च । ऋतुपर्णस्य राजर्षे कीर्तनं कलिनाशनम् ॥ (મહાભારત-વનપર્વ-અ. ૭૯, શ્લો. ૧૦). પ્રેમાનંદે યાદીમાં સુદેવનું નામ દાખલ કર્યું એટલો એનો ઉમેરો. ૪૨-૪૫ આખ્યાનકારનો આત્મપરિચય અને આખ્યાનની પૂર્ણાહુતિની મિતિ ૪૩. કાલાવાલા—વિનંતિ કે આજીજી; આગ્રહ (અર્વાચીન સૂરતી ભાષામાં); કાલીઘેલી વાણી. ત્રીજો અર્થ જ કવિને અભિપ્રેત સરખાવો, 'કાલાવાલા માની લેજો' ('ઓખાહરણ'ની પૂર્ણાહુતિ વેળા). ૪૪. આ કૃતિ સૂરતમાં આરંભાઈ અને નંદરબારમાં પૂરી થઈ. આ નંદરબાર તે ખાનદેશનું નંદરબાર કે છગનલાલ વિદ્યારામ રાવળે સૂચવ્યું છે તેમ ચાણોદ નજીક કરજણ નદીના કિનારા પર આવેલું નાંદોદ? 'ત્યાં કવિના વખતમાં (તેમ હાલ

પણ) રાજાનું રાજ્ય હતું ને ત્યાંના રાજાને નંદપુરનો રાજા અને તેના દરબારને નંદ–દરબાર કહેતા.'* આ 'નંદ–દરબાર'માંથી 'નંદરબાર' થયું હોય. 'રણયજ્ઞ'ની પૂર્ણાહુતિની 'કથા કરી એ નંદાવતી માંહ્યા...' એ પંક્તિનો 'નંદાવતી' શબ્દ આ 'નંદોદ'ના અનુમાનને ટેકો આપે. ૪૫. 'નળાખ્યાન'ની પૂર્ણાહુતિની મિતિ માટે જુઓ પાદટીપ. સં. ૧૭૩૩, ૧૭૪૨ અને ૧૭૬૨ એ ત્રણ રચ્યાસાલ એની મળે છે. જુઓ કડવા ૬૧માંનું વિવરણ પૃ. ૩૪૬. ૪૬–૪૭. સદ્ય—તરત. પાદનિર, 'પદ'.

* 'સાહિત્યકાર'નો 'પ્રેમાનંદ અંક'–વડોદરા સાહિત્ય સભા–પૃ. ૧૯૪.